अथ वा कृतवाग्द्वारे वंशेऽस्मिन पूर्वसूरिभिः।
मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः॥

रघुवंश १ : ४

ગુજરાતમાં ભાષાવિજ્ઞાનની દિશા ઉઘાડનાર

વ્રજલાલ કા. શાસ્ત્રી
નરસિંહરાવ દિવેટિયા
કેશવલાલ હ. ધ્રુવ
ડૉ. ટી. એન. દવે
કેશવરામ કા. શાસ્ત્રી
પંડિત બેચરદાસ દોશી
ડૉ. ભોગીલાલ સાંડેસરા
કાન્તિલાલ બ. વ્યાસ
ડૉ. હરિવલ્લભ ભાયાણી
અને
ડૉ. પ્રબોધ પંડિત
ને
ગ્રંથારંભે વંદના

# નિવેદન

ભાષા તો જીવંત પ્રક્રિયા છે અને તેથી જ ભાષાની યાત્રા નિત્ય વિવર્તશીલ અને નિત્ય વિકાસશીલ હોય છે. અભ્યાસીને આ યાત્રા શુષ્ક નીવડતી નથી. એનો અલ્પ પરિચય કરાવવાનો આ પુસ્તક પાછળ ઉદ્દેશ છે. સ્નાતક અને ખાસ કરી અનુસ્નાતક કક્ષાના અભ્યાસીઓને તે પ્રયત્ન ઉપકારક નીવડશે એવી શ્રદ્ધા છે.

પુરોગામીઓએ કરેલા કાર્યનો શક્ય તેટલો ઉપયોગ કરી આ પુસ્તકને સમૃદ્ધ બનાવવાનો પ્રયાસ કરેલો છે. ભાષાવિજ્ઞાન વિશે સાધારણતઃ જે પૂર્વગ્રહ દેખાય છે તેને એક બાજુ મૂકીએ તો આ અભ્યાસ પણ રસપ્રદ બની શકે છે. પુસ્તકનું મૂલ્ય તો અભ્યાસીઓએ જ કરવાનું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં પ્રો. શ્રી. તનમનીશંકર શુક્લનો પહેલેથી છેલ્લે સુધી મમતાભર્યો સહકાર અને માર્ગદર્શન મળતાં રહ્યાં છે અને શ્રી. ગજેન્દ્રભાઈ વ્યાસના ભાષાવિજ્ઞાનના અભ્યાસનો લાભ સતત મળતો રહ્યો છે. એમના ઋણની અહીં સાભાર નોંધ લઉં છું. પુસ્તકમાં ચિત્રો દોરી આપવા બદલ શ્રી. હીરાલાલ રાઠોડ અને ઝડપથી અને કાળજીપૂર્વક મુદ્રણ કામ કરવા બદલ શારદા મુદ્રણાલયના કાર્યકર્તાઓનો હું આભારી છું.

સાધારણ રીતે આ પ્રકારનાં પુસ્તકનું પ્રકાશન એક સાહસ છે. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલક શ્રી શંભુભાઈનો આ સાહસ માટે હું આભારી છું.

ઉત્તરાયણ,
૨૦૨૨

—જે. સી. દવે

# અનુક્રમ

# શુદ્ધિપત્રક

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૦ | સરકારને | સહકારને |
| ૨૦ | ૫ | ઘોઠવવાની | ગોઠવવાની |
| ૩૨ | ૧૩ | ભાષા | ભાષામા |
| ૫૫ | ૭ | 'વ' અઘોષ...'ફ' ઘોષ | 'ફ' અઘોષ...'વ' ઘોષ |
| ૬૪ | ૧૭ | શ્રી પ્રકાશ | શ્રીપ્રકાશ |
| ૬૭ | ૧૧ | Laryngosoope | Laryngoscope |
| ૬૭ | ૨૦ | exaetly | exactly |
| ૭૧ | ૮ | Langnage | Language |
| ૭૪ | ૮ | Distinetive | Distinctive |
| ૭૫ | ૧૯ | voeal | vocal |
| ૭૫ | ૨૦ | sopnd | souud |
| ૭૮ | ૪ | અ | એ |
| ૧૦૧ | ૪ | Evocentric | Exo- |
| ૧૦૨ | ૮ | वागना | फगना |
| ૧૨૪ | ૨૦ | खुज्जड | खज्जड |
| ૧૨૪ | ૨૧ | खुज्जु | खज्जुं |
| ૧૨૪ | ૨૨ | ખાજુ | ખાજું |
| ૧૭૦ | ૮ | wondesful | wonderful |

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૨ | ૧૫ | fnll | full |
| ૧૭૨ | ૧૯ | Mcther | Mother |
| ૧૭૩ | ૫ | स्तन् | स्वन् |
| ૧૭૪ | ૨૨ | રસ્કૃત | સંસ્કૃત |
| ૧૭૯ | ૩ | જર્મેનિક | જર્મેનિક |
| ૧૭૯ | ૨૧ | विशेस | विरोस |
| ૧૮૨ | ૧૨ | भार्– | भोर्– |
| ૧૮૫ | ૧૧ | मतिवक्ष | मतिवाक्ष |
| ૧૯૪ | ૮ | Jrammili | Trammili |
| ૧૯૪ | ૧૦ | Jermilai | Termilai |
| ૨૦૦ | ૪ | मृगह/मृगह>मिग्गे | मृगह/मृगह>मिगो |
| ૨૧૦ | ૧૪ | जग्गि | अग्गि |
| ૨૧૪ | ૧ | –इंजइ | –इजइ |
| ૨૧૭ | ૨ | क्षण | छण |

# ૧. ભાષા અને તેની વ્યાખ્યા

**ભાષાની** ઉત્પત્તિ વિશે અનેક મતમતાંતરો પ્રવર્તે છે. આ બાબત ઘણી કુતૂહલપ્રેરક છે. કેટલાક ભાષાશાસ્ત્રીઓએ ભાષાની ઉત્પત્તિ વિશે તરેહ તરેહની રંગીન કલ્પનાઓ કરી છે જે જુદા જુદા વાદને નામે ઓળખાય છે. આ વાદોને કલ્પનાના ઘોડા દોડાવવા સિવાય બીજી કોઈ બાબતનો આધાર નથી—અને આધાર મળી શકે તેવી કોઈ શક્યતા પણ નથી. સભ્યતાની પ્રારંભિક અવસ્થામાં ભાષાનો વિકાસ થયો હશે. ભાષા જેવું સાધન મળતાં જ સભ્યતાના વિકાસની એક જબરદસ્ત શક્તિ માણસના હાથમાં આવી ગઈ. આદિ માનવની સામૂહિક રહેણીકરણી કે સામાજિક સંગઠન માત્ર ભાષાને કારણે બની શક્યાં અને નભી શક્યાં. કોઈપણ સામૂહિક કાર્યમાં પ્રવૃત્ત થવાનું ભાષા એ અત્યંત મહત્ત્વનું અને અત્યંત સુલભ સાધન છે.

માણસને અન્ય પ્રાણીથી જુદું પાડનારું તત્ત્વ ભાષા છે. પ્રાણીઓ પણ અમુક અવાજ કરે છે; ભયના પ્રસંગે કે ભોજનના પ્રસંગે જુદા જુદા અવાજ કરી તેમની લાગણી વ્યક્ત કરે છે. માણસ અને પ્રાણી વચ્ચે મહત્ત્વનો ભેદ આ છેઃ માણસ મોટે ભાગે ભાષા દ્વારા તેની લાગણી વ્યક્ત કરે છે જ્યારે પ્રાણી લાગણીના ઉદ્રેકના પ્રસંગે અમુક પ્રકારના અવાજ કરે છે.

સમાજ અને રાજ્યનું આજનું તંત્ર ખૂબ જટિલ છે. મનુષ્યોના પરસ્પર આધાર અને સહકાર વગર આજનું તંત્ર ચાલી શકે તેમ નથી. આ વિશાળ તંત્રનો વ્યક્તિ એક અંકોડો છે. વ્યક્તિ સમાજમાં

[illegible]
[illegible]
[illegible]

રહે છે અને આ જટિલ તંત્રમાં પોતાનો ભાગ ભજવી શકે છે તે ભાષાને કારણે. કામની વહેંચણી કરવી અને ફરી તેનું સંયોજન કરી પરિણામ મેળવવું તે આજની આપણી સંસ્કૃતિનો પાયો છે. અનેક વ્યક્તિઓ એક જ પ્રકારના કામમાં પ્રવૃત્ત થઈ તેનું પરિણામ મેળવે છે. એક જ વ્યવસાયમાં માણસના મોટા સમૂહને પ્રવૃત્ત કરવો, કામની યોગ્ય વહેંચણી કરવી અને અપેક્ષા પ્રમાણે અન્ય પાસેથી કામ મેળવવું· આ સમસ્ત પ્રક્રિયા ભાષા પર આધાર રાખે છે. જો ભાષા જેવું કોઈ માધ્યમ ન હોય તો આ પ્રકારનું કોઈ કામ થઈ શકે નહિ. જગતમાં બધા માણસો, વધારે નહિ ફક્ત એક દિવસ માટે પણ ભાષાને ભૂલી જાય તો જબરદસ્ત અંધાધૂંધી ઊભી થઈ જાય. ભાષાના આધાર વિના આપણું કોઈ તંત્ર ચાલી શકે તેમ નથી.

ભૂતકાળનો વારસો આપણે ભાષાદ્વાર મેળવીએ છીએ. હજારો વર્ષથી ચિંતન, મનન અને અભ્યાસથી માણસે જગતનો અનુભવ સંચિત કર્યો છે. આ અનુભવનો વારસો પેઢી દર પેઢી સંક્રમણ થતો રહ્યો છે. કેટલોક વારસો લિપિદ્વારા સંઘરાઈ રહ્યો છે. હજારો વર્ષ પહેલાંના ચિંતન અને મનનનો ઉપયોગ વર્તમાનમાં કરી તે દ્વારા ભાવિ તરફ આપણે એક પગલું આગળ ભરી શકીએ છીએ. વેદના રચનારાઓના કે પ્લેટો–એરિસ્ટોટલના ચિંતન–અનુભવનો લાભ આપણે ભાષા દ્વારા જ મેળવી શકીએ છીએ આ લાભને સમજી, પચાવી અને ભાવિ તરફ આપણે નજર માંડી શકીએ છીએ. આપણી પ્રગતિની વણઝાર હજારો વર્ષથી આમ જ લાભ ઉઠાવતી એક એક કદમ આગળ વધતી જાય છે. જો ભાષા ન હોત કે તેને સંઘરી રાખવાની ચાવી ન હોત તો માનવજાત સંસ્કૃતિની પ્રારંભિક દશામાંથી ભાગ્યે જ આગળ વધી શકી હોત.

દરેક ભાષકને બચપણથી જ ભાષા એવી આત્મસાત થઈ ગઈ હોય છે કે જે સહજતાથી આપણે હાથ–પગ હલાવીએ છીએ તેવી જ

સહજતાથી વાગ્વ્યવહાર ચલાવી શકીએ છીએ. ભાષાની આપણા પર જબરદસ્ત પકડ છે. તેનો ખ્યાલ એકદમ આવતો નથી. કોઈક નબળી ક્ષણને બાદ કરતાં આપણે જે બોલીએ છીએ તે શુદ્ધ અને વ્યાકરણ-સંગત બોલીએ છીએ.

ભાષાની શક્તિ વિશે જાણવા છતાં ભાષાને વૈજ્ઞાનિક પદ્ધતિથી જોવા-તપાસવાનો ખ્યાલ તદ્દન નવો છે. સાધારણ રીતે ભાષા એક વિજ્ઞાન છે તે ખ્યાલ ૧૯મી સદીમાં વિકસ્યો. ઘણી વાર ભણેલા માણસો ભાષાવિજ્ઞાનના ક્ષેત્રમાં પડતી કેટલી બાબતોની ચર્ચા કરે છે. અમુક શબ્દની જોડણી અમુક રીતે કરવી યોગ્ય છે કે નહિ? કોઈ પરંપરાનો આશ્રય લઈ કે બીજી રીતે અમુક નિયમો બનાવી તેની તાત્ત્વિક ચર્ચા થઈ શકે છે. "મીં જાતો" બરાબર ગણાશે કે "હું જાઉં"? 'ભીંત'નો ઉચ્ચાર 'ભેંત' કરવામાં આવે તો તે શુદ્ધ છે કે અશુદ્ધ? આ બધી ચર્ચાને અંતે ઘણીવાર અમુક સાચું છે, અમુક ખોટું છે એનો નિર્ણય આપવા સહેલાઈથી ઘણા બેસી જાય છે. કોઈ ભાષાના વ્યાકરણી પરિમાણનો આધાર લઈને વાક્યના કર્તા, વિધેય જેવા વિભાગો બનાવવા બેસી જાય છે. ઘણાં વર્ષોથી આ પરંપરા ચાલતી રહી છે.

અમુક સમાજ 'ભીંત'નું 'ભેંત' કરીને જ કેમ બોલે છે? અમુક સમાજ 'હતો' બોલવાને બદલે 'ઉટો' જ કેમ બોલે છે? શા માટે અમુક સમાજમાં અમુક પરંપરાઓ નભતી હોય છે? પાણિનિએ બાંધી આપેલા નિયમો થોડા કાળ પછી બોલાતી ભાષાને યથાતથા કેમ લાગુ નહોતા કરી શકાતા? સંસ્કૃત ભાષાનું દ્વિવચન પછીના કાળની ભાષામાંથી કેમ એકાએક અલોપ થઈ ગયું? પ્રવિશતિમાં પ્ર ઉપસર્ગ છે પણ તેમાંથી જ વ્યુત્પન્ન 'પેસે'માં એ ઉપસર્ગ ધાતુનું એક અંગ કેમ બની ગયો? આ અને આવા અનેક પ્રશ્નોનો વિચાર સ્યાર પછીના યુગમાં એક જુદા જ સંદર્ભમાં શરૂ થયો. તે સાથે ભાષાના વૈજ્ઞાનિક અધ્યયનનો પાયો નંખાયો.

✓હજુ હમણાં સુધી આપણે માનતા હતા કે નરસિંહ અને મીરાંની ભાષા બરાબર જે ભાષા આજે આપણે બોલીએ છીએ તેવી જ હતી. કાંઈ નહિ તોયે પાંચસો વર્ષના ગાળામાં ભાષામાં કશો ફેરફાર થયો નથી. (ભાષામાં કશો ફેરફાર થઈ શકે એ સૂઝ જ ઘણી મોડી વિકસી. નરસિંહ અને મીરાં પછી ઠીક ઠીક અંતરે થઈ ગયેલા લેખકોની ભાષા, આજની દૃષ્ટિએ આપણને વિચિત્ર લાગે છે. તેમાં કુતૂહળ પ્રેરે તેવા પ્રયોગો અને લિંગની હેરત પમાડે તેવી અતંત્રતા પણ છે.

માણસની વિશિષ્ટતા જ એ છે કે તેની ભાષા ક્રમેક્રમે બદલાય છે. ભાષાનો એક એવો સાતત્યમય પ્રવાહ છે કે તે હરક્ષણે બદલાયા કરે છે. ભાષાના દરેકે દરેક ઉચ્ચારણ વખતે આપણે એક ભૂમિકા પર હોતા જ નથી. એક પછી એક એ એકસરખા સંભળાતા ઉચ્ચારણો પર વાસ્તવમાં એક નથી. ખુદ ભાષકને તેની ખબર પણ પડતી નથી. ભાષાના આ બદલાતા પ્રવાહને રોકી પણ શકાતો નથી; જ્યારે પ્રાણીઓના ઉચ્ચારણમાં આવું કોઈ પરિવર્તન થતું નથી. છેલ્લા બે હજાર વર્ષમાં ઘેટાના અવાજમાં કોઈ પરિવર્તન થયું નથી. પૃથ્વી પર જ્યાં જ્યાં ઘેટાં રહી શકતાં હશે તે તમામ સ્થળે તે અમુક પ્રકારના જ અવાજ કરે છે, ભારત કે ઑસ્ટ્રેલિયાના ઘેટાના અવાજમાં કશો ફેર નથી. માણસની ભાષામાં ફેરફાર થયા કરે છે. કાળના કે સ્થળના પરિમાણ પર આ ફેરફાર તરતજ સમજી શકાય છે. બાર ગાઉએ બોલી બદલાય છે તે સામાન્ય અનુભવની વાત છે.

માણસની મહત્ત્વની સિદ્ધિ આ છેઃ તે કામ કરી શકે છે અને બીજા પાસે કરાવી શકે છે. પ્રાણી અને માનવ વચ્ચે ભેદ પાડતી એક મહત્ત્વની સિદ્ધિ માણસના પક્ષે એ છે કે તે બીજાને અમુક કામમાં પ્રવૃત્ત કરી શકે છે બીજા પાસે કામ કરાવી શકે છે. ઝાડ પરનું ફળ એક માણસ જાતે નહિ તોડી શકે તો બીજા પાસે તે આ કામ કરાવી શકશે. જ્યારે ફળ ખાવાની ઇચ્છા થાય ત્યારે પ્રાણી જાતે જ તોડવાનો કે મેળવવાનો પ્રયાસ કરશે. બીજા પ્રાણીની મદદ લઈને

કે બીજા પાસે પોતાના માટે આ કામ તે કરાવી શકશે નહિ. બીજા પાસેથી કામ લેવાનું શક્ય બની શકે છે ભાષાને કારણે. તેથી જ Edward Sapir કહે છે:

The gift of speech and a well-ordered language are Characteristic of every known human beings.

ઇતિહાસ, નૃવંશશાસ્ત્ર કે સમાજશાસ્ત્રનો અભ્યાસ ભાષાના અભ્યાસ વિના અધૂરો છે તે હવે સમજાવા લાગ્યું છે અને આ બધા અભ્યાસમાં ભાષા પણ મહત્ત્વનું સ્થાન પામી છે. આર્યોના આગમન પહેલાંનો ભારતનો ઇતિહાસ કે આર્યોના આગમન પછીની ભારતના ઇતિહાસની તમામ કડીઓ ભાષાવિજ્ઞાનના અભ્યાસને કારણે જ ઉપલબ્ધ થઈ શકી છે.

## ભાષાની વ્યાખ્યા

સામાન્ય રીતે એમ કહી શકાય કે ભાષા એ મનુષ્યોના પરસ્પરના વિચારવિનિમયનું સાધન છે પણ આ માત્ર વર્ણન છે. વિજ્ઞાન આવું વર્ણન વ્યાખ્યા તરીકે સ્વીકારે નહિ. વર્ણન અને વ્યાખ્યા બન્ને જુદી બાબતો છે. વ્યાખ્યા ટૂંકી અને સંપૂર્ણ હોવી જોઈએ. વિચાર-વિનિમયનાં બીજાં પણ સાધનો છે. હાવભાવ, અભિનય, ઈશારા વગેરેથી પણ કેટલુંક કામ ચલાવી શકાય. ભાષાની ઉત્પત્તિ પહેલાં તે વપરાતા પણ હશે. આજે પણ ભાષાના ઉપાદાન સાથે સાથે તેનો વત્તેઓછે અંશે ઉપયોગ થાય છે. સૂક્ષ્મ રીતે જોઈએ તો માણસ તેની લાગણી અને વિકારો કોઈપણ બાહ્ય સંકેત દ્વારા વ્યક્ત કરે છે. બીજાં પ્રાણીઓ પણ આમ કરે છે. માનસિક વિકારો શારીરિક વિકારોમાં પરિણમે છે એમ મનોવિજ્ઞાન માને છે.

વિચાર અને લાગણીને વ્યક્ત કરવા માટે શારીરિક સંકેતો પૂરતા નથી. માત્ર આવા સંકેતોને આધારે કોઈ તંત્ર ઊભું કરી

શકાય કે ચતાવી શકાય નહિ સંકેત જેમ વધુ સ્પષ્ટ અને વ્યાપક તેમ વિચારોની અભિવ્યક્તિ અને તેના સક્રમણમાં સરળતા વધારે. ભાષા એ સંકેતોની એક યોજના છે આ સંકેતો વધારે સરળ, સ્પષ્ટ અને વ્યાપક છે આ કારણથી જ ભાષા વિચારવિનિમયનુ એક સંપૂર્ણ સાધન છે તેથી જ Sapir કહે છે. Language is essentially perfect means of expression and communication among every known people

Sapirના મતે, મનુષ્યના વિચારો અને લાગણીઓને વ્યક્ત કરવાની ધ્વનિરૂપ સંજ્ઞાની વ્યવસ્થા તે ભાષા, એવી વ્યાખ્યા થઈ શકે

' Language is primarily a system of phonetic Symbols for the expression of communicable thoughts and feelings "

Sapir ભાષાની એમ મહત્ત્વની બાબત પર ધ્યાન દોરે છે ભાષા ધ્વનિરૂપ સંજ્ઞાની બનેલી છે અને આ સંજ્ઞામા વ્યવસ્થા છે ધ્વનિરૂપ સંજ્ઞાઓ ગમેતેમ ગોઠવવાથી ભાષા બનતી નથી, પણ એની વ્યવસ્થા છે અને વ્યવસ્થાના ચોક્કસ નિયમોને અનુસરી વાગ્વ્યવહાર થાય છે ભાષા માટેની આ વ્યાખ્યા સંપૂર્ણ ગણી શકાશે નહિ ભાષાની વ્યવસ્થા અને બંધારણ પર એ ભાર મૂકે છે પણ ભાષાના કાર્યને તેમાં સમાવી શકતુ નથી

પ્રો સ્તુર્તેવત ભાષાની વ્યાખ્યા આપતાં તેને યાદચ્છિક ધ્વનિરૂપ સંજ્ઞાઓની વ્યવસ્થા કહે છે.

A language is a system of arbitrary vocal symbols by which members of a social group Co-oparate and interact

આ વ્યાખ્યામા ભાષાની વ્યવસ્થા સાથે તેના મહત્ત્વના કાર્ય-

પ્રદેશને આવરી લેવામાં આવ્યો છે. આ વ્યાખ્યાને આપણે બરાબર તપાસીએ.

ભાષા ધ્વનિઓના અનેક ઘટકોની બનેલી છે. ધ્વનિથી અક્ષરો, શબ્દો અને વાક્યો બનતાં તે એક સંપૂર્ણ વ્યવસ્થા બની રહે છે. આમ જોઈએ તો ધ્વનિઓ અનંત છે પણ ભાષામાં તે મર્યાદિત સ્વરૂપમાં સ્વીકારવામાં આવ્યા છે. જગતમાં અસંખ્ય પ્રકારના અવાજો છે પણ તે બધા 'ભાષાના અવાજ' ગણાતા નથી. સંગીતમાં અનેકસૂર છે પણ તેમાંથી ફક્ત સાત શુદ્ધ સ્વરોને પાયારૂપ સ્વીકારવામાં આવ્યા છે. મુખ વાટે બોલાતા અને કાનદ્વારા સંભળાતા અમુક જ ધ્વનિઓનો ભાષામાં સંગ્રહ થાય છે. ખોંખારો ખાવો કે ડચકારો બોલાવવો તેને ગુજરાતી ભાષક પોતાની ભાષાના ક્ષેત્રમાં નહિ ગણે. કયા ધ્વનિને ભાષાના ધ્વનિ કે સંકેત તરીકે સ્વીકારવા તે બાબત ભાષાની પોતાની યોજના પર આધાર રાખે છે.

સંજ્ઞાના કેટલાક પ્રકાર છે. લાલ બત્તી તે ભયનું નિશાન ગણાય છે. ભયસૂચક વ્હીસલ એ પણ એક સંજ્ઞા છે. સંજ્ઞાના મુખ્ય ત્રણ પ્રકાર પાડી શકાય.

(૧) કેટલીક સંજ્ઞાઓ એવી હોય છે કે તે જે પદાર્થનું સૂચન કરતી હોય તેની સાથે સંપૂર્ણ સામ્ય ધરાવતી હોય. જેમકે ચિત્ર, મૂર્તિ વગેરે આ પ્રકારની સંજ્ઞાઓ છે

(૨) કેટલીક એવી સંજ્ઞાઓ હોય છે જે મૂળ વસ્તુ સાથે થોડે અંશે સમાનતા રાખતી હોય છે. જેમકે રસ્તાના વળાંક સૂચવતી વાહનો માટેની સંજ્ઞાઓ, દોડતા નિશાળિયાનું ચિત્ર કે રેલવેના ફાટક પાસે ટ્રેનને સૂચવતું ચિત્ર: વગેરે સંજ્ઞાઓ આ પ્રકારની છે.

(૩) કેટલીક એવી સંજ્ઞાઓ છે જેમને પદાર્થ સાથે બિલકુલ સંબંધ નથી હોતો પણ પરંપરાથી તેનું અમુક અર્થઘટન કરવામાં

આવ્યું હોય છે. જેમકે સૌભાગ્યતિલક, શોક માટેની કાળી પટ્ટી. આ સંજ્ઞાઓને મૂળ પદાર્થ સાથે કશો સંબંધ નથી.

ભાષા આવી ત્રીજા પ્રકારની સંજ્ઞા છે. પ્રો. સ્તુર્તેવાંતના શબ્દોમાં કહીએ તો, ' An arbitrary symb )l is one whose form has no necessary or natural connection with its meaning.

ભાષાના ધ્વનિમાં સંજ્ઞાનું આરોપણ સંકેત દ્વારા કરવામાં આવે છે તે રૂઢિથી સ્થાપિત થાય છે. ભાષાની સંજ્ઞાઓ શ્રાવ્ય સંજ્ઞાઓ છે, લિપિ તેનું દશ્ય સ્વરૂપ છે. આ સંજ્ઞાઓ માત્ર પદાર્થના નામને વ્યક્ત કરે છે પણ તે પદાર્થની સાથે કશો જ સંબંધ નથી. 'પુસ્તક' ઉચ્ચારતાં જે વસ્તુનો બોધ થાય છે તે નક્કી થયેલું છે માત્ર રૂઢિથી.

કોઈ પણ 'અવાજ'ને પદાર્થની સાથે આંતરિક કશો સંબંધ નથી. માત્ર Mutual Contract થી તે Arbitrary–યાદૃચ્છિક નક્કી કરવામાં આવેલો છે. તે Arbitrary એટલા માટે છે કે નૈસર્ગિક રીતે શબ્દમાંથી અર્થ પ્રાપ્ત થતો નથી પણ તે પરંપરાથી શબ્દ સાથે સંકળાયેલો છે. એક જ ભાષામાં સમાન ધ્વનિવાળા શબ્દો ઘણી વાર જુદા જુદા અર્થમાં પ્રયોજાતા પણ મળે છે. ગુજરાતીમાં 'સંસાર'નો અર્થ થાય છે સ્ત્રી, બાળકો, પરિવાર વગેરે. હિંદી ભાષામાં તેની અર્થ-છાયા સહેજ જુદી છે અને મલય ભાષામાં તેનો અર્થ 'સ્ત્રી' એટલો જ થાય છે.

બાબુરામ સકસેના કહે છે તેમ શબ્દ અને અર્થ વચ્ચે કોઈ સ્વાભાવિક સંબંધ નથી કેવળ સામયિક વ્યવહારનો સંબંધ છે. શબ્દ અને અર્થ જો અભિન્ન રીતે સંકળાયેલા હોત તો સંસ્કૃતિના ઉદ્‌ગમ કાળે તેનો જે અર્થ થતો હતો તે એ જ રીતે આજે પણ થાત. સતરમી સદીના ભાષકો 'વીજળી'નો જે અર્થ તે સમયે કરતા હતા તે અર્થની આજની સૂઝ ઇલેક્ટ્રિસીટીની શોધ પછી બદલાઈ ગઈ છે, બદલી શકાઈ ન હોત. શબ્દ અને અર્થ વચ્ચે જો કોઈ આંતરિક સંબંધ

હોત તો કોઈ પણ અજાણી ભાષાનો શબ્દ કાને પડતાં જ તેનો અર્થ સમજાઈ જાત, અને શબ્દકોશનું કોઇ મહત્ત્વ રહેત નહિ. વાસ્તવમાં લાલ–લીલી ઝંડીને ગાડી ઉપડવા કે થોભવા સાથે કે કાળાં કપડાંને શોક સાથે આંતરિક એવો કશો જ સંબંધ નથી. આ બધાનું અમુક અર્થઘટન કરવાની એક પરંપરા ઊભી કરવામાં આવી છે.

વ્યવસ્થિત એવી પદ્ધતિનું જ્ઞાન તેનું નામ વિજ્ઞાન. વિજ્ઞાન માને છે કે જગતમાં બનતા દરેક બનાવ પાછળ એક ચોક્કસ વ્યવસ્થા રહેલી છે. જ્વાળામુખી અચાનક ફાટતો નથી પણ ઘણાં બધાં કારણો ભેગાં મળી આ પરિણામ નિપજાવે છે. આ બધું પ્રચ્છન્ન રીતે બનતું હોવાથી એનું પરિણામ 'એકાએક' આવી પડયું હોય તેમ આપણે માનીએ છીએ. બાકી આ દરેક બનાવ પાછળ વ્યવસ્થાની ચોક્કસ સાંકળ છે. વ્યવસ્થા એ ભાષાવિજ્ઞાનનો પાયો છે. વ્યવસ્થા એટલે વસ્તુના જુદા જુદા ઘટકોનો અન્યોન્ય સંબંધ. ભાષામાં એક ધ્વનિ સાથે બીજો ધ્વનિ સંકળાયેલો છે. અમુક ધ્વનિનાં આવર્તનો ફરી ફરી થતાં હોય છે. ધ્વનિઓનો સંબંધ અન્યોન્યાશ્રયી હોય છે. આ સંબંધ એકમેક પર આધાર રાખતો હોવાથી ધ્વનિઓ વચ્ચે એક સૂક્ષ્મ વ્યવસ્થા છે. વિશાળ અર્થમાં જોઈએ તો દરેક ધ્વનિ એ કોઈ વ્યવસ્થાનું ઘટક છે.

જુદી જુદી ભૂમિકાએ ભાષામાં વ્યવસ્થા જણાય છે. ધ્વનિઓના આંતરિક સંબંધોની વ્યવસ્થા, શબ્દમાં એકઠાં થતાં અર્થઘટકોની આંતરિક વ્યવસ્થા અને શબ્દ પદ બનતાં વાક્ય સાથેની તેની વ્યવસ્થા અનેક વાક્યસમૂહમાંથી ઊઠતાં લયબદ્ધ આવર્તનોની સૂક્ષ્મ વ્યવસ્થા. આમ દરેક ભૂમિકાએ અને દરેક કક્ષાએ ભાષામાં વ્યવસ્થા છે. આ વ્યવસ્થામાં પ્રવર્તતા સંબંધોની શોધ એ ભાષાવિજ્ઞાનનો વિષય છે. ભાષાવિજ્ઞાનને કોઈ એક ભાષામાં રસ નથી પણ તેને ભાષામાં રસ છે ભાષાની અન્યોન્યાશ્રય વ્યવસ્થાનું જ્ઞાન મેળવવું તે તેનો ઉદ્દેશ છે.

આપણે જ્યારે ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ ભાષાનો વિચાર કરીએ

છીએ ત્યારે તે બોલાતી ભાષા સમજવાની છે. બોલતી અને લખાતી ભાષા વચ્ચે સામાન્ય રીતે ભેદ ગણવામાં આવતો નથી પણ ભાષા-વિજ્ઞાન આ ભેદ અગત્યનો ગણે છે. ભાષાવિજ્ઞાનના અભ્યાસનું ક્ષેત્ર ભાષાનું શ્રાવ્ય સ્વરૂપ છે. ભાષાનો વ્યવહારમાં ઉપયોગ શરૂ થયા પછી ઘણા સમયે લિપિની શોધ થઈ હશે. બોલાતી ભાષા અને લખાતી લિપિ વચ્ચે અભિન્ન એવો કોઈ આંતરિક સંબંધ નથી. લિપિ બદલી શકાય છે; તુર્કીએ જ આ પ્રયોગ કર્યો હતો. ત્યાં જૂની લિપિ છોડી અને રોમન લિપિ અપનાવવામાં આવી પણ તેથી લોકો જે રીતે ભાષા પહેલાં બોલતા હતા તે જ રીતે લિપિ બદલ્યા પછી પણ બોલતા હતા. જે રીતે લિપિ બદલી શકાય છે તે રીતે ભાષા બદલી શકાતી નથી. પ્રમાણમાં લિપિ વધુ વિવર્તશીલ (flexible) છે, જ્યારે ભાષાની ધ્વનિરૂપ સંજ્ઞાઓ રૂઢ થવાથી વધુ સ્થિર સ્વરૂપની છે. વળી જે નોંધવા લાયક ફેરફાર તે બોલાતી ભાષાના છે. ભાષાવિજ્ઞાનનું ધ્યેય શ્રાવ્ય સ્વરૂપની વ્યવસ્થામાં થતાં પરિવર્તનો, શક્ય હોય તો તેની ઉપપત્તિ અને ઉત્પત્તિ, તેમજ તેનાં મૂળ સ્વરૂપનો અભ્યાસ કરવાનું છે,

Members of a social group Co–operate and interact. ભાષાની આ મહત્ત્વની કામગીરી છે. ભાષા વડે સામાજિક વર્ગના સભ્યો પરસ્પર સહકાર સાધી શકે છે. અમુક સામાજિક વર્ગના સભ્યોને સંપર્કમાં લઈ આવનારાં અનેક સાધનો છે પણ આ સંપર્કને દૃઢ બનાવનાર કે કાર્યમાં પ્રવૃત્ત કરનાર ભાષા જ એક મહત્ત્વનું સાધન છે. સહકારની બીજી પણ યુક્તિઓ છે. વરુના ઝૂંડ કે મધમાખીઓનું ટોળું સહકાર માટેની કોઈક યુક્તિ કામે લગાડતું હશે; માણસ પણ ભાષા સિવાય અન્ય ઉપાદાન દ્વારા સહકાર મેળવી શકે છે. જેમકે સ્મિતથી કે ભવાં ચઢાવીને તે કેટલુંક કામ લઈ શકે પણ આ સાધન ભાષા જેટલું સંપૂર્ણ અને ચોક્કસ નથી. દરેક વ્યક્તિ સાથે આ રીતે સહકાર મેળવી શકાય તે શક્ય પણ નથી. આના પ્રમાણમાં ભાષા ઘણું સુલભ, ચોક્કસ અને સંપૂર્ણ સાધન છે. વિચારોનું સંપૂર્ણ

પ્રતિબિંબ ઝીલવા માટે શારીરિક વિકારો અપૂરતા છે. ભાષા એક પૂર્ણ અને સિદ્ધ ઉપાદાન છે. આગળ વધીને એમ પણ કહી શકાય કે માત્ર સહકારજ નહિ પણ લડાઇને માટે પણ આ સાધન એટલું જ મહત્ત્વનું છે. સમાજનું આજનું બંધારણ જોતાં એમ લાગે છે કે માણસ ભાષાના ઉપયોગ વિના સહેજ પણ ચલાવી શકે તેમ નથી.

સમાજનો પાયો જ અન્યના સહકાર પર રચાયેલો છે. કોઈ ખેતી કરે, કોઈ કાપડ વણે, કોઈ મકાન ચણે કે કોઈ મેજ બનાવે; સમાજના ગમે તે એકાદ અંગમાં માણસ સેવા બજાવે કે સમાજનું જબરદસ્ત અને જટિલ તંત્ર વ્યક્તિની સેવા બજાવવા તૈયાર છે. વ્યક્તિની અનેક જરૂરિયાતો છે. આ બધી તેણે જાતે ઉત્પન્ન કરી લેવાની જરૂર નથી. દરેક વ્યક્તિએ સારો સુથાર, સારો કડિયો, વણકર, દરજી, ખેડૂત અને શિક્ષક થવાની જરૂર નથી. માણસ પોતાની ઇચ્છા અને આવડત મુજબ કોઈ એક કાર્યક્ષેત્ર પસંદ કરી લઈ તેમાં તેની તમામ શક્તિ રેડે. સમાજના સારા સુથાર, દરજી, ખેડૂત અને ડોકટર તેની દરેક ક્ષેત્રમાં જરૂરિયાતો પૂરી પાડવા તૈયાર છે. આ શક્ય બની શક્યું છે. ભાષાને કારણે જ કામની વહેંચણી થઈ શકે છે. Division of labour and with it the whole working of human society is due to language.

ભાષાદ્વારા મળતા લાભ એટલા ઊંડા છે કે તે બધા ભાગ્યે જ ગણાવવાની જરૂર હોય. ભાષાદ્વારા વિચારોને દૂર સુધી પહોંચાડી અને પ્રસારી શકાય છે. અમુક ખેડૂતો કે વેપારીઓને લાગે છે કે અમુક નદી પર પુલ બાંધવાની જરૂર છે; ખેડૂતો અને વેપારીઓ આ વાત સંગઠિત રીતે રજૂ કરે છે. ગ્રામપંચાયતોમાં ચર્ચાઈને આ વાત શહેરસમિતિ સુધી વિચારણા માટે જાય છે, વર્તમાનપત્રો પણ વાતને અન્ય લોકો સુધી પહોંચાડે છે; કાયદા ઘડનારી સમિતિમાંથી તે વિચારાઈને પસાર થાય છે: રસ્તા બાંધનાર સમિતિની સલાહ લેવાય છે અને ખર્ચનો અંદાજ મુકાય છે. ઇજનેરો વચ્ચે તેનાં

પાસાંઓનો વિચાર થતાં છેવટે કોન્ટ્રેક્ટર સુધી વાત આવે છે અને ઇચ્છા પ્રમાણે પુલ બનાવનાર મજૂરો અને કારીગરો કામે લાગે છે. આ બાબત અનેક પ્રક્રિયામાંથી પસાર થાય છે અને કામ બની શકે છે : આ બધું ભાષાને કારણે જ શક્ય બની શક્યું છે.

ભાષાનો ઉપયોગ કોઈ વર્ગની પ્રવૃત્તિમાં ડખલ કરવામાં પણ થઈ શકે છે તેટલે અંશે અહીં સહકાર શબ્દ અધૂરો પડે છે. સંપર્ક સાથે સંઘર્ષને પણ ભાષાના એક કાર્ય તરીકે ગણાવી શકાય. સંઘર્ષમાં પણ ભાષા મહત્ત્વનો ભાગ ભજવે છે તે બીજા વિશ્વયુદ્ધમાં ગોએલ્સ-દ્વારા સિદ્ધ થયેલી હકીકત છે.

સરકારને લાગેવળગે છે ત્યાં સુધી એમાંથી એક બીજો ઉપસિદ્ધાંત પણ તારવી શકાય. કોઈ ભાષાના ઓછામાં ઓછા બે ભાષકો ન હોય તો ભાષા તેનું કામ નિયમસર કરી શકે નહિ. 'સહકાર' અને 'સંપર્ક' આ શબ્દો પણ ઓછામાં ઓછી બે વ્યક્તિઓની અપેક્ષા તો રાખે જ છે. જ્યારે કોઈ ભાષાનો એક જ બોલનાર રહે ત્યારે તેને મૃત ભાષા ગણી શકાય. ભાષા કેવળ વિચારનું પણ સાધન છે તેટલે અંશે તેને બીજી વ્યક્તિની અપેક્ષા ન રહે. મંત્રો કાંઈક આ બાબતનું પણ સૂચન કરે છે.

## ૨. બોલી ભેદ

સોરઠથી ડાંગ સુધી ગુજરાતની સરહદ ગણાય છે. આ બધા પ્રદેશ પર બોલાતી એક સામાન્ય ભાષા તે ગુજરાતી ગણાય છે. આ બધા પ્રદેશ પર રહેનારા લોકો બોલે છે તો ગુજરાતી ભાષા પણ તેમાં વાગ્વહેવારનાં અનેક રૂપોનું વૈવિધ્ય દેખાય છે. કોઈ 'હતો' બોલે છે તો કોઈ 'હુતો' બોલે છે. કોઈ 'ક્યાં' બોલે છે તો કોઈ 'ચ્યાં' બોલે છે. ગુજરાતમાં એક આખો પ્રદેશ એવો છે જે 'ઈ' બોલતો જ નથી. 'ઈ' સાંભળે છે પણ આ ઉચ્ચારણ તે લોકો કરતા જ નથી. એ સાંભળશે 'ભીંત' પણ બોલશે 'ભેંત' 'વીટી' સાંભળવા છતાં બોલે છે 'વેંટી.' આપણે સહેલાઈથી કહી દઈશું કે અમુક સાચું બોલે છે, અમુક ખોટું બોલે છે. પણ આમ સાચા ખોટાનો નિર્ણય આપી દેવાથી કામ ચાલવાનું નથી. સમાજમાં આવા વૈવિધ્યભર્યા અપરંપાર પ્રયોગો થાય છે, સમાજનો એક મોટો સમૂહ તે સ્વીકારે છે. અમુક ભાષા સમાજના તે આગવા કે વિશિષ્ટ પ્રયોગો છે. આવા વિશિષ્ટ પ્રયોગોનું અનંત વૈવિધ્ય આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતું નથી.

થોડા વર્ષ પહેલાં અમેરિકામાં એક પ્રયોગ થતો હતો. એક વિદ્વાન કોઈ પણ અજાણ્યા માણસને ટેલિવિઝન પર બોલાવી તેને થોડા પ્રશ્નો પૂછી તેની પાસે દસ-પંદર વાક્યો બોલાવતા. પેલો જવાબ આપનાર વાક્યનાં ઉચ્ચારણ કેવી રીતે કરે છે તેના પરથી

બોલનારનું વતન લગભગ નિશ્ચિત રીતે કહી આપતા. આપણે પણ 'હતો'ના બદલે 'હુતો' બોલનાર વિશે, 'ક્યા'ને બદલે 'ચ્યા' બોલનાર કે વિજ્ઞ એ-ઓનુ ઉચ્ચારણ નહિ કરી શકનાર વિશે આવું કાંઈક ઓછી વધુ ચોકસાઈથી કહી શકીએ.

ગુજરાત રાજ્યમા જ રહેનારા અને જેમની ભાષા ગુજરાતી છે એ બધા આમ જુદું જુદું શા માટે બોલે છે? ભાષામાં આવા ફેરફારો કેમ થાય છે? સમાજમાં તે બધા કેમ નભે છે? આ બધાં કારણો તપાસવા જેવાં છે. કેટલાક અભણ માણસો ખોટું બોલે છે એમ માનવાની જરૂર નથી વાસ્તવમાં ભાષામાં કશું ખોટું નથી એક મોટો વર્ગ આવા પ્રયોગો કરતો હોય, મોટા સમૂહમાં આ પ્રયોગો સ્વીકારાતા હોય તો એને ખોટા કેમ કહેવાય? ખોટા કયા માપદંડથી કહી શકાય? સમાજમાં ૭૦-૮૦ ટકા માણસો અભણ છે અને તેથી આમ થાય છે એવું માની લેવાની પણ જરૂર નથી. વાગ્‌વહેવારનાં ભિન્ન સ્વરૂપો દરેક દેશમાં, દરેક પ્રાંતમાં અને જગતની એકે એક ભાષામા જોવા મળે છે.

ભાષા વ્યક્તિએ વ્યક્તિએ પણ જુદી પડે છે. દરેક ભાષકની ચોક્કસ લઢણો હોય છે. પરિચિત અવાજ સાંભળીને જ આપણે, આ અમુક વ્યક્તિનો અવાજ છે એમ નિશ્ચિત રીતે કહી શકીએ છીએ

## ભાષા એક સાંસ્કૃતિક ઘટના

વાગ્‌વહેવારનાં ભિન્ન ભિન્ન રૂપો અને તેમ થવાનાં કારણોનો ભાષાવિજ્ઞાન અભ્યાસ કરે છે. આ બધી બાબતોના જવાબ મેળવતાં પહેલાં ભાષા વિશે આપણે કેટલીક બાબતો સમજી લેવી જરૂરી બનશે.

ભાષા એક સાંસ્કૃતિક ઘટના છે. ભાષાના અભ્યાસ માટે આ મહત્ત્વની હકીકત છે પણ પહેલાં તે બાબત સમજાયેલ નહિ. કોઈએ ભાષાના દૈવીપણાનો ખ્યાલ આગળ કર્યો; કોઈએ માન્યભાષાના અ- ...નશીલ એવા 'સાચા' રૂપની કલ્પના કરી આ બધા ખ્યાલના

મૂળમાં કોઈને કોઈ ગૃહિત માની લીધેલ સત્યને માટે ઊભી કરવામાં આવતી માત્ર કલ્પનાઓ હતી કોઈ ભાષા નિર્વાણ ગિરા હોય કે કોઈ અપભ્રષ્ટ હોય વાસ્તવમાં માણસ જે ભાષાસમાજમાં જન્મે છે તે તેની બોલચાલની ભાષા બને છે. કોઈ ભાષા માટે પૂર્વગ્રહ બાંધી દેવાથી તે બોલાતી બંધ થતી નથી, અપરિવર્તનશીલ માનવાથી કોઈ ભાષાનું મહત્ત્વ વધતું નથી કે ભાષામાં થતા ફેરફાર અટકતા નથી; કે દૈવીપણું આગળ કરવાથી કોઈ ભાષા શીખી જવાતી નથી. એને શીખવા માટે દરેક ભાષકે મથામણો કરવી પડે છે. ભારતમાં જન્મેલ બાળકને રશિયામાં મૂકી દઈએ તો તે રશિયન ભાષા બોલતું થશે. ફરી તેની મૂળ ભાષા શીખતાં એક રશિયનના જેટલી જ તેને મથામણો કરવી પડશે.

ખાવું કે ઊંઘવું તે સાંસ્કૃતિક ઘટના નથી. અમુક ઉંમરે ચાલતાં શીખવું તે પણ સાંસ્કૃતિક ઘટના નથી. માણસના શરીરના બંધારણને અનુસરીને આ બધી પ્રવૃત્તિ ચાલ્યા કરે છે. પણ વાળ ઓળવાં, કપડાં પહેરવાં તે આનુવંશિક ઘટના નથી. સમાજમાં આવી તે તે સમાજની પ્રચલિત રૂઢિને અનુરૂપ બાળક આ બધું શીખે છે. માણસ જે સમાજમાં જન્મે છે, તે સમાજને અનુરૂપ તે પહેરવેશ પહેરે છે, અને તે જ પ્રમાણે તે ભાષા શીખવા માટે તેને શિક્ષકની જરૂર પડતી નથી. સમાજ અને ઘરમાંથી જ બાળક ભાષા શીખી જાય છે. આપણી આસપાસ ઘણું લોકસાહિત્ય પડેલું છે. એના પરથી એક વાત નિશ્ચિત થાય છે કે માણસ તેના મનોવ્યાપાર પણ સહજ રીતે વ્યક્ત કરતાં શીખે છે. જેમાં જન્મથી સંસ્કાર પડે છે પણ સમાજના ખોળેથી શીખી શકાય છે તે સાંસ્કૃતિક ઘટના કહેવાય. આમાં સાચું-ખોટું, અઘરું કે સહેલું એવું કશું નથી હોતું. આ ઊભી થયેલી એક માન્યતા છે. કોઈ ભાષામાં વધારે વિભક્તિઓ હોય કે કોઈ ભાષામાં શબ્દના ઉચ્ચારણની વિવિધ ખાસિયતો હોય તેથી ભાષા વધુ અઘરી કે સહેલી બનતી નથી. સાધારણ રીતે પાંચેક વર્ષની ઉંમરે બાળક પુખ્ત ભાષક બને છે. કોઈ

ભાષા 'અઘરી' હોય તો તે ભાષાસમાજના બાળકો પાંચના બદલે દસ કે પંદર વર્ષની ઉંમરે પુખ્ત ભાષકો નથી બનતા. સહેલી ભાષા કે અઘરી ભાષા એ ભ્રામક ખ્યાલ છે.

છતા પુખ્ત એવા ગુજરાતી ભાષકને હિંદી ભાષા સહેલી લાગે છે અને ચીની કે જાપાની ભાષા અઘરી લાગે છે. અમુક ભાષા સહેલી લાગે છે. તે સહેલી લાગવાનાં કારણો ભાષકની પોતાની ભાષામા પડેલાં છે. ગુજરાતી અને હિંદી ભાષાનાં ઘણાં તત્ત્વો ઘણે સુધી સમાન રહે છે તેથી ગુજરાતી ભાષકને હિંદી ભાષા સહેલી લાગે છે જ્યારે ચીની ભાષા અઘરી લાગવાનું કારણ એ છે કે ગુજરાતી અને ચીની બન્ને ભાષાનાં તત્ત્વોમાં ક્યાંય સમાનતા નથી. વાહન જમણી બાજુ ચલાવવું કે ડાબી બાજુ આ સમાજે ઊભી કરેલી એક પરંપરા છે. યુરોપના ઘણાખરા દેશોમાં વાહન જમણી બાજુ ચલાવવાની પરંપરા છે. અમુક પરંપરામાંથી આવનારને બીજી પરંપરા સહેજ વિચિત્ર અને અગવડભરી લાગે છે એટલું જ. ભાષા પણ આ જ રીતે ઊભી કરેલી એક પરંપરા છે. અમુક ઉચ્ચારણ અમુક રીતે થાય તે ભાષાએ ઊભી કરેલી પોતાની એક ખાસિયત છે.

ભાષા વધુ વિકસેલી કે ઓછી વિકસેલી તે માન્યતા પણ બહુ વજૂદવાળી નથી. જે-સમાજમાં જે ભાષાનો ઉપયોગ થતો હોય છે તે સમાજનું કામ નભાવવા માટે તે ભાષા પર્યાપ્ત હોય છે. એક ગૃહસ્થે એસ્કિમો ભાષાનું વ્યાકરણ રચી બતાવ્યું હતું કે આ 'અવિકસિત' ભાષામાં પણ વિચારો વ્યક્ત કરવાની તેની આગવી લઢણો છે જ. સમાજમાં થતું સાંસ્કૃતિક પરિવર્તન તેની ભાષા લઈ ને આવે છે, અને ભાષામાં એક નવી વ્યંજના ઉમેરાય છે. રેલવે કે સિનેમા આજુ યુગની પેદાશ છે પણ વિચારવિનિમયને માટે તેણે પોતાની પરંપરા ઊભી કરી દીધી છે.

ભાષા એક સાંસ્કૃતિક ઘટના છે. તેમાં સહેલા કે અઘરાપણું

નથી. ફેફસાં, દાંત, જીભ વગેરે અવયવોના સહકારથી આપણે વાગ્‌વહેવાર સાધીએ છીએ. ભાષા કોઈ વિશિષ્ટ ઇન્દ્રિયથી બોલાતી નથી પણ અનેક ઇન્દ્રિયોના સહકારથી તે ઉચ્ચારાય છે. ભાષા જો આનુવંશિક સંસ્કાર હોત તો શરીરમાં તેના ઉચ્ચારણ માટે કોઈ અવયવ હોત. વાગ્‌વહેવાર માટે આપણે અન્ય કામગીરી બજાવતા અવયવો પર આધાર રાખવો પડે છે, એ બાબત જ સૂચવે છે કે ભાષા એક સાંસ્કૃતિક ઘટના છે. ભાષા માણસની મહત્ત્વની પ્રવૃત્તિ-સિદ્ધિ છે. ઊંઘવું, ખાવું જેવી માણસ અને પ્રાણીની વચ્ચે સામાન્ય ઘટનાઓ ઘણી છે પણ ભાષા જ એક એવી મહત્ત્વની પ્રવૃત્તિ છે કે તેથી માણસ અન્ય પ્રાણી કરતાં તરત જ જુદો પડી જાય છે. પ્રો. બ્લૂમફિલ્ડ કહે છે તેમ ભાષાને સહારે માણસ અન્ય પાસે કામ કરાવી શકે છે. માણસની આ જ વિશેષતા છે. સમાજ અને સંસ્કૃતિનો પાયો જ અન્યના સહકાર પર આધારિત છે.

વેળાની પેલી મથામણો પછી યાદ રહેતી નથી. છતાં તેને અંતે જે ભાષા શીખીએ છીએ તેની ક્રિયા ખૂબ સ્વાભાવિકપણે થતી લાગે છે અને તે નિયમબદ્ધ હોય છે. બોલતી વખતે ભાષાના શબ્દો યોગ્ય ક્રમમાં અને યોગ્યરીતે જ બોલાય છે. બોલતી વેળા વાક્યમાં શબ્દો ગોઠવવાની કે વ્યાકરણ શુદ્ધ બોલવાની મથામણ કરવી પડતી નથી ભાષા બોલતી વેળા આપણું ધ્યાન ભાષાના કે વ્યાકરણના નિયમોની સંભાળ લેવા પર નહિ પણ વિચારોને સંક્રમણ કરવા પર હોય છે ભાષા તો આપોઆપ નિયમબદ્ધ બોલાતી હોય છે.

ભાષાના કે વ્યાકરણના નિયમો વિશે કશું ન જાણતા હોઈએ છતાં વાગ્વ્યવહાર કરી શકાય છે. પર પ્રાંતમાં રહેનારાં બાળકો તે પ્રાંતની ભાષા સહેલાઈથી બોલી શકે છે. આપણા જ સમાજમાં લગભગ પંચોતેર ટકા માણસો અભણ છે વ્યાકરણના નિયમો વિશે તેઓ કશું જ જાણતા નથી છતાં વ્યાકરણ–સંગત વાગ્વ્યવહાર કરી શકે છે. ભાષાની અનેક ઘટનાઓ આપણે જાણતા નથી, પણ ચિત્તતંત્રમાં અનેક અટપટી પ્રક્રિયાઓ થતી હોય છે. આપણા પર ભાષાની એવી જબરજસ્ત પકડ છે કે આ પ્રક્રિયાની આપણને કશી ખબર પડતી નથી.

ભાષાનું સ્વરૂપ અવાજ છે. પશુ, પક્ષી, માનવરચિત યંત્રો વગેરેના અનેક પ્રકારના ઘોંઘાટ દુનિયામાં છે. આપણી ભાષા પણ એવો એક ઘોંઘાટ છે. આ ઘોંઘાટ દ્વારા આપણે વાગ્વહેવાર સાધીએ છીએ આ બધા ઘોંઘાટમાં અમુક અવાજો ચોક્કસ રીતે ગોઠવાયેલા છે. ભાષાનો આકાર ધ્વનિ છે. ભાષાનો અભ્યાસ કરવા માટે આપણે આ ધ્વનિ પાસે જવું પડશે. 'ક', 'પ' એવા ધ્વનિનું નામ પડતાં મનમાં તેનો એક દૃશ્ય સંકેત (લિપિ) ઊભો થાય છે. ધ્વનિ અને લિપિના સંકેતો વચ્ચેનો સંબંધ પણ આપણે સમજી લેવો જોઈએ.

## ધ્વનિ અને લિપિના સંકેતો

ધ્વનિ અને લિપિ વચ્ચે કોઈ આંતરિક સંબંધ હશે? 'ક'ના

આવા કેટલાક લિપિબદ્ધ આકારોને આપણે ઓળખીએ છીએ.

C, K, Q, ક, क

આ વિવિધ આકારો 'ક' ના છે. ભાષાને માટે કોઈ ચોક્કસ લિપિનું બંધન હોય તે માન્યતા સાચી નથી. લિપિની શોધ ભાષાની ઉત્પત્તિ પછી ઘણા વખતે થઈ હશે તે નિઃશંક છે. તેથી લિપિ અને ભાષા વચ્ચે કોઈ આંતરિક કે અભિન્ન સંબંધ છે, એમ કહી શકાય નહિ. અભણ માણસો પણ વાગ્વ્યવહાર તો કરે જ છે. તેમને માટે લિપિનું હોવું કે ન હોવું બધું જ સરખું છે. જગતમાં એવી પણ ઘણી ભાષાઓ છે જેમને પોતાની લિપિ નથી. ઘણી ભાષાઓએ પોતાની લિપિ ઉછીની પણ લીધી છે. લશ્કરના વ્યવહારમાં વપરાતી હિંદી ભાષા માટે લિપિના સંકેતો રોમન લિપિના છે. આપણી હિંદી ભાષા નાગરી અને ઉર્દૂ બન્ને લિપિમાં લખાય છે. ચીને પણ તેની પ્રચલિત ચિત્રલિપિ છોડીને રોમન લિપિનો સ્વીકાર કર્યો છે. આ પરથી જોઈ શકાશે કે ભાષા અને લિપિ વચ્ચે કોઈ આંતરિક સંબંધ નથી.

જોડણીના નિયમો તે લિપિના નિયમો છે.

લિપિનો એક ફાયદો છે, તે દ્વારા ભાષાને સંઘરી શકાય છે. વિચારના સંદેશાઓ સંઘરીને તેને ઘણાં વર્ષ બાદ પણ તાજાં કરી શકાય છે. ભૂતકાળનો વારસો આપણને આ રીતે જ મળતો આવે છે. ભાષાનો લિપિ સાથે થયેલો સંપર્ક જોગાનુજોગ કે આકસ્મિક છે. લિપિને ભાષાથી અળગી કરી શકાય છે. ભાષાનું સ્વરૂપ સમજવા માટે લિપિ આવશ્યક પણ નથી. આમ તો દરેક લિપિમાં થોડી અંધાધૂંધી પણ રહેવાની. જેમકે અંગ્રેજીમાં 'ક' માટે C, K, Q, એવી ત્રણ લિપિસંજ્ઞાઓ છે. ગુજરાતીમાં પણ ઇ–ઈ, કે ઉ–ઊ વચ્ચે ધ્વનિ વિષયક ભેદ નથી પણ લિપિમાં તે સંકેતો અલગ બતાવવામાં આવ્યા છે. એ અને ઍ તેમજ ઓ અને ઑ ના ઘટકો જુદા કરવાની

જરૂર હોવા છતાં ગુજરાતી લિપિમાં તેનું ક્યાંયે સ્થાન દેખાતું નથી.

બાળકને ભાષા આવડી જાય એટલે લિપિ આપોઆપ આવડતી નથી. લિપિ શીખવા માટે તેણે ફરી નવેસરથી મથામણો કરવાની હોય છે. આ વખતે તેણે બોલાતી ભાષા અને લખાતી લિપિ વચ્ચેનો સંબંધ જોડવાનો હોય છે. લિપિની સંજ્ઞાઓનો સંબંધ ભાષાની સંજ્ઞાઓથી તદ્દન નિરાળો છે. ‘ ક ’ અને ‘ ક ’ વચ્ચે લિપિમાં ખાસ તફાવત નથી પણ ભાષામાં ઘોષ–અઘોષનો સંબંધ મોટો તફાવત ગણાય છે. શાળામાં જતો બાળક પુખ્ત ભાષક હોય છે તેણે ભાષા નહિ પણ લિપિ અને તેની ફેશન શીખવાની હોય છે. લિપિ વાગ્વ્યવહારના સાધનનું રૂપાંતર છે. ટેલીગ્રાફ પણ આવું જ ભાષાના સંકેતોનું અમુક પ્રકારનું રૂપાંતર છે.

## બોલીભેદની ઉત્પત્તિ

સમસ્ત ગુજરાતમાં ગુજરાતી ભાષા બોલાય છે તેના તમામ પેટાવિભાગોની ભાષા ગુજરાતી ગણાતી હોવા છતાં તેમાં વાગ્વ્યવહારના ભિન્ન ભિન્ન સંકેતો નજરે પડે છે.

ઘર–ઘરાં

ક્યાં–ચ્યાં–ચાં–ચ્યોં

ગાય–ગૅાય

કેટલા–ચેટલા

હતો–હુતો

આ તો માત્ર શબ્દના ઉચ્ચારણ વિષયક–ધ્વનિના ભેદો છે તે સાથે વાક્યની પણ અનેક ભંગિઓ જોવા મળશે.

કાળા ઘોડાએ લાત મારી

કાળે ઘોડે લાત મારી.

ન જા–ન કર

મ જા–મ કર

જા મા–કર મા.

આ બધા પ્રયોગો ખોટા છે એમ માનવાની જરૂર નથી. કે ગુજરાતી ભાષાના નથી એમ પણ કહી શકાશે નહિ. આ બધા પ્રયોગો ગુજરાતી ભાષાના પેટામાં જ થાય છે. અને નભે છે. આ બધા વિકલ્પો પ્રચલિત છે અને સમાજનો ઘણો મોટો વર્ગ તે સ્વીકારે છે.

એક સમાજમાં થતા આવા પ્રયોગો બીજા સમાજમાં પારકા ગણાય છે. એ જ ભાષાના બીજા પેટા સમાજના લોકો આ પ્રયોગો સમજે છે છતાં કરતા નથી. ઊલટું આવા પ્રયોગો કરનાર તરફ કાંઈક કુતૂહળથી જુએ છે. શાળામાં કામ કરતા ભાષાના શિક્ષકો અમુક પ્રયોગો ખોટા ગણી તેને સુધારવાનું કહેશે બાળકને અહીં થોડી મૂંઝવણ પણ થાય છે, તે બધે 'બેંત' બોલે છે. ઘરમાં અને શેરીમાં તે આમ જ બોલે છે છતાં લખતી વેળા તે ખોટું પડે છે. વ્યાકરણ-શાસ્ત્રીઓ તેમના કોઈ ચોક્કસ માપદંડથી તેને શુદ્ધ અશુદ્ધના ત્રાજવે તોળવા બેસશે.

આવા ભેદો ઊભા થવાનું કારણ શું?

આનો એક સીધો જવાબ એ છે કે તે બધા પરંપરામૂલક છે. અમુક Speech Communityમા તેનો સામુદાયિક પ્રયોગ થતો હોય છે. તે ભાષા–સમાજના આ કોઈ આગવા પ્રયોગો છે. એક સમાજના આવા પ્રયોગો કાંઈક કુતૂહલથી કે કાંઈક મુશ્કેલીથી બીજા સમાજમાં સમજાતા હોય છે. ચરોતરનો બારૈયો કે ગીરનો ભરવાડ બન્નેના વાગ્વ્યવહારના સંકેતો ઘણા જુદા હોવા છતાં બન્ને મુશ્કેલીથી પણ વાગ્વ્યવહાર કરી તો શકે જ છે.

એક જ ભાષામાં આવી ભિન્ન ભિન્ન પરંપરાઓ ટકતી હોય

છે. કેટલીક પરંપરાઓ આખા સમાજ માટે હોય છે. જેમકે સવારે નહાવું તે સમાજે ઊભી કરેલી એક પરંપરા છે. વાહનને રસ્તાની અમુક બાજુ હાંકવું તે સમાજે ઊભી કરેલી એક પરંપરા છે. આવી જ ચોક્કસ ઉચ્ચારણની એક પરંપરા અમુક ભાષાસમાજ (Speech Community)માં ઊભી થયેલી હોય છે. પરંપરાનું ભિન્નત્વ નભે છે શી રીતે? બધી પરંપરાઓ એક કેમ થઈ જતી નથી? આ બધા પ્રશ્નોના જવાબ મેળવવા આપણે સમાજ પાસે જવું પડશે.

ભણેલા કે અભણ, સુધરેલા કે પછાત બધા ભાષાસમાજમાં આવી ભિન્ન ભિન્ન પરંપરાઓ હોય છે. લંડનમાં બોલાતું અંગ્રેજી એક છે તો ઑક્સફર્ડ અને કેમ્બ્રીજની ઉચ્ચારભંગિઓ પોતાનું આગવું વ્યક્તિત્વ દાખવે છે. પેરીસમાં નોત્રદામ આવળનું ફ્રેંચ જુદી જાતનું છે તો પેરીસથી થોડા જ માઈલ દૂર જતાં તેની હેરત પમાડે તેવી ભંગિઓ જોવા મળશે. અમદાવાદના ખાડિયા વિસ્તારમાં બોલાતી ગુજરાતી, ચરોતરમાં બોલાતી ગુજરાતી સુરતી ગુજરાતી, હાલારી કે ગોહિલવાડી ગુજરાતીઃ આમ દરેક બોલીને પોતપોતાનું નિરાળુ વ્યક્તિત્વ કે આગવી વિશિષ્ટતા છે. આ આગવા વ્યક્તિત્વનું ચાલક અને પ્રેરક બળ આપણે સમાજમાંથી જ સમજવું પડશે.

## સમાજ અને વ્યવહારની ઘનતા

સમાજ એ લોકોનું ગમે તેમ ફરતું ટોળું નથી. અનેક વ્યક્તિઓના સમૂહને એક સંગઠનમાં બાંધી રાખનારૂં તત્ત્વ સમાજ છે. સમાજ બને એટલે તેના પોતાના કેટલાક નિયમો અને નિયમનો આવવાના. વ્યક્તિ આ સમાજનું એક ઘટક છે—અંગ છે.

એક વ્યક્તિ તેના ઘર સાથે અમુક સંબંધથી સંકળાયેલ છે. તેના પાડોશી સાથે તેનો બીજા પ્રકારનો સંબંધ છે; તેના ધંધાદારી વર્તુળમાં તેનો ત્રીજા પ્રકારનો સંબંધ છે અને મિત્ર વર્તુળમાં ચોથા પ્રકારનો સંબંધ છે. આમ એક વ્યક્તિ ઘર, કુટુંબ, પાડોશ, મિત્ર,

ધંધો, ગામ વગેરેની વિવિધ શ્રેણી પ્રમાણે વિવિધ સંબંધથી બધાની સાથે સંકળાયેલ છે. આ દરેક શ્રેણી સાથે તેનો ચોક્કસ પ્રકારનો વાગ્વ્યવહાર છે. સમાજને અંતર્ગત દરેક વ્યક્તિઓ આ શ્રેણીમાં વિવિધ સંબંધો દ્વારા સંકળાયેલ છે. સમાજમાં આવા વિવિધ સંબંધો અને વ્યવહારની એક જબરદસ્ત યોજના છે. વ્યક્તિ આ સમસ્ત યોજનાનો અંકોડો છે. અનેક સંબંધોની ગૂંથણીથી તે સમાજની સાથે સંકળાઈ ગયેલ છે.

આ જ રીતે ભાષાના શબ્દો એ ગમેતેમ ફરતું ટોળું નથી. ગમેતેમ પ્રયોજાતો એ માત્ર ધ્વનિસમૂહ નથી. ભાષાની એક ચોક્કસ યોજના છે. તેમાં પાયાની કેટલીક વ્યવસ્થા છે. વ્યવસ્થાના એક ચોક્કસ પાયાના આધારે જ ભાષાનું સમસ્ત માળખું ઊભું છે. જો આવી વ્યવસ્થા ન હોય તો ભાષા ટકી શકે જ નહિ અને જબરદસ્ત અવ્યવસ્થા ઊભી થઈ જાય. ભાષાનું મૂળ કામ વિચારો સંક્રાંત કરવાનું છે જો તેમાં અવ્યવસ્થા થાય તો ભાષા તેનું મૂળ કામ બજાવી શકે જ નહિ.

વ્યક્તિ સમાજના જે પેટાવિભાગમાં રહે છે તેનાં ચોક્કસ વર્તુળો હોય છે. માણસ જ્યારે પુખ્ત ભાષક બનતો હોય છે ત્યારે એ જે વર્તુળમાં રહેતો હોય છે તે ભાષા સમાજ ( Speech Commnnity)નાં ધ્વનિઉચ્ચારણો અને સ્થાનપ્રયત્નો તેના ભાષક તરીકેના ઉચ્ચારણો અને તેનાં સ્થાનપ્રયત્નો નક્કી કરી આપે છે. વ્યક્તિના ભાષક તરીકેના સંકેતો આ સમાજમાંથી જ ઘડાય છે. ખારવામાં રહેનાર વ્યક્તિનાં સ્થાનપ્રયત્નો આ ભાષા સમાજનાં સ્થાનપ્રયત્નો જેવાં જ થશે આ રીતે જે જુથના કે સમૂહના જે સંકેતો છે તે વ્યક્તિના સંકેતો બને છે. આ વ્યક્તિ ઉચ્ચારણના સ્થાન અને શબ્દ પસંદગીમાં હવે પેલા જુથને અનુસરશે. ઉચ્ચારણ અનુકરણથી થાય છે. અમુક ભાષાસમાજ જે સ્થાનેથી 'ક' કે 'ચ' ઉચ્ચારશે તેવો જ ઉચ્ચાર કરવા વ્યક્તિ

અસંપ્રજ્ઞાતપણે ઘેરાય છે. સુરત કે સૌરાષ્ટ્રમાં વસનારા અને ત્યાંથી જેમનાં સંકેતો ઘડાયા છે તેવા વાલી અમદાવાદમાં આવીને વસનાં તેમનાં બાળકો સહેજ જુદી જાતના સંકેતોથી ભાષા બોલે છે તે જાણીતી હકીકત છે.

ચરોતરમા સાનુનાસિક 'ઇ' નથી. તે ભાષાસમાજમાં ઉછરેલ માણસ 'ભીત' સાંભળશે છતાં તેને 'ભેંત' કરીને બોલશે. વ્યક્તિના ચિત્તંત્ર પર આજુબાજુના સમાજની સખત પકડ છે. બાળપણમાં સ્થિર થયેલી આદતો એકદમ મૂકી દઈ શકાતી નથી.

## બોલીભેદ અને વ્યવહારની ઘનતાઃ

એક ભાષાસમાજમાં ભિન્ન ભિન્ન સંકેતો નજરે પડે છે.

બાળક સમાજ પાસેથી ભાષા શીખે છે. સમાજમાં જે જે ભાષાપ્રયોગો પ્રચલિત હોય છે તે શીખીને બાળક આવા પ્રયોગો કરે છે. જે વ્યક્તિઓ સાથે બાળકનો વાગ્વ્યવહાર ઘનિષ્ઠ હોય છે તે વ્યક્તિઓ કે વર્તુળના સંકેતો તે બાળકના સંકેતો બને છે. પોતાના વ્યવહારમાં બાળક આ સંકેતો અને પ્રયોગોનો ઉપયોગ કરતું થઈ જાય છે. સમાજમાં રહેલી વિવિધ શ્રેણીઓ દ્વારા વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબધના તાંતણા બંધાય છે. આ વિવિધ શ્રેણી સાથે વ્યક્તિ એક સરખા વાગ્વ્યવહારના સંબંધથી બંધાયેલ નથી. જુદા જુદા વર્તુળો સાથે તેનો વાગ્વ્યવહાર જુદો જુદો હોય છે. સમાજ જો માત્ર વ્યક્તિ-ઓનું ગમે તેમ ફરતું ટોળું જ હોત તો દરેકનો વાગ્વ્યવહાર બધા સાથે એકસરખો રહેવાની શક્યતા હતી પણ આમ બની જ શકતું નથી દરેક વ્યક્તિઓ તે તે ભાષાસમાજની દરેકે દરેક વ્યક્તિ સાથે વાગ્-વ્યવહાર એકસરખો રહી શકે જ નહિ. સંબંધો અને અરસપરસના વાગ્વ્યવહાર પર વ્યક્તિનાં ભાષક તરીકેનાં વર્તુળ નક્કી થાય છે. સમાજમાં કોઈ પણ સંજોગોમાં વાગ્વ્યવહારના સંકેતો એકસરખા

હોઈ શકે નહિ કારણકે સમસ્ત ભાષાસમાજની એક-એક વ્યક્તિનો વાગ્વ્યવહારનો સંબંધ બીજી એકે એક વ્યક્તિ સાથે એકસરખો રહે તે કદાપિ શકય નથી.

સંકેતોની એકતાનો આધાર વ્યવહારની ઘનતા ( Density of Communication ) પર છે.

આપણે બીજાના ઉચ્ચારણો સાંભળીએ છીએ, આપણું ચિત્તંત્ર તે ઉચ્ચારણોની નોંધ લે છે. આપણે પોતે તે પ્રમાણે ઉચ્ચારણો કરવા પ્રેરાઈએ છીએ. આ આખી પ્રક્રિયા ચિત્તમાં અસંપ્રજ્ઞાતપણે ચાલી રહી હોય છે. આ ક્રિયા સતત ચાલતી જ હોય છે અને તેની ભાષકને ખબર પણ પડતી નથી. વ્યક્તિના ચિત્તંત્ર પર તેની સૂક્ષ્મ રીતે અસર થયા કરતી હોય છે. એના જ આધારે ઉચ્ચારણોનું નિયમન થયા કરે છે. એના જ આધારે ઉચ્ચારણોના adjestment અને readjesetment ચાલ્યા કરે છે. અમુક ભાષાસમાજમાં ઉછરેલ વ્યક્તિ ઘણા સમય સુધી સદંતર જુદા ભાષાસમાજમાં જઈ રહે તો મૂળ ભાષાસમાજ સાથેના તેનાં ઉચ્ચારણો ફેરત પમાડે તેવી નવી ભાષાભંગિ ઊભી કરશે. આનું કારણ એ કે મૂળ ભાષાસમાજ સાથેનો તેનો સંપર્ક તૂટી જતાં ઉચ્ચારણોનું નિયમન રહેતું નથી, અને નવાં ઉચ્ચારણોની સૂક્ષ્મ અસર સતત થયા કરતી હોવાથી તેના ઉચ્ચારણના સ્થાનપ્રયત્નોમાં સૂક્ષ્મ પરિવર્તન થતું રહ્યું છે.

ચરોતરમાં ઉછરેલું બાળક અને મોરબીમાં ઉછરતું બાળક તેના ઉચ્ચારણના સ્થાનપ્રયત્ન ઘડાતાં હોય છે ત્યારે જો સતત સંપર્કમાં રહે તો ઉચ્ચારણો અલગ પડવાની શકયતા નથી. વિશાળ ભાષા સમૂહના એકે એક ભાષકને માટે સંપર્કમાં રહેવાની આવી કોઈ શકયતા જ નથી. તેથી ઉચ્ચારણભેદ રહેવાનો જ. આ માત્ર સ્થાન પરિમાણ પર થયેલી મુશ્કેલીની વાત છે. કાળ પરિમાણ પર પણ આવી જ

મુશ્કેલી છે. ભૂતકાળના ભાષકો સાથે વાગ્વ્યવહાર કરવાનું શક્ય જ નથી. તેથી ભૂતકાળની અને આજની ભાષા વચ્ચે તફાવત રહેવાનો સંકેત ભેદનું ચાલક અને ધારક બળ સમાજ છે. વાગ્વ્યવહારની ઘનતા ઓછી તેમ સંકેતભેદ વધારે વાગ્વ્યવહારની ઘનતા વધારે તેમ બોલીભેદ ઓછો.

બોલીભેદ એટલે વાગ્વ્યવહારની ઘનતા પરથી નિપજતા સંકેતોના ફેરફાર.

## ૩. બોલીઓ

### બોલીભેદનો અભ્યાસ

એક જ પ્રાંત કે વિભાગની ભાષામાં રહેલા બોલીભેદો વિદ્વાનોનું ધ્યાન ઘણા સમયથી ખેંચતા રહ્યા હતા પણ તેનું મહત્ત્વ, પ્રમાણમાં ઘણું મોડું પિછાનવામાં આવ્યું. ૧૮મી સદીના વ્યાકરણશાસ્ત્રીઓ માનતા હતા કે ઉપલા વર્ગમાં પ્રચલિત ભાષાસ્વરૂપ અને સાહિત્યિક ભાષા ઘણી પ્રાચીન હતી અને એ જ 'સાચી' ભાષા હતી. જ્યારે સ્થાનિક બોલી ઊભી થવાનું કારણ સામાન્ય માણસમાં રહેલું અજ્ઞાન હતું. બેદરકારીને લીધે આ લોકો 'સાચી' ભાષા બોલતા ન હતા. સ્થાનિક બોલીનો અભ્યાસ વધવા સાથે આવી માન્યતા ધરાવનારની મૂંઝવણ વધે તેવું યે કેટલુંક બનતું. જેમકે બોલીઓમાં કેટલાંક રૂપો એવાં હતાં જે નિતાન્ત પ્રાચીન હતાં. કેટલાંક એવાં પણ તત્ત્વો હતાં જે માન્યભાષામાં ક્યાંયે શોધ્યા પણ મળતાં ન હતાં હવે બોલીઓનો અભ્યાસ કાંઈક વ્યવસ્થિત રીતે થવા લાગ્યો અને તેના શબ્દકોશો પણ તૈયાર થઈ અને બહાર પડવા લાગ્યા.

ઐતિહાસિક ભાષાવિજ્ઞાનની પ્રગતિ થવા સાથે એક વાત સહજ રીતે સિદ્ધ થઈ કે માન્યભાષા એ કોઈ પુરાતન રૂપ નથી, પણ ચોક્કસ ઐતિહાસિક, સામાજિક કે સાંસ્કૃતિક કારણોસર સ્થાનિક બોલીમાંથી જ વિકસેલું એક સ્વરૂપ છે. જેમકે આધુનિક માન્ય અંગ્રેજી કોઈ જૂના સાહિત્યિક સ્વરૂપમાંથી વિકસી નથી પણ લંડનની સ્થાનિક બોલીનું એ

વિકસિત સ્વરૂપ છે. પહેલાં તે પ્રાંતિક બોલી બની પછી માન્ય એવી રાષ્ટ્રિય ભાષા બની. આ પ્રાંતિક બોલીને માન્ય ભાષાનું પદ પ્રાપ્ત થતાં તેણે ઘણા પ્રાંતિક અને સ્થાનિક અંશોને પોતાનામાં સમાવી લીધા.

અભિપ્રાયનું પલ્લું હવે બીજી બાજુ ઝૂક્યું. માન્યભાષામાં ન હોય તેવું કોઈ રૂપ કોઈ સ્થાનિક બોલીમાં મળે તો તે જૂના ભાષા સ્વરૂપના અવશેષ જેવું ગણાતું. આ રીતે ટકી રહેવાને કારણે તે અપરિવર્તનશીલ ગણાવા લાગ્યું. સ્થાનિક ભાષાઓને કોઈ પણ પ્રકારના મિશ્રણથી પર ગણવામાં આવતી અને તેથી એક એવી માન્યતા ઊભી થઈ કે તે 'નિયમિત' હતી. કોઈ સ્થાનિક કે પ્રાંતિક બોલીના અંશોનું મિશ્રણ માન્યભાષામાં થાય તો સહેજે કળી શકાતું. માન્ય-ભાષામાં જે ધ્વનિ અનિયમિત હોય પણ બોલીમાં તેનું નિયમિત સ્વરૂપ જળવાઈ રહ્યું હોય તેવા દૃષ્ટિબિંદુથી હવે બોલીઓનો અભ્યાસ થવા લાગ્યો.

આ મુદ્દાને ધ્યાનમાં રાખી અભ્યાસ કરનાર જ્યૉર્જ વેંકર નામે એક જર્મન વિદ્વાન હતો. ઈ. સ. ૧૮૭૬માં રહાઈન નદીના પ્રદેશમાં તેણે કામ શરૂ કર્યું. પાછળથી પોતાનું અભ્યાસ-ક્ષેત્ર વિસ્તારી ઉત્તર અને મધ્ય જર્મનીની બોલીઓના તેણે ઈ. ૧૮૮૧માં ૭ નકશા બહાર પાડયા. તે પછી જર્મન સરકારની મદદથી સમગ્ર જર્મન સામ્રાજ્યના બોલીભેદના નકશા બનાવવાનું કામ તેણે આરંભ્યું. તેણે કસોટી સૂચક લગભગ ચાલીસેક વાક્યો પસંદ કર્યાં અને મોટા ભાગના શિક્ષકો પાસે તેણે અનેક સ્થાનિક બોલીઓમાં તેનો અનુવાદ કરાવ્યો. આ કામ એટલું વિસ્તૃત અને સર્વગ્રાહી હતું કે તેનાથી એકાદ ભેદ પકડી પાડવો કે તેનો વિસ્તાર નકશા પર બતાવવો શક્ય થઈ શકેલ. આ પ્રકારના અભ્યાસની કેટલીક ઊઘાડી ખામીઓ છતાં તેનું એક પરિણામ એ આવ્યું કે અભિપ્રાયનું પલ્લું હવે સમતોલ થવા લાગ્યું. માન્યભાષા જેમ જૂના ભાષા સ્વરૂપ સાથે સંપૂર્ણ મેળ નહોતી ખાતી તેમ સ્થાનિક બોલીનો પણ તેની સાથે પૂરેપૂરો તો મેળ નહોતો જ ખાતો.

આ પરિણામોએ ભાષાવિજ્ઞાનમાં તુલનાત્મક અભ્યાસની દિશા ઉઘાડી આપી.

બોલીના અભ્યાસની ત્રણેક રીત પ્રચલિત છે. જૂની પદ્ધતિ પ્રમાણે એક તો છે શબ્દસૂચિ તૈયાર કરવાની. પહેલાં તો અન્યભાષાથી બોલી જે શબ્દ પ્રસંગોમાં જુદી પડતી હોય તે જ બતાવવામાં આવતું. સૈદ્ધાંતિક રીતે જ આ અસંગત છે. હવે આવી સૂચિઓ વધુ વિસ્તૃત બનાવવામાં આવે છે. બોલીના તમામ પ્રચલિત શબ્દો તેમાં સમાઈ જાય તેની બરાબર કાળજી લેવામાં આવે છે. શબ્દો આપવા સાથે તેના ધ્વનિ ચોકસાઈથી નોંધાય છે, અને અર્થ આપવામાં પૂરતી કાળજી લેવાય છે. બોલીના ધ્વનિસંકેતોની યોજના (Phonemic scheme) અને ભૌગોલિક વિસ્તારની પણ આવી યાદી સાથે અપેક્ષા રાખવામાં આવે છે. બોલીના વ્યાકરણો ભાષાની જૂની ભૂમિકાના સંકેતો સાથેની સરખામણી કરી આપતા. અર્વાચીન માગ કાંઈક તેનાથી આગળ જાય છે. બોલીનું ધ્વનિતંત્ર (Phonology), વાક્યનું બંધારણ (syntax) અને અર્થઘટકનું તંત્ર (Morphology) પણ આ અભ્યાસમાં જરૂરનું ગણાય છે. બોલીના આવા સંપૂર્ણ વિવરણ સાથે બોલીના નકશા આપવા વધારે અગત્યના ગણાય છે. નકશા દ્વારા કેટલીક બાબતો વધારે ચોકસાઈથી કહી શકાય છે.

## બોલીભેદના નકશા

બોલીભેદ સૂચવતા નકશાઓનું ભાષાવિજ્ઞાનમાં ખૂબ મહત્ત્વ છે. બોલીનું સ્વરૂપ કે તેનો પ્રાદેશિક ભેદ કરનારાં તત્ત્વોનો ભૌગોલિક વિભાગ પાડવો તે કામ ઘણું કઠણ છે. વ્યવહારિક રીતે તેમાં અનેક મુશ્કેલીઓ છે.

વ્યવહારને અંગે માણસને બીજી અનેક વ્યક્તિઓના પરિચ આવવાનું થાય છે. વ્યક્તિના પરિચયનું આ વર્તુળ તે ભા .. અનેક બોલીભેદ ધરાવતી વ્યક્તિઓ અને છેક પરપ્રાંત

વિસ્તરતું હોય છે. આ કારણથી વ્યક્તિએ આત્મસાત કરેલા ધ્વનિસંકેતો પર બીજી અસરોના ઓપ ચઢે છે. પુરાતત્ત્વવિદ્ પેઠે ભાષાશાસ્ત્રીએ પણ આ બધા ઓપ ઉકેલવા પડે છે. વાસદનો રહેવાસી બાળક કેળવણી ન લે, તે ભાષા જુથમાંથી બહાર જાય નહિ અને એ ભાષાજુથના લોકો અન્ય ભાષાજુથના લોકોને મળે નહિ તો જ આ શક્ય બની શકે.—પણ તે અશક્ય છે.

આપણામાંના ઘણા ગામડામાં જન્મ્યા હશે, પણ કેળવણી અને અન્ય પરિચયોને કારણે અજાણપણે પણ ભાષા અને શબ્દ પસંદગીમાં કાંઈક ફેર કરતા ગયા. ધ્વનિવિષયક ફેરફારો ખૂબ સૂક્ષ્મ હોય છે. આપણે નવા શબ્દપ્રયોગો પકડીએ છીએ, જૂના ત્યાગતા જઈએ છીએ પણ ઉચ્ચારણના સ્થાનપ્રયત્નોમાં ઝટ કળી શકાય તેવો ફેરફાર નથી થતો. ચરોતરના ભાષક ભલે ગીરમાં જઈ ત્યાંની લઢણો અને પ્રયોગો શીખે અને વાગ્વ્યવહાર કરે પણ તેના ઉચ્ચારણો ગીરની ભાષાએક નવી જ ભાત ઉપસાવશે. દરેક વ્યક્તિની બોલીની ખાસિયતો જુદી જ રહેવાની. એક વ્યક્તિનો વાગ્વ્યવહાર બીજી વ્યક્તિના વાગ્વ્યવહારની સમરેખ થવાનો જ નહિ. આમ તાત્ત્વિક રીતે જોઈએ તો જેટલા ભાષકો તેટલી બોલીઓ થાય. પણ આ આત્યંતિક વિધાન ગણાય.

છતાં સાપેક્ષ રીતે બોલીના વિભાગ થઈ શકે છે. સ્પષ્ટ અને ભેદક દેખાતા કેટલાક ધ્વનિવિષયક અને કેટલાક શબ્દ પસંદગીનાં ઉદાહરણો લઈ આપણે આ વાતને જરા વધારે સ્પષ્ટ કરીએ.

ગુજરાતનો એક વિભાગ એવો છે જે "આવ્યો" બોલે છે અને બીજો એક વિભાગ એવો છે કે તે "આઈવો" બોલે છે. આમ 'આવ્યો' અને 'આઈવો'ની એક ભેદરેખા દોરી વિભાગ પાડી શકીએ.

એક બીજું ઉદાહરણ જોઈએ. ગુજરાતના અમુક ભાગમાં 'ભીંત' બોલાય છે અને અમુક ભાગમાં ભેંત' બોલાય છે. આ બીજો વિભાગ દર્શાવતી આપણે બીજી લીટી દોરીએ. આ બન્ને લીટીઓ

એક બીજાને સમાંતરે કે સમરેખ જાય તેવું બનશે નહિ.




A : 'જીંત' અને 'ભેંત'

B : 'આવ્યો' અને 'આઈવો.'

જેમ જેમ વધુ ઉદાહરણો લેતા જઈએ તેમ તેમ ઉચ્ચારણની ખાસિયતોના અનેક ભેદ જોવા મળશે. આ દરેક ભેદની રેખા દોરીએ તો તે બધી જ રેખાઓ A કે B ને સમાંતર જતી હોય તેવું ભાગ્યે જ બનશે. ભાષાના આવા વૈવિધ્યભર્યા પ્રયોગો અમુક સ્થળ પૂરતા જ મર્યાદિત હોતા નથી. જેટલા ભેદ મળે તેટલી વાંકીચૂંકી રેખાઓ દોરવી પડે. બોલીભેદના નકશા દોરવાની આ વ્યવહારુ મુશ્કેલી છે. આવી વાંકીચૂંકી અસંખ્ય રેખાઓ પડતાં આવા આલેખની વ્યવહારમાં ભાગ્યે જ કોઈ કિંમત રહે અથવા આ પ્રયાસ બેહુદો બની જાય છે.

આ વ્યવહારુ મુશ્કેલી હોવા છતાં લોકો જુદા જુદા ભેદોને ઓળખે તો છે જ. અમુક સુરતી બોલી, અમુક ચરોતરી આવાં નામો પણ પ્રચલિત છે, આવી વ્યવહારુ મુશ્કેલી છતાં તેનો વ્યવહારુ ઉકેલ પણ છે. અમુક બોલીમાં કેટલાક ધ્યાન ખેંચે તેવા સાધારણ ભેદો તપાસી તેની રેખાઓ દોરી શકાય.

જીંત-ભેંત<br>
કેમ-ચ્યમ

આ બધા ભેદની જુદી જુદી રેખા દોરતા જઈએ તો ઘણી સમરેખ થશે. આવા અમુક જ વિભાગના જેટલા વિશિષ્ટ ભેદ તારવી શકાય તેટલી જ સમાંતર રેખાઓ દોરી શકાય. આમ ઘણી બધી રેખાઓ અમુક સ્થળે ભેગી થની હોય તે બોલીભેદ આપે. પ્રાદેશિક બોલી નક્કી કરવાની એક આ રીત છે. બીજા નાના, મોટા કેટલાક ભેદો તો રહેવાના જ અને ઘણી રેખાઓ આમતેમ પણ જવાની.



ચરોતર કે સુરત છોડીને જેમ જેમ આગળ જઈશું તેમ તેમ તેમાં નવાં ઉચ્ચારણો અને વાક્ય-ભંગિઓ ભળતી જશે. હવે બીજાં ઉચ્ચારણો તેમાં વિશિષ્ટ રીતે જોડાઈ જવાને કારણે તેને સુરતી કે ચરોતરી બોલી નહિ ગણીએ. આમ તો વાડાસિનોર સુધી ચરોતરી બોલી બોલાય છે પણ આ વિશિષ્ટ ઉચ્ચારણ ભંગિઓને કારણે તેને ચરોતર પૂરતી મર્યાદિત કરવાનું ઉચિત છે. બોલીની ક્ષેત્રમર્યાદા પણ સાપેક્ષ હોય છે. પ્રજાની અસ્મિતા, જાતિઓનાં અભિમાન, આભિજ અને કેળવાયેલ વચ્ચે મોભાના ભેદો એવી ઘણી બાબતો આડી આવતી હોય છે. આ કારણે બોલીભેદની રેખાઓ વધારે ચળ બને છે.

## માન્યભાષા (Standard Language)

ભાષાનું સ્વરૂપ અને વ્યક્તિ એ બે વચ્ચે અનેક ભૂમિકાઓ પ્રવર્તે છે. એક વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે વાગ્વ્યવહારમાં એકસરખી રીતે રહી શકતી નથી. આ કારણથી એક ભાષામાં બોલીભેદો ઊભા થાય છે. આ ભેદોને આપણે એ ત્રણ વિભાગમાં વહેંચી નાખી શકીએ.

એક ભાષામાં શબ્દો એના એ જ છે પણ તેના ઉચ્ચારણની ખાસિયત જુદી પડે છે. એને આપણે ધ્વનિવિષયક ભેદ કહીશું.

ભીંત—ભેંત.

આવ્યો—આઈવો.

ઉચ્ચારણ વિષયક આ એક ભેદ થયો. તે ઉપરાંત બીજા પણ કેટલાક ભેદો જોવા પડશે.

સુખડી, ગોળપાપડી, માતર

પૂરણપોળી, ગળી રોટલી, વેડમી.

આ શબ્દોમાં ઉચ્ચારણની કોઈ વિશિષ્ટતા કે ખાસિયત ભળેલી નથી. પણ એક જ પદાર્થને અમુક પ્રદેશમાં જુદી રીતે ઓળખવામાં આવે છે.

વાક્યરચના પરત્વે પણ કેટલાક ભેદ રહે છે.

ન જા, મ કર,

જા મા, કર મા.

આ બધા ભેદોના વિસ્તાર તપાસીએ તો તે અલગ પડે છે. અત્યારે ભણેલા અને અભણ વચ્ચે કેટલાક બોલીભેદ પડે છે. જૂના સમયમાં ગણાતા નાત–જાતના ભેદ જેવા તે છે. એ સમયે કેળવણીનું પ્રમાણ અમુક જ્ઞાતિમાં વધારે અને અમુક જ્ઞાતિમાં નહિવત હતુ. આ બધા વૈવિધ્યને લક્ષમાં લેતાં માન્યભાષા કોને ગણીશું?

ભીંત—ભેંત

પૂરણપોળી—વેડમી

સેથો—પાંથી.

ઉપર કેટલાક ભેદ આપ્યા છે. તેમાંથી 'ભેંત' ને પ્રાંતિક કે 'અશિષ્ટ' ગણી કાઢીશું પણ 'પૂરણ–પોળી' અને 'વેડમી',

'સેથો અને 'પાંથી'માંથી કોને શિષ્ટ ગણવા, કોને અશિષ્ટ ગણવા તે પ્રશ્ન ઊઠે છે. સાધારણ રીતે માન્યભાષામાં કોઈ પ્રાંતિક અંશ કળાવો જોઈએ નહિ. માન્યભાષા તળપદા અંશોથી મુક્ત હોય.

એક ભાષાસમાજના કોઈ વર્ગનું રાજકીય પ્રભુત્વ વધે કે કોઈ સામાજિક મોભો ઊંચો આવે તો તે વર્ગની ભાષા 'શિષ્ટ' ગણાવા લાગે છે અને આ પ્રભુત્વ કે પ્રતિષ્ઠાથી અંજાયેલા બીજા વર્ગના લોકો તેનું અનુકરણ કરવા લાગે છે. જે બોલી આ રીતે શિષ્ટમાન્ય ભાષા બને છે તે એના તળપદા અંશોને દૂર કરી નાખે છે. તેમ છતાં જે અંશ બચી રહે છે તે શિષ્ટ બની જાય છે. લંડનનું રાજકીય પ્રભુત્વ વધતાં પહેલાં જે બોલી સ્થાનિક ગણાતી હતી તે પ્રાંતિક બની અને છેવટે માન્ય અંગ્રેજી (Standard English) ગણાવા લાગી. B. B. C. પરથી બોલાતું અંગ્રેજી તે માન્યભાષા છે. ફ્રાંસમાં પહેલાં પ્રામિણ બોલીનું મહત્ત્વ હતું પણ રાજકીય કેન્દ્ર પૅરીસમાં આવતાં નોત્રદામ આગળની બોલી તે માન્યભાષા બની. જર્મનીની માન્યભાષા નાટકો દ્વારા ઘડાઈ છે. ગુજરાતમાં પાટણ જ્યાં સુધી રાજકીય કેન્દ્ર હતું ત્યાં સુધી પાટણની ભાષા શિષ્ટ ગણાતી હતી. 'હીંડઈ' તે વખતે શિષ્ટ પ્રયોગ ગણાતો હશે રાજકીય કેન્દ્ર ત્યાંથી ખસી ગયું અને 'હીંડે' આજે પ્રાંતિક પ્રયોગ ગણાઈ રહ્યો છે.

ગુજરાતમાં અનેક બોલીભેદો છે. આ બધામાં માન્ય ગુજરાતી કઈ?

ગુજરાતમાં કોઈ વર્ગનું રાજકીય પ્રભુત્વ છે એમ કહી શકાશે નહિ. રાજસત્તાનું કેન્દ્ર પણ ઘણાં વર્ષોથી ગુજરાતની બહાર ચાલ્યું ગયું હતું. આવા કેન્દ્રની અંદર બોલાતી ભાષા માન્યભાષા બને તે શક્યતા હજુ સુધી ઊભી થઈ શકે તેમ નહોતું. શ્રેષ્ઠ ગુજરાતીનું સ્વરૂપ તે લખાતી ગુજરાતીનું છે. ગુજરાતી ભાષાના શિષ્ટ ગ્રંથોમાં આવી માન્ય કે શ્રેષ્ઠ ભાષાનું સ્વરૂપ મળે છે. સાધારણ રીતે આવી ભાષા

કોઈ બોલતું નથી. બોલચાલની ભાષામાં કોઈ ને કોઈ પ્રાંતિક અંશ આવે જ છે.

## માન્યભાષા અને બોલીનો સંબંધ

માન્યભાષાનું ઘડતર બોલીઓમાંથી જ થાય છે. સ્થાનિક બોલી અને માન્યભાષા વચ્ચે કેટલીક અવાંતર ભૂમિકાઓ હોય છે. એક છેડે સ્થાનિક બોલી છે અને બીજે છેડે માન્યભાષા છે. આ બન્ને વચ્ચેનો સંબંધ વિવિધ ભૂમિકાઓમાંથી પસાર થઈ અને સંધાય છે.




ગ્રામ વિસ્તારમાં ગ્રામિણ બોલી બોલાય છે. સાધારણ નાનું ગામડું. ભણેલા માણસ જૂજ. ગ્રામવિસ્તારના લોકોનો સંપર્ક ખરીદી કે વેચાણને અંગે કોઈ પ્રાંતિક કેન્દ્ર સાથે હોય છે. આવા ગામડામાં બોલાતી બોલી એક છેડે છે., તેમાં તળપદા અંશો સૌથી વધારે હોય છે. પ્રાંતિક કેન્દ્ર સાથે વ્યવહારની લેવડદેવડ હોવાથી એ ભાષા તેમને માટે model રૂપ હોય છે.

પ્રાંતિક બોલીનું કેન્દ્ર ઠીક ઠીક મોટું ગામડું હોય છે. તેમાં નિશાળ હોય છે અને છાપાં આવે છે. ભણેલા વર્ગની ઠીક સંખ્યા અહીં રહે છે. ગામડાના લોકો અહી ખરીદી કરવા માટે આવે છે. હારીજ, ધોળા, મોડાસા વગેરેને એના કેન્દ્ર તરીકે ગણાવી શકાય. અહીંની બોલી થોડી વધુ વ્યાપક હોય છે. આવાં કેન્દ્રો સ્થાનિક બોલીના Clearing house ના જેવું કામ કરે છે. માન્યભાષાનું પોષણ પ્રાંતિક બોલીમાંથી થાય છે. માન્યભાષાનો આધાર બોય પ્રાંતિક બોલી છે.

શહેરી વિસ્તારમાં કેળવણીની સંસ્થાઓ હોય છે. પ્રાંતિક બોલીના વિસ્તારમાંથી કેળવણી લેવા માટે ઘણા વિદ્યાર્થીઓ શહેરી વિસ્તારમાં જાય છે. આ વર્ગ શહેરી વિસ્તારમાં જતાં જ તેની પ્રાંતિક બોલી પર જુદા થર ચઢવા લાગે છે. કેળવાયેલો વર્ગ પ્રાંતિક અંશોને તેની બોલચાલમાંથી પ્રયત્નપૂર્વક ગાળવા મથે છે. કેળવણી લીધેલા વર્ગ પર આ રીતે સાહિત્યની ભાષાની અસર થાય છે.

શહેરી વિસ્તારમાં બ્રાહ્મણ અને ઉચ્ચ વર્ણના લોકોમાં કેળવણીનું પ્રમાણ વધારે છે. વળી આ વર્ગ સૌથી વધારે અનુકરણશીલ પણ છે. તે પોતાની ભાષાને માન્યભાષા સાથે સાંકળવાનો જ્ઞાત કે અજ્ઞાત રીતે પણ પ્રયાસ કરે છે. અહીં ભૌગોલિક સ્થિતિ પણ બહુ કામ કરતી નથી. સુરત, અમદાવાદ કે રાજકોટનો શિષ્ટ વર્ગ શિષ્ટ ભાષા બોલવાનો પ્રયાસ કરશે.

શિષ્ટ અને આદર્શ ભાષાની સમૃદ્ધિ ઘડાય છે પ્રાંતિક અને કાંઈક ગ્રામિણ ભાષામાંથી પણ શિષ્ટ ભાષામાં ગ્રામિણ કે પ્રાંતિક અંશોનો ત્યાગ કરવામાં આવે છે.

## ધંધાદારી બોલીઓ ( Occupational Jargon )

બોલીભેદથી ભિન્ન એવા કેટલાક પાકૃભેદો પણ સમાજમાં જોવા મળે છે. બોલીભેદને તેની સાથે કશો સંબંધ નથી. આ ભેદો કોઈ

ભૌગોલિક સ્થિતિને કારણે ઊભા થતા નથી પણ ભૌગોલિક સ્થિતિથી તે પર હોય છે. અમુક સમૂહમાં, અમુક ધંધાદારીઓમાં આ ભેદો પ્રચલિત હોય છે. અમુક વર્ગમાં જ આવા ભેદો સમજાય છે અને સ્વીકારાય છે. જેમકે શેરબજારની બોલી, ડૉક્ટરની કે વકીલ મંડળની અંદર અંદરની ધંધાદારી બોલી. રેલવેની બોલી, જુગારીઓની બોલી. આ બધી બોલીઓને ધંધાદારી બોલીઓ કહેવામાં આવે છે.

બોલીભેદ અને ધંધાદારી બોલી બન્ને એકબીજાથી તદ્દન ભિન્ન છે. બોલીભેદમાં ક્યાંક ઉચ્ચારણ વિષયક ભેદ છે અને તે બોલીભેદ માટે કારક બનતો હોય છે.

ગામ–ગાંમ.

ધંધાદારી બોલીમાં ઉચ્ચારણ કે ધ્વનિવિષયક ભેદ મહત્ત્વનો નથી. બોલીભેદમાં ઘણીવાર પ્રયોગો ભિન્ન હોય છે પણ તેનો અર્થ એક જ હોય છે.

પૂરણપોળી–વેડમી.

આ બન્ને નામો એક જ પદાર્થનું સૂચન કરે છે. જ્યારે ધંધાદારી બોલીમાં અર્થની ભિન્નતા ધ્યાન ખેંચે છે. સામાન્ય અર્થમાં 'કાચું પાણી' એનો એક અર્થ છે જ્યારે જૈન સાધુને મન તેનો અર્થ જુદો છે. આમ ધંધાદારી બોલીમાં શબ્દના વિશિષ્ટ અર્થ તરત ધ્યાન ખેંચે છે.

પૂરણપોળી કે વેડમી બોલનારનો ભૌગોલિક પ્રદેશ નક્કી થઈ શકે છે. અમુક વિસ્તારમાં જ 'પોણી' બોલાય જ્યારે ધંધાદારી બોલી પરથી કોઈનો ભૌગોલિક પ્રદેશ નક્કી થઈ શકતો નથી. ધંધાદારી બોલીનું કામ આવા ભૌગોલિક પ્રદેશો બનાવવાનું નથી. તે અમુક સંપ્રદાય, અમુક ધંધાદારી જુથ કે અમુક મંડળમાં થતા હોય છે. સૂરત, અમદાવાદ કે રાજકોટ બધે સ્થળે શેરબજારમાં થતા પ્રયોગો એક સરખા છે.

ધંધાદારી બોલીના પ્રયોગો કોઈ બોલીભેદની હરીફાઈમાં નહિ

પણ પેશામાં થના હોય છે. અમુક ધંધાદારી જુથનો સભ્ય તેના વર્તુળમાં અમુક પ્રયોગો કરતો હશે પણ ઘેર આવીને વાત તો તેની પ્રાંતિક બોલીમાં કરી છે. ધંધાદારી બોલીના શબ્દો નવા નથી પણ વાક્ય સમૂહો Phrases નવાં છે. તે જુદા સંદર્ભમાં વપરાય છે—અથવા જે સંદર્ભમાં વપરાય છે તે વિશિષ્ટ બાબત કે પરિસ્થિતિનું સૂચન કરે છે. આ પ્રયોગોનો અનુવાદ લાંબાં વાક્યો દ્વારા થઈ શકે છે. આ પ્રયોગો ટકી રહે છે તેની પાછળ કેટલાંક ચોક્કસ કારણો છે:—

તે સક્ષેપમાં પણ નિયત અર્થ સૂચવે છે, લાંબા વાક્યોથી તેનો અનુવાદ થઈ શકે છે. જેમકે 'લેણુ ફૂંકયું' તેને લાંબા વાક્ય દ્વારા સમજાવી શકાય. મિતાક્ષરીપણું તેનો એક અગત્યનો ગુણ છે.

એક જ ધંધામાં પ્રવૃત્ત થયેલા માણસોમાં અમુક ભૂમિકા સમાન જ હોય છે તેથી ઇંગિત માત્રથી કામ નભી રહે છે. કામ ઝડપથી થાય, સમજવામાં સહેજ પણ શંકા ન રહે અને પૂરી ચોકસાઈથી અમુક બાબત કહી શકાય તે આ ટૂંકા પ્રયોગોમાં શક્ય બની રહે છે. જેમકે રેલવેની ભાષામાં Seven down કે Line clear નો અર્થ બરાબર નિયત થયેલો છે. સંક્ષેપમાં અને ચોકસાઈથી સમજાવી શકાય એ અગત્યનો ગુણ છે,

ચોકસાઈ, મિનાક્ષરીપણું અને Regional dilectથી નિરપેક્ષતા એ ધંધાદારી બોલીના મૂળમાં રહેલ છે. આ કારણે જ આવા પ્રયોગો સમાજમાં અને અમુક ધંધામાં નભી શકે છે. આ ધંધા બહારના માણસને તે રંગીન–Colourful લાગે છે, સમાજ જેમ વધારે જટિલ–Complex થતો જાય તેમ ધંધાદારી વર્તુળો તેમાં વધે છે. આ વર્તુળોના વધવા સાથે તેમાં આવા વિશિષ્ટ પ્રયોગો વધે છે. *સમાજ જેમ ઓછો Complex તેમ આવા પ્રયોગો ઓછા દેખાય.* ભીલ જેવા સમાજમાં આ પ્રયોગો ઓછા દેખાય છે.

સ્લૅંગ (Slang–વક્રોક્તિ)

ભૌગોલિક બોલીભેદો અને ધંધાદારી બોલીઓ કરતાં નિરાળા એવા કેટલાક પ્રયોગો પણ સમાજમાં પ્રચલિત હોય છે. આ પ્રયોગોને ધંધાદારી બોલીમાં સમાવી શકાતા નથી પણ સમાજમાં તે પ્રચલિત છે અને તેનું પ્રયોજન ધંધાદારી બોલીથી ભિન્ન છે.

આ પ્રયોગો પણ અમુક સમાન વ્યવસાયમાં પ્રવૃત્ત થયેલા લોકોમાં જ થાય છે. છોકરીઓની હોસ્ટેલમાં લેડી સુપરિન્ટેન્ડેન્ટને અંદર અંદરની વાતમાં 'સાસુ' કહેવામાં આવે છે. તપાસવાની નોટોને શિક્ષકો ઘણીવાર 'ભાણિયા' કહે છે.

ભાષામાં આ પ્રયોગો Colourful લાગે છે. નવીનતા ઉપજાવવા કે ધાર્યો કટાક્ષ કરવા માટે આવા પ્રયોગો થતા હોય છે ધંધાદારી બોલી વધારે વ્યાપક છે જ્યારે Slang ઓછા વ્યાપક છે. ધંધાદારી બોલી કોઈ ચોક્કસ જરૂરિયાતથી ઊભી થાય છે જ્યારે Slang નવીનતામાંથી ઊભા થાય છે, Slangનું કોઈ જૂથની સાથે Identification હોવું જરૂરી છે. શિક્ષકોમાં જ તપાસવાની નોટોને 'ભાણિયા' કહેવાય, હોસ્ટેલમાં રહેતી વિદ્યાર્થીનીઓમાં જ લેડી સુપરિન્ટેન્ડેન્ટને 'સાસુ' કહેવાય.

Slang નવીનતામાંથી ઊભા થાય છે સમાજના પ્રચલિત સંદર્ભોથી નોખા પડવાની મનોવૃત્તિમાંથી તે ઊભા થાય છે અને અમુક પરિસ્થિતિને તેનું લક્ષ્ય બનાવે છે. Slang ક્ષણજીવી છે. જે સાથે તે નવીનતા ગુમાવે છે તે સાથે તેની ચોટ ગુમાવી બેસે છે. '૪૨૦' શબ્દ અમુક સંદર્ભમાં વપરાતો પણ આ સંદર્ભ વધારે પ્રચલિત બનતાં તેણે તેની ચોટ ગુમાવી દીધી છે. Slang વ્યાપક બનતાં કે અમુક અર્થ સર્વસ્વીકૃત બનતાં ફરી નવા Slang ઊભા થાય છે. કારણ કે માણસમાં સ્વીકૃત ધોરણથી નોખા પડવાની મનોવૃત્તિ રહેલી છે. Slang ને Linguistic Playfulness કહી શકાય.

Slang ક્ષણજીવી હોવા છતાં ભાષાને સમૃદ્ધ કરવાનું કામ કરે

છે. પરંપરાગત ભાષામાં Slangમાંથી ભરતી થાય છે.

## છૂપી બોલી ( Parsi )

લશ્કરમાં વપરાતી છૂપી કે સાંકેતિક ભાષા, જેલમાં ગુનેગારોમાં વપરાતી છૂપી ભાષાનો પણ અહીં વિચાર કરી લેવો જોઈએ. આ ભાષાનું મહત્ત્વ તેની ગુપ્તતામાં છે. એનો વ્યાપક પ્રચાર થાય કે ભાષા તેનું મહત્ત્વ ગુમાવી બેસે. કાંઈક છુપાવવાના ઈરાદામાંથી જ તેનું સર્જન થયું હોય છે.

સામાન્ય ભાષામાં વપરાતા શબ્દોનું તેમાં નવું અર્થઘટન કરવામાં આવ્યું હોય છે. પહેલી નજરે દેખાતો સામાન્ય કે 'નિર્દોષ' અર્થ કાંઈક બીજી જ બાબતનું સૂચન કરે છે. કેટલીક વાર વિચિત્ર લાગતા ધ્વનિઓને અમુક રીતે ભેગા કરી તેનું અમુક અર્થઘટન કરવામાં આવ્યું હોય છે. આ ભાષાનું કોઈ વર્ગ સાથે જોડાણ અનિવાર્ય છે: જેલમાં કે લશ્કરમાં જ અમુક સંકેતોનું અમુક અર્થઘટન થઈ શકે.

થોડી મોટી ઉંમરના બાળકો કુતૂહલથી કાંઈક વિશિષ્ટ પ્રયોગો કરે છે તેને આ સાથે સરખાવી શકાય.

## કૃત્રિમ ભાષા

ભાષા આમ તો સમસ્ત સમાજની દેન છે. ભાષા સમાજની જ સંપત્તિ છે. એનું ઘડતર સમાજમાંથી જ થયું છે. આમ છતાં કોઈ સગવડ ખાતર કે કોઈ ઉદ્દેશથી કૃત્રિમ ભાષા ઘડવાનો પ્રયાસ પણ થયો છે. આ ભાષા છે એસ્પેરેન્ટો ( Esperanto ).

આમ તો છૂપી બોલી પણ કૃત્રિમ રીતે જ ઘડાયેલી છે છતાં બન્નેના ઉદ્દેશમાં ફેર છે. સર્વમાન્ય ભાષાની હરીફાઈમાં ઊભા રહેવાનો તેનો ઉદ્દેશ હોતો નથી અને સંપૂર્ણ વાગ્વ્યવહાર આ ભાષા દ્વારા કરી શકાય તે પણ શક્ય નથી. જ્યારે 'એસ્પેરેન્ટો' જેવી ભાષા એક જુદા જ ઉદ્દેશથી ઘડાયેલી હતી. કેટલાંક વર્ષો પહેલાં વોરસોના રહેવાસી

Dr. L. Zamenhof નામના એક વિદ્વાને આ કૃત્રિમ ભાષાનું ઘડતર કર્યું.

ભારત-યુરોપીય ભાષા પરિવારના આધાર પર તેમણે એક નવી ભાષાનું સર્જન કર્યું. તેમનો ઉદ્દેશ આ ભાષાને વિશ્વભાષા બનાવવાનો હતો. મનુષ્યના લગભગ બધા જ ભાવો અને વ્યવહાર તેમાં વ્યક્ત કરી શકાય તેવી તેની ક્ષમતા હતી. શિક્ષિત વર્ગમાં આ ભાષાનો ઠીક ઠીક પ્રચાર પણ થવા લાગ્યો હતો અને તેમાં સાહિત્ય સર્જન પણ શરૂ થયેલું. એ વખતે શિક્ષિત વર્ગની એવી માન્યતા હતી કે તે આંતરરાષ્ટ્રિય ભાષા બની જશે.

આ ભાષાની વિશિષ્ટતા એની સરળતામાં હતી. એના વ્યાકરણનું ઘડતર જ એવી રીતે થયેલું કે કેટલાક સામાન્ય નિયમો બનાવવા પણ આ નિયમનો એક પણ અપવાદ હોવો જોઈએ નહિ. જેમકે બહુવચન બનાવવાનો એક નિયમ સમજી લીધો તો દરેક નામ, સર્વનામમાં એ એક જ નિયમના આધારે બ. વ. બતાવી શકાય આખી ભાષામાં ક્યાંયે તેનો એક પણ અપવાદ ન મળે.

આ ભાષા હવે પ્રચારમાં નથી.

## ૪. ધ્વનિઘટકોનું વર્ગીકરણ

**ભાષાની** અત્યારસુધી થયેલી ચર્ચા એ સમગ્ર સમાજને લક્ષમાં રાખીને થયેલી છે. ભાષા એ સમાજગત બાબત છે જ્યાં ઉચ્ચારણ કરનાર વ્યક્તિ છે તેથી ધ્વનિના ઉચ્ચારણની પ્રક્રિયા જાણવા માટે વ્યક્તિ પાસે જવું અનિવાર્ય છે. ધ્વનિ ઉત્પન્ન કરનારાં સાધનો દરેક વ્યક્તિની પાસે સરખાં છે.

ભાષાની પ્રક્રિયા ઘણી સંકુલ છે. તેને સમજવા માટે સૌ પહેલાં 'ક', 'ગ', 'અ' વગેરે શું છે તે સમજવું પડશે. ધ્વનિઓનું વર્ગીકરણ કર્યાં પછી અનુમાનથી સંબંધો તારવવાના હોય છે. સંબંધોને સમજવાનો પાયો વર્ગીકરણમાં છે. અમદાવાદના અક્ષાંશ રેખાંશ કહેવાથી પૃથ્વીના ગોળા પર તેનું સ્થાન નિશ્ચિત રીતે કહી શકાય છે. પાણીનું વિજ્ઞાનની પરિભાષામાં એક જુદું જ નામ છે. ઘોંઘાટને આપણે આવું નામ આપીએ એટલે કામને વૈજ્ઞાનિક ધોરણે મૂકી શકીએ. ગણિતશાસ્ત્રનું fiction આંકડા છે. આંકડા આમ તો ક્યારે આપણને સામા મળતા નથી પણ આંકડાની મદદથી ગણિતશાસ્ત્ર ઘણું કામ કરી શકે છે. દરેક વિજ્ઞાનમાં આવા useful fiction જરૂરના હોય છે.

ભાષાવિજ્ઞાનમાં ધ્વનિ useful fiction છે.

### ધ્વનિ અને વાચિકધ્વનિ

જગતમાં અસંખ્ય અવાજો છે. મનુષ્યકૃત અને યંત્રકૃત. દોડતી

મોટરનો અવાજ, ફરતા પંખાનો અવાજ પડતી વસ્તુનો અવાજ, માણસ વાગ્વ્યવહારમાં કરે છે તે મુખદ્વારા નીકળતા અવાજ. આ અસંખ્ય અવાજોમાંથી બધા જ અવાજો વાગ્વ્યવહારમાં ઉપયોગમાં નથી આવતા. મુખદ્વારા નીકળતા બધા જ અવાજો પણ ભાષામાં મહત્ત્વ નથી ધરાવતા. અનેક અવાજોમાંથી ભાષાના 'અવાજ'ને જુદા તારવવાના હોય છે. જગતના અસંખ્ય અવાજોમાંથી ભાષાના અવાજને જુદા તારવવા તે બાળકના બૌદ્ધિક વિકાસનું એક મોટું પગથિયું છે

ભાષાના 'અવાજ'ને આપણે વાચિકધ્વનિ કહીશું.

અમુક ધ્વનિ વાચિકધ્વનિ ગણાય કે નહિ તે માટેના સર્વમાન્ય નિયમો બનાવી શકાય નહિ અમુક ભાષાની તેની પોતાની યોજના અને આકૃતિ પ્રમાણે તેમાં વાચિકધ્વનિ નિશ્ચિત થયેલા હોય છે. ભાષાની યોજના પર તેના વાચિકધ્વનિની પ્રકૃતિ અને સંખ્યા નક્કી થયેલી હોય છે. (ડચકારો બોલાવવો તેને ગુજરાતી ભાષક વાચિક ધ્વનિ નહિ ગણે) કારણકે ગુજરાતી ભાષાની યોજનામાં આવા ધ્વનિનું કોઈ સ્થાન નથી; પણ ઝૂલુ ભાષક તેને વાચિક ધ્વનિ ગણશે કારણકે ઝૂલુ ભાષાની વ્યવસ્થામાં આ ધ્વનિનું સ્થાન છે.

(જે ધ્વનિ ભાષાની વ્યવસ્થામાં મહત્ત્વ ધરાવતો હોય તે વાચિક ધ્વનિ કહેવાય.) આ ધ્વનિ શબ્દમાં આગળ–પાછળ–વચ્ચે ગમે ત્યાં વાપરી શકાય છે. વાચિકધ્વનિનું ઉચ્ચારણ તે જ ભાષાસમાજના અન્ય ભાષકમાં આકાંક્ષા જગાવે છે. અન્ય ધ્વનિ કરતાં વાચિકધ્વનિની એજ વિશેષતા છે.

ક – પ – ટ

ટ – પ – ક

પ – ટ – ક

આ દરેક ધ્વનિ ગુજરાતી ભાષાની યોજનામાં મહત્ત્વ ધરાવે છે.

વાચિકધ્વનિમાં કશો અર્થ નથી પણ તેનાં વિવિધ મિશ્રણથી શબ્દના અર્થને સ્પર્શી શકાય છે. અન્ય ધ્વનિઓના ગમે તેવા મિશ્રણોથી અર્થને સ્પર્શી શકાતું નથી. વાચિકધ્વનિના ચોક્કસ મિશ્રણો દ્વારા અર્થ સુધી પહોંચી શકાય છે. વાચિકધ્વનિ ભાષાનું પાયાનું ઘટક છે. 'ક' કે 'પ'ના ઉચ્ચારણ પછી બીજા ધ્વનિ આવવાના છે તેની ચોક્કસ આકાંક્ષા જન્મે છે, પણ ડચકારો કર્યા પછી આવી કોઈ આકાંક્ષા જન્મતી નથી.

ફેફસાંમાંથી શરૂ થયેલી હવા મુખ વાટે બહાર નીકળે ત્યાં સુધીમાં અનેક ધ્વનિ નીકળી શકે. તેમાંથી ભાષાની આકૃતિ કે વ્યવસ્થા પ્રમાણે વાચિકધ્વનિ બની શકે.

### ધ્વનિ અને શ્રવણ

ધ્વનિ એક શક્તિનું રૂપાંતર છે. ફેફસાંમાંથી બહાર નીકળતી હવાને અમુક સ્થાને રોકી કે ઘસીને તેમાંથી ધ્વનિ ઉત્પન્ન કરવામાં આવે છે. બહાર આવતી હવાનો જથ્થો આંદોલિત થાય છે, અને તે આંદોલનો શ્રોતાના કાન સુધી પહોંચે છે. ધ્વનિ ઉત્પન્ન થતાં ફેફસાંથી મોં સુધીમાં આવેલા જુદા જુદા અવયવોમાં અનેક પ્રક્રિયાઓ થાય છે. આ બધા અવયવો શરીરની અંદર હોવાથી બહાર કશું કળી શકાતું નથી.

એ જ રીતે કાન ઉચ્ચારણ પકડે છે. આ શ્રુતિમૂલક બાબતનો આધાર સદસ્યમાન ધર્મો પર છે. કેટલાક તંતુવાદ્યના તારની વ્યવસ્થાને કાનની વ્યવસ્થા સાથે સરખાવવા જેવી છે. અમુક તારમાં આંદોલન શરૂ થતાં તેજ Rate ના તારમાં Sympathetic Vibration શરૂ થાય છે, અને અવાજ મગજ સુધી પહોંચે છે. આપણા કાનમાં રહેલી શિરાઓ અમુક Rateથી મોટો અવાજ સહન કરી શકતી નથી. કેટલાક એવા પણ જંતુઓ અને પ્રાણીઓ છે જે

ઝીણામાં ઝીણા અવાજો પણ સાંભળી શકે છે.

આપણી શ્રવણેન્દ્રિયની આ મર્યાદા છે.

ઘણા જૂના સમયથી આપણે ત્યાં ઉચ્ચારણમૂલક વર્ગીકરણ ચતું આવ્યું છે. અમુક ધ્વનિનું ઉચ્ચારણ જે સ્થાન પરથી કરવામાં આવતું તે સ્થાન પરથી તેનાં નામ પાડવામાં આવ્યાં છે. દંત્ય, ઓષ્ઠ્ય, તાલવ્ય વગેરે નામો તે તે સ્થાનો પરથી થતાં ઉચ્ચારણોને આધારે પાડવામાં આવેલાં છે. આવા ઉચ્ચારણમૂલક વર્ગીકરણને બદલે હવે એક બીજી પદ્ધતિથી તેનું વર્ગીકરણ કરવામાં આવે છે. આપણે તેને શ્રુતિમૂલક વર્ગીકરણ કહી શકીએ.

## ઉચ્ચારણનાં અવયવો

ધ્વનિઓનું વર્ગીકરણ કરતાં પહેલાં ઉચ્ચારણનાં અવયવોનો ટૂંકમાં પરિચય કરી લઈએ. આ અવયવો ધ્વનિ ઉત્પાદનમાં ક્રિયાશીલ બને છે અથવા તે માટે ભાગ ભજવે છે. આમાંથી કેટલાકનું કાર્ય ખૂબ જાણીતું છે.

**ફેફસાં** : ફેફસાં બે છે. તેમાં હવા ભરાય છે અને ધ્વનિ ઉચ્ચારણ માટે સતત હવા પૂરી પાડે છે. તેનું કાર્ય ધમણને મળતું છે.

**નાદતંત્રીઓ** : (Vocal Chords) (બન્નેના સમૂહમાં તે બે ભાગમાં વહેંચાયેલી છે. બે ધ્વનિતંત્રીઓની વચ્ચેની જગ્યાને Glottis કહેવામાં આવે છે.) ધ્વનિતંત્રીઓ સાધારણ રીતે શિથિલ અવસ્થામાં હોય છે પણ ધ્વનિના ઉચ્ચારણ વખતે તે સહજ તંગ બને છે. આ તંત્રીઓ વધારે તંગ થવાથી તેમાંથી પસાર થતી હવા આંદોલિત થાય છે, અને તે વખતે ઘોષ ધ્વનિ ઉત્પન્ન થાય છે. ઘોષત્વ કે અઘોષત્વ કોઈ ભાષામાં મહત્ત્વનું હોય કે નહિ તે જુદો સવાલ છે. કાનને હાથથી સુસ્ત બંધ કરી દઈ 'મ', 'ભ' જેવા ઉચ્ચારણ કરીએ તો ધ્વનિનું ઘોષત્વ સાંભળી શકાય છે.




૧. ફેરીંક્સ.
૨. મોં.
૩. નાસિકા વિવર.
૪. હોઠ વિવર.
૫. ઉવુલા

પડજીભ : (Uvula) તે શ્વાસનળી પર લટકતો પોચો સ્નાયુ છે. ફેફસાંમાંથી બહાર નીકળતી હવાને તે નાક વાટે બહાર જતી અટકાવે

છે. કેટલાક ઉચ્ચારણમાં તે હવાને નાક વાટે બહાર જવાનો માર્ગ ખુલ્લો કરી આપે છે. (મ, ન વગેરેમાં) હવાના બે પ્રવાહ થઈ એક મોં વાટે અને એક નાક વાટે બહાર નીકળે છે.

તાળવું : સગવડ ખાતર તાળવાના ત્રણ વિભાગ પાડવામાં આવે છે. સૌથી નીચો ભાગ કે પોચું તાળવું, મધ્ય ભાગ કે મૂર્ધન્ય અને આગળનો ભાગ કે વર્ત્સ. આ દરેક સ્થાનો પરથી કેટલાક ઉચ્ચારો કરવામાં આવે છે.

જીભ : ધ્વનિના ઉચ્ચારણમાં જીભ મહત્ત્વનો ભાગ ભજવે છે. ક્યાંક હવાને રોકીને કે તાળવાના જુદા જુદા ભાગ પર સ્પર્શ કરી જુદા જુદા ધ્વનિ ઉત્પન્ન કરે છે. સ્વરના ઉચ્ચારણમાં જીભની ત્રણ સ્થિતિ કલ્પી શકાય: ઉચ્ચ, મધ્ય અને નિમ્ન.

હોઠ : હોઠની પાસે હવાનું પૂર્ણ રોકાણ થઈ શકે છે. પસાર થતી હવાને ત્યાં ઘર્ષણ આપી શકાય. સ્વરનાં અમુક ઉચ્ચારણો સાથે હોઠનો અમુક આકાર સંકળાઈ ગયેલો છે.

ફેફસામાંથી શરૂ થયેલી હવા મુખદ્વારા બહાર નીકળે ત્યાં સુધીમાં તેને ઘણે ઠેકાણે રોકી શકાય. અવરોધના જુદા જુદા પ્રકારને ધ્યાનમાં લઈ આ વર્ગીકરણ કરેલું છે. ઉચ્ચારણોનું આ સ્થૂળ વર્ગીકરણ છે. તેને Practical Phonetics કહેવામાં આવે છે. ક્યાં તત્ત્વો અમુક ભાષામાં સક્રિય છે તે શોધી કાઢયા પછી તેનું ભૌતિક વર્ણન કરી બતાવી શકાય છે. ભાષા ઉત્પન્ન કરનાર કોઈ ચોક્કસ અવયવ નથી. ખાવામાં કે શ્વાસ લેવામાં જે અવયવોનો ઉપયોગ થાય છે તે દ્વારા વાગ્વ્યવહાર ચલાવી શકાય છે. બહાર જતી હવા પર અવરોધ કરવાથી મોટા ભાગના અવાજો કરી શકાય છે.

આ ધ્વનિઓમાં Suction Sounds કે Clicks અપવાદ છે. જીભને દાંતની પાછળ લઈ જઈ અવાજ કરવામાં આવે છે. જેમકે ઘોડાને ઉતાવળે હાંકવા માટે કરવામાં આવતો અવાજ આ પ્રકારનો છે. અંગ્રેજીમાં તે *tut–tut* થી બતાવવામાં આવે છે. આફ્રિકાની

કેટલીક ભાષામાં આ ધ્વનિનો વાચિકધ્વનિ તરીકે ઉપયોગ થાય છે.

—લેરીંક્સ—




૧. થાઈરોઈડ.
૨ એરીટેનોઈડ.

## નાદતંત્રીઓ.




૧.સામાન્ય પરિસ્થિતિમાં ૨.ઉચ્ચારણ વેળાએ.

બહાર જતી હવા પર પહેલો અવરોધ કંઠદ્વાર (Larynx) પાસે થાય છે. કંઠદ્વાર શ્વાસનળી પર આવેલું છે. તેની બે બાજુ નાદતંત્રીઓ (Vocal Chords) જોડાયેલા છે. નાદતંત્રીઓની વચ્ચે જે જગ્યા છે તે glottis (કાકલ). સામાન્ય સંજોગોમાં નાદતંત્રીઓ શિથિલ હોય છે અને તેમાંથી હવા પસાર થાય છે. arytenoids તેની સાથે જ ગોઠવાયેલું અવયવ છે. નાદતંત્રીઓ અને arytenoids ને ઘણી સ્થિતિમાં ગોઠવી શકાય છે. Larynxની વચગાળાની સ્થિતિનો, ધ્વનિ ઉત્પન્ન કરવામાં ઘણી ભાષાઓ ઉપયોગ કરે છે.

આમાંની એક સ્થિતિ ઘોષત્વ વેળાની છે. તંગ નાદતંત્રીઓમાંથી પસાર થતી હવા ઘોષ હોય છે.

મર્મરઃ–જો નાદતંત્રીઓ વચ્ચેનું અંતર થોડું વધી જાય તો ધ્વનિ ચોખ્ખો ઉચ્ચારાતો નથી પણ Larynxમાંથી પસાર થતી હવાનું ઘર્ષણ સંભળાય છે. નાદતંત્રી અર્ધ તંગ અવસ્થામાં હોવાથી હવાનું દબાણ નાદતંત્રીઓને પૂરેપૂરી આંદોલિત કરી શકતું નથી. આ વખતે મર્મર ધ્વનિ નીકળે છે. જેમકે અંગ્રેજી Happyમાં ઉચ્ચારાતો H ગુજરાતી મહાપ્રાણ 'હ' જેવો નથી પણ તેનો ઉચ્ચાર 'અ'ની વધારે નજીક છે. આ ઉચ્ચારણ સાથે મર્મરત્વ ભળેલું છે.

અંગ્રેજીમાં ભાર વિનાના (unstressed) સ્વરો ધ્વનિના બદલે મર્મરથી ઉચ્ચારાય છે. Glottle જો હજી વધારે પહોળું રહે તો ધ્વનિ ઉત્પન્ન થવાને બદલે માત્ર ઘર્ષણ જ સંભળાય છે. handમાં આવો ઘર્ષણ ધ્વનિ સંભળાય છે.

સ્પર્શ વ્યંજનનો સ્ફોટ થયા પછી, હવાનો જથ્થો વધુ હોય તો ધ્વનિનો સ્ફોટ થયા પછી પણ થોડી હવા બાકી રહે છે. અને તે ઘર્ષણ પેદા કરતી બહાર આવે છે.

ક, ભ.

જો વ્યંજન અઘોષ હશે તો હવાનો જથ્થો અઘોષ હશે. વ્યંજન

ઘોષ હોય તો હવામાં પણ ઘોષત્વ હશે. 'હ' જ્યારે મહાપ્રાણ હોય ત્યારે તેના પછી મર્મરત્વ આવી શકતું નથી ગુજરાતીમાં મહાપ્રાણ અને મર્મરત્વનો પૂરક સંબંધ છે. એક હોય ત્યાં બીજું આવી શકતું નથી. પાછળનો ધ્વનિ મર્મર હોય તો આગળ મહાપ્રાણ આવી શકતો નથી. હવે પરિસ્થિતિ આવી છે: ગુજરાતી ભાષાના સ્વરો પણ મર્મર સાથે સંકળાયેલા છે અને બીજી બાજુથી વ્યંજનો પણ મર્મર સાથે સંકળાયેલા છે. 'હ' જ્યારે વ્યંજન પછી આવે ત્યારે તેની કામગીરી વ્યંજન જેવી અને સ્વર પછી આવે ત્યારે તેની કામગીરી સ્વર જેવી હોય છે. વસ્તુત: 'હ' સ્વર અને વ્યંજનની કિનારી ઉપરનો ધ્વનિ છે. તેની ઉપસ્થિતિ ગુજરાતીમાં સ્વર અને વ્યંજન બન્ને તરીકેની શક્ય છે.

અનુનાસિકો:

પડજીભ સંપૂર્ણપણે ઊંચી ન હોય ત્યારે મુખવાટે બહાર આવતી હવાનો પ્રવાહ બે ભાગમાં વહેંચાઈ જાય છે. હવાનો એક જથ્થો મુખદ્વારા બહાર આવે છે અને બીજો જથ્થો નાકવાટે બહાર નીકળે છે. અનુનાસિક સંઘર્ષી ન હોઈ શકે. કારણકે પડજીભ એ પોચો સ્નાયુ છે. તેથી ઘર્ષણ કરી શકતો નથી. હવાના પ્રવાહને કાં તો તે માર્ગ આપી દે છે અથવા સદંતર રોકી રાખે છે. અનુનાસિકોને ઘોષ અઘોષનો ભેદ લાગી શકે નહિ.

✓ (હવાનું રોકાણયુક્ત વાયુ મોજું તે વ્યંજન) આ વાત સ્વીકારી આગળ ચાલીએ તો અનુનાસિકોને સ્વર ગણવા કે વ્યંજન તે વિશે બહુ આગ્રહ રાખી શકાય નહિ. નાક વાટે બહાર નીકળતા વાયુ મોજા પર કશો અવરોધ થતો નથી. અનુનાસિકો સ્વર–વ્યંજનની સીમા પર ઊભા છે. જૂના સંસ્કૃતમાં અનુનાસિકો સ્વરનું કામ કરતા. અંગ્રેજીમાં અનુનાસિક તેમજ અનાદિ સ્થાનમાં – લ સ્વરનું કામ કરે છે.

ગુજરાતીમાં અનુનાસિકનાં ચાર ધ્વનિઘટકો છે.

પર પરાથી મુકાતુ અનુનાસિક બિંદુ

દાણ : મૂર્ધન્ય

દાન દંત્ય

દામ : ઓષ્ઠ્ય

ગુજરાતીમાં અનુનાસિકની સ્થિતિ વિશિષ્ટ છે બધા અનુનાસિકો સ્થાનિય વ્યજનો છે હવાના એક જથ્થા પર જુદા જુદા સ્થાન પર કરવામાં આવતા અવરોધથી આમ બને છે અનુનાસિકત્વ સંદર્ભનિયત છે અને વાસ્તવમાં બધાની ઉપસ્થિતિના નિયમો એકસરખા નથી જેમકે ણ– આદિસ્થાનમાં આવી શક્તો નથી આગળ વિવૃત્ત એ આવ્યો હોય અને પાછળ મૂર્ધન્ય વ્યજન હોય તો વચ્ચે માત્ર 'ણ' જ આવી શકે છે 'મ' અને 'ન' બન્ને બેવડા હોઈ શકે; એટલે કાનમાન તેના પર અસર કરે છે જ્યારે 'ણ' બેવડો આવતો નથી

સ્વર અને વ્યજન બન્ને અનુનાસિક હોઈ શકે ગુજરાતીમાં આ સ્થિતિ છે અંગ્રેજીમા કોઈ સ્વર અનુનાસિક નથી પહેલાં સ્વર આવ્યો હોય તો પાછળ આવતા અનુનાસિકની તેના પર અસર થાય છે તેટલે અંશે સ્વરમા નાસિક્યભાવ આવે છે બે સ્વર વચ્ચે રહેલા અનુનાસિકનું અનુનાસિકત્વ જરાક વહેલુ બંધ થઈ જાય તો તે જ વર્ગનો વ્યજન સભળાય છે

ચામડી=ચાબડી

લીમડો-લીંબડો

કામળી=કાંમળી

અનુનાસિક સ્વરો તે અનુસ્વાર આંખ, ઊંટ, ઇંટ, રેંટ આ બધા અનુસ્વારો છે અડક, કમ્પ, કણ્ઠ, સમ્બન્ધ આ બધા અનુ-ના[illegible] છે [illegible] થી તેની [illegible] મા બિંદી મુકાય છે

કમ્પ=કાંપ

અઙ્ક=આંક

પઞ્ચ=પાંચ

અહીં અનુનાસિક જતો રહી અનુસ્વાર આવી ગયેલ છે.

સ્ફોટકો (Stops)

The Characteristic feature of a stop is generally the exploision.

જીભ, હોઠ અને glottisની એવી સ્થિતિ રાખીએ અને હવાને સંઘરી રાખી એકદમ માર્ગ આપીએ તો હવા થોડા અવાજ સાથે બહાર આવે છે. આ રીતે જે ધ્વનિ પેદા થાય છે તેને Stop કે સ્ફોટક ધ્વનિ કહેવામાં આવી છે. હોઠ પર, તાળવાના જુદા જુદા ભાગ પર હવાનું પૂર્ણ રોકાણ થઈ શકે છે. સ્ફોટક ધ્વનિ ઘોષ અને અઘોષ એમ બન્ને પ્રકારના હોઈ શકે. 'પ', 'ટ', 'ક' આ ધ્વનિ અઘોષ છે જ્યારે 'બ', 'ડ', 'ગ' ધ્વનિ ઘોષ છે.

સ્ફોટક ધ્વનિની એક વિશેષતા એ છે કે તેને લંબાવી શકાતા નથી. હવાનું પૂર્ણ રોકાણ કરી તેને એક વાર છોડી દીધી એટલે આ ધ્વનિ લંબાવી શકાય નહિ. સ્ફોટક ધ્વનિ નીચેના સ્થાન પરથી થઈ શકે.

પ, બ, ભ, : ઓષ્ઠસ્થાન પરથી.

ત, થ, દ, : વર્ત્સ પરથી.

ટ, ઠ, ડ, : મૂર્ધન્યસ્થાન પરથી.

ક, ગ, : તાલુસ્થાન પરથી.

સંઘર્ષીઓ (Spirants કે Fricatives)

સાધારણ રીતે જેટલે સ્થળે હવાનું રોકાણ થઈ શકે તેટલે

સ્થળે તેને ઘસી કે ભીંસીને બહાર મોકલી શકાય. જેટલા સ્ફોટકો હોય તેટલા સંઘર્ષી ધ્વનિ થઈ શકે.

✓હોઠ અને જીભ વગેરે તેમજ glottis ને એવી રીતે રાખીએ કે પસાર થતી હવા માટેનો રસ્તો સાંકડો થઈ જાય. બહાર જતી હવા પર ઘર્ષણ થવાથી ધ્વનિ ઉત્પન્ન થાય છે. આ ધ્વનિને સંઘર્ષી કહેવામાં આવે છે. સંઘર્ષી ઘોષ અને અઘોષ એમ બન્ને પ્રકારના હોઈ શકે. 'વ' ઘોષ સંઘર્ષી છે જ્યારે 'ફ' અઘોષ સંઘર્ષી છે.

સંઘર્ષીની એક વિશેષતા એ કે તેને લંબાવી શકાય છે.

પાર્શ્વિક : (Laterals)

✓ જીભ ઉપરના તાળવાને અડકે છે અને હવાનું રોકાણ કરવા પ્રયાસ કરે છે. આ દરમ્યાન હવા જીભની એક કે બન્ને બાજુથી બહાર પસાર થઈ જાય છે. બહાર જતી હવા જતાં જતાં ઘર્ષણ પેદા કરે છે. આમાં હવાનું ઘર્ષણ બહુ તીવ્ર હોતું નથી. આવા ધ્વનિને પાર્શ્વિક કે Laterals કહેવામાં આવે છે.

✓ ગુજરાતીમા બે પાર્શ્વિક ધ્વનિઘટકો છે. એક છે દંત્ય પાર્શ્વિક 'લ' અને બીજો છે મૂર્ધન્ય પાર્શ્વિક 'ળ'.) આ 'ળ' ધ્વનિઘટકની ઉપસ્થિતિ ઉપર એક નિયમન છે. લ–ઉક્તિના આદિ, મધ્ય, અંત એમ ગમે તે ભાગમાં આવી શકે છે. 'ળ' ઉક્તિના આદિસ્થાનમાં આવી શકતો નથી. અર્ધસ્વર 'ય'ની ઉપસ્થિતિમાં તેનું કાલમાન બમણું હોઈ શકે છે પણ કોઈ 'ળ' બેવડો આવી શકતો નથી.

પ્રકંપી (Trill)

જીભનો થોડો ભાગ જરા ઊંચો થાય છે તેથી બહાર નીકળતી હવા સહેજ કંપિત થાય છે, રોકાતી નથી. અંગ્રેજી 'r' આવો છે. પણ ફ્રેંચ 'ર' એનાથી જુદા પ્રકારનો છે. તેમાં Velum પાસેનો ભાગ સહેજ ઊંચો થાય છે.

ગુજરાતી 'ર'—'રાણી' વગેરેમાં બોલાય છે તે—આવો નથી. તે થડકારાવાળો છે. ખરી રીતે તે Rolled છે. 'દરરોજ' જેવા ઉચ્ચારણમાં બે થડકારા આવે છે.

આ વર્ગમાં ગુજરાતીમાં બે ધ્વનિઘટકો છે. 'ર' અને 'ડ'. 'ડ઼' તે 'ડ'નો એક ભિન્ન આવિષ્કાર છે. તેની ઉપસ્થિતિ ઉપર એક નિયમન છે. ઉક્તિના આદિસ્થાનમાં તે આવી શકતો નથી. બે સ્વરની વચ્ચે હોય ત્યારે જ તેની ઉપસ્થિતિ કળી શકાય છે.

## Glottal અથવા Laringel Stops

નાદતંત્રીઓને ચુસ્ત રીતે તદ્દન નજીક લાવી અને હવાના દબાણ નીચે ધડાકા સાથે છૂટી પાડવામાં આવે તો આ ધ્વનિ ઉત્પન્ન થાય છે. ઘણીવાર શરૂઆતના સ્વર પર ભાર મૂકવા આ જાતનું ઉચ્ચારણ થાય છે. આવું ઉચ્ચારણ ગુજરાતી ભાષામાં નથી.

ગ્લોટલ સ્ટોપને ઘોષ અઘોષનો ભેદ લાગે નહિ કારણકે તેનું ઉત્પત્તિ સ્થાન જ આ ભેદ ઉત્પન્ન થઈ શકે તે પહેલાંનું છે. તે સ્થાનનું નામ Glottal અને તે પરથી આનું નામ Glottal Stop પડેલું છે.

## Glottal Spirants

અંગ્રેજીમાં આ ધ્વનિ છે. Glottal સ્થાન પર હવા ઘસાઈને બહાર જવાથી તે ઉત્પન્ન થાય છે. 'Hit', 'When' વગેરે ઉક્તિમાં ઉચ્ચારાતો 'H' Glottal Spirant છે. ગુજરાતીમાં છે તેવું 'H'નું મહાપ્રાણ ઉચ્ચારણ થતું નથી.

## Suctional Stop

આ ધ્વનિને 'અંતશ્ર્વસિત', Implossive કે recurssive કહે છે.

ફેફસામાંથી બહાર નીકળતી હવા પર એકસામટા બે અવરોધો થયેલા હોય છે બન્ને અવરોધ એક પછી એક મુક્ત થાય પહેલી મુક્તિ નાદતંત્રી આગળ થાય ત્યારે આ મુક્તિના સ્થાને સ્નાયુના ઊંચા થવાથી શૂન્યાવકાશ થાય છે આ શૂન્યાવકાશમા બહાર જતી હવાનો થોડો ભાગ પાછળ આવે છે

'ગુહાડુ'

આ ઉક્તિના ઉચ્ચારણમા એકસામટી બે મુક્તિ છે બન્નેની મુક્તિ એક સાથે થતી હોય તેવો આને મળતો એક ફ્રેંચ ઉચ્ચાર છે તેને Pressure Stop કહે છે

Affricate

આ એક સંકુલ ધ્વનિઘટક છે એક જ ભાષાના બે ધ્વનિ-ઘટકોની મેળવણીથી એ બનેલા છે પણ સામાન્ય મેળવણીથી એ તરત જુદા પડી જતા હોય છે કોઈ ભાષા તેનો જુદા Phoneme તરીકે પણ ઉપયોગ કરે છે

to

આ સંકુલ ધ્વનિ સાધારણ રીતે Sotp Spirant ના મિશ્રણથી અથવા Open વ્યંજનથી બનેલા હોય છે અંગ્રેજીમાં આ એકેક ધ્વનિઘટક છે. તેની ઉપસ્થિતિ પર કેટલુંક નિયમન છે

Beet-Sugar (t+s)

કેટલીક ઉક્તિનો અંત affricate થી આવે છે

Help—Helps

Reach—Reached

Fold—Folds

Wait—Waits

પ્રાથમિક જર્મેનિક ભાષાના અંત્ય P, T, K ધ્વનિઓ

દક્ષિણમાં લગભગ affricate બની જાય છે.

*

સંગીતમાં સૂરનું સ્થાન અને તેને ટકાવી રાખવાનો સમય જેમ મહત્ત્વના છે તેમ જ ધ્વનિમાં ઉચ્ચારણનું સ્થાન અને તેને ટકાવી રાખવાનો કાલ ( Duration ) પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. હ્રસ્વ, દીર્ઘ, પ્લુત એવા ત્રણ વિભાગો પાડવામાં આવે તો તે પણ કદાચ પૂરતા નથી. કોઈ ભાષામાં સ્વર-વ્યંજનનું દીર્ઘત્વ મહત્ત્વનું હોય કે નહિ તે જુદો સવાલ છે પણ બધા સ્વર અને વ્યંજનો બેવડા હોઈ શકે.

## સ્વરોનું વર્ગીકરણ

સ્વરની વ્યાખ્યા બાંધવાનું કામ થોડું મુશ્કેલ છે. ડૉ. ટી. એન. દવે તેની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છેઃ

"જેના ઉચ્ચારણમાં નાદ હોય પણ સ્પર્શ ન હોય તથા અવયવોના અત્યંત સાંનિધ્યને લઈને તેમાંથી જતા પવનનો ઘર્ષણાત્મક અવાજ જેમાં જરા ય સંભળાતો ન હોય, અને જેને બોલવામાં મોઢાનાં અંગપ્રત્યંગો મોટે ભાગે સ્થિર રહેતાં હોય તે ધ્વનિને સ્વર કહેવો."

સ્વરની પ્રકૃતિ નક્કી કરવા માટે હવા જે વિસ્તારમાંથી પસાર થાય છે તેનું કદ કેટલું છે તે અગત્યનો મુદ્દો ગણાય. કોઈ પણ તંતુવાદ્યમાં અવાજની પ્રકૃતિ તેની સાથે જોડાયેલું તૂંબડું નક્કી કરી આપે છે. ગળાનું પોલાણ સ્વરના ઉચ્ચારણમાં આવો જ ભાગ ભજવે છે. જલતરંગના જુદા જુદા અવાજ વાટકીના જુદા જુદા કદને આધારી છે. વાટકી ધ્રૂજવાથી તે જેટલા કદમાં હવાનો જથ્થો આંદોલિત કરે તે પરથી અવાજની પ્રકૃતિ નક્કી કરી શકાય છે. અમુક અવાજ થાળીનો છે કે વાટકાનો તે આપણે જોયા વિના જ કહી શકીએ છીએ

સ્વરમાં જીભનો આગલો ભાગ ઊંચો થઈ મોંમાં બે ભાગ બનાવે છે. જીભના હલનચલનથી આ બન્ને ભાગનું કદ વધતું ઘટતું રહે છે.

તેના પરથી સ્વરની પ્રકૃતિ નક્કી થઈ શકે છે. પિપૂડીમાં હવા ભરી જુદા જુદા છિદ્રમાંથી હવા પસાર કરતાં જુદો જુદો ધ્વનિ સાંભળી શકાય છે. જીભનો આગલો ભાગ ઊંચો થવાથી થતી Chamberમાં પસાર થતી હવા આંદોલિત થવાથી આપણે જુદા જુદા સ્વર સાંભળીએ છીએ. આ સિદ્ધાંતને Theory of double resonance chamber કહે છે. એનું ખૂબ સૂક્ષ્મ ગણિત પણ બનાવવામાં આવ્યું છે

સ્વરની સાદી વ્યાખ્યા આ રીતે આપી શકાય. ફેફસામાંથી નીકળેલી હવા અનવરુદ્ધ રીતે મુખવાટે બહાર નીકળે અને જે ધ્વનિ ઉત્પન્ન થાય તે સ્વર. આ વાયુમોજા પર અવરોધ થવાથી જે ધ્વનિ ઉત્પન્ન થાય તે વ્યંજન.

સગવડ ખાતર જીભના ત્રણ વિભાગ થઈ શકે. અગ્ર, મધ્ય અને પૃષ્ઠ. એ જ રીતે સ્વરની ઉત્પત્તિમાં જીભની ત્રણ સ્થિતિ હોઈ શકે. ઉચ્ચ, મધ્ય અને નિમ્ન. આ રીતે સ્વરનાં ૯ ઘટકો થઈ શકે. આ સાથે હોઠની બે સ્થિતિ ગોળ ('ઉ'મા હોય છે તેવી) અને ચપટી ('ઈ'માં હોય છે તેવી) ગણતાં સ્વરના ૧૮ ઘટકો ગણી શકાય. સ્વર સાનુનાસિક અને નિરનુનાસિક હોઈ શકે. આ ગુણધર્મનો લક્ષમાં લઈએ તો ૩૬ ઘટકો થાય. આ સાથે ઘોષત્વ અને અઘોષત્વને પણ ગણતરીમાં લેવું જોઈએ.

ગણિતની દૃષ્ટિએ આ બધી શક્યતાઓ ઠીક છે પણ કોઈ પણ ભાષામાં સ્વરનાં આટલા ઘટકો હોતા નથી. ગુજરાતી ભાષામાં સ્વરના ઘટકો નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ઈ | | ઉ |
| એ | અ | ઓ |
| ઍ | આ | ઑ |

અગ્ર ઉચ્ચ [ઈ] [ઉ] પૃષ્ઠ ઉચ્ચ
અગ્ર મધ્ય [એ] [ઓ] પૃષ્ઠ મધ્ય
અગ્ર નિમ્ન [ઍ] [ઑ] પૃષ્ઠ નિમ્ન
[અ] મધ્ય-મધ્ય (અનિમ્ન)
[આ] મધ્ય નિમ્ન

ગુજરાતીમાં આ રીતે સ્વરનાં કુલ ૮ ઘટકો મળે છે. તેના ભેદક ધર્મોને આધારે આ ઘટકો તારવેલા છે. તેમાં સાનુનાસિક સ્વરના ૬ ઘટકો મળે છે.

ઈં ઉં
– અં –
ઍં આં ઑં

ગુજરાતીમાં સાનુનાસિક સંવૃત એ-ઓ મળી શકતા નથી. સંવૃત [એ], [ઓ] પર અનુસ્વાર આવતાં તે વિવૃત્ત બની જાય છે.

શ્રાવ્યતાની પરાકાષ્ટા સ્વરો પાસે હોય છે.

## અર્ધસ્વરો

સ્વરની એક વ્યાખ્યા એવી પણ થઈ શકે કે (જેમાં શ્રાવ્યતાની પરાકાષ્ઠા હોય તે ધ્વનિ તે સ્વર) શ્રાવ્યતાની પરાકાષ્ઠાનું વહન કરનાર સ્વર એક જ હોય ત્યારે તે સાદો (Simple Syllable) કહેવાય. પણ પરાકાષ્ઠાનું વહન કરનાર બે સ્વરો હોય તો તેમાંથી એક સ્વર પ્રધાન હોય છે. આ પ્રધાન સ્વર ઉપરાંત પરાકાષ્ઠાનું વહન કરનારો એક અપ્રધાન એવો સ્વર પણ હોય છે. સ્વર ઉપરાંત અર્ધસ્વર પણ પરાકાષ્ઠાનું વહન કરે ત્યારે તે સંકુલ અક્ષર—Complex Syllable બને છે.

ય્, વ્ બંને અપ્રધાન રહેવાથી તે અર્ધસ્વર કહેવાય છે.
ખડિયો – ખડ્યો
પડિયો – પડ્યો

ગુજરાતીમાં વ્ ની બે ઉપસ્થિતિ શક્ય છે જ્યારે તે ઉક્તિના આદિમાં આવે ત્યારે માત્ર દંત્યૌષ્ઠ સંઘર્ષી હોય, બે સ્વર વચ્ચે ઓષ્ઠ્ય પણ હોય અને સ્વર અને વ્યંજન વચ્ચે માત્ર ઓષ્ઠ્ય જ હોય છે. એનું ભેદક લક્ષણ તેનું ઓષ્ઠ્યત્વ, દંત્યૌષ્ઠત્વ સ્થાન નિયત છે.

પરંપરાથી ય્ અને વ્ ને આપણે અર્ધસ્વર તરીકે ઓળખીએ છીએ. શ્રાવ્યતાની પરાકાષ્ઠાનું વહન કરનારા બીજા બે ધ્વનિઘટકને પણ સ્થાન આપવું પડશે. તે છે 'હ' અને અનુનાસિક તરીકે વપરાતું ચિહ્ન (ં) [N] આ ચારેયનાં મિશ્રણોથી સંકુલ અક્ષરો બને છે.

| સ્વર + ય | સ્વર + વ |
|---|---|
| પાયરી | જીવડું |
| જઈશું | ગૌરી |
| કૌયલો | પાવડી |
| જોઈશું | મોવડી |

| સ્વર + હ | સ્વર + N |
|---|---|
| વ્હાડો | ભીંત |
| ચૂલો | આંખ |
| બ્હીલો | પીંછ |
| ફ્હોડ | પૂંછ |

ટૂંકમાં સંકુલ અક્ષરોની રચનામાં એક સ્વર અને એક અર્ધ-સ્વર હોય, અથવા તે અક્ષર સાનુનાસિક કે સમર્મર હોય. કાલમાનની દૃષ્ટિએ સાદા અક્ષરો કરતાં સંકુલ અક્ષરો દીર્ઘ હોય છે.

**સ્વરયુગ્મ**

જો બે સ્વર સાથે આવે તો તે સ્વરયુગ્મ કહેવાય. સ્વરયુગ્મ Dipthong.

કૂઈ ( અ + ઈ )

કેટલીક વાર બે, ત્રણ કે ચાર સ્વરો પણ સાથે આવી શકે છે. કૂઈએ, ભાઈઓએ

સ્વરયુગ્મમાં સામાન્ય રીતે પહેલો સ્વર ઉચ્ચ હોય છે.

પડિયો : Io

સૂએ : ue

દુઆ : ua

સૂર . ( Pitch )

ઉચ્ચારણનો એક ધર્મ સૂર છે. નાદતંત્રીઓના આંદોલનથી Pitch નક્કી થાય છે.

Pitch of the voice is directly proportioned with vibration of Chord.

ઉચ્ચારણમાં નાદતંત્રીઓ જેટલી ગતિથી આંદોલિત થાય તેટલી ધ્વનિમાં તીવ્રતા આવે છે. ઘોષ ધ્વનિમાં જ આ તીવ્રતા હોઈ શકે, નિઃઘોષમાં હોવાની શક્યતા નથી.

## ગુજરાતીના ધ્વનિઘટકો

સ્ફોટકઃ અઘોષ : પ, ટ, ત, ક
ઘોષ : બ, ડ, દ, ગ
સંઘર્ષીઃ અઘોષ : ફ, સ
ઘોષ : વ, જ઼
સ્પર્શસંઘર્ષી : ચ
જ
પાર્શ્વિક : લ, ળ
પ્રકંપી : ર, ડ
અનુનાસિક : મ, ન, ણ
સ્વરો : ઈ ઉ
એ અ ઓ
ઍ આ ઑ
અર્ધસ્વરો : ય, વ, હ

જંક્ચર

ધ્વનિઘટકો સાથે આરોહ–અવરોહ વગેરે સંકળાયેલ છે. કોઈ ઉક્તિ ઊંચેથી શરૂ થાય છે તો કોઈ મંદ રીતે પૂરી થતી હોય છે. આ બાબતોથી સ્વતંત્ર રીતે ઉક્તિની સીમા પર થતા સ્વતંત્ર ધ્વનિ-વ્યાપાર અને તેનો ખુલાસો ' જંક્ચર ' દ્વારા સમજાવી શકાય છે.

Open juncture is valid phoneme catagory because a pause is an observable phonetic fact.
W. F. Leopold

વાક્યની વચ્ચે આવતો pause–વિરામ–ભાષામાં નવો નથી. આરોહ–અવરોહથી આ તદ્દન ભિન્ન બાબત છે. આ વિરામને એક

'જંક્ચર' તરીકે સ્વીકારી અને જંક્ચર પાસે થતા કેટલાક ધ્વનિ વ્યાપારો સમજીએ તો કેટલીક ઉક્તિઓના ધ્વનિઘટકની હેરફેર સમજી શકાય. જંક્ચર સામાન્ય રીતે ઉક્તિની સીમા પર આવે છે તેમ ગણી લેવામાં હરકત નથી. કોઈ પણ ઉક્તિમાં જંક્ચર પૂર્વ આવવાની— કે જંક્ચર બનવાની શક્યતા કલ્પી શકાય.

આ દ્વારા તપાસ કરતાં ઉક્તિની સીમા પર ઘણીવાર પરસ્પર વિરોધી વાગ્વ્યાપારો પ્રવર્તતા દેખાય છે. મળેલી માહિતીના વર્ગીકરણ દ્વારા ઉપઘટકોની તારવણી કરવામાં મદદ મળે છે. ધ્વનિઘટક વચ્ચેની હેરફેર કળી શકાય છે. સામાન્ય ધ્વનિઘટક અને જંક્ચર પહેલાંનું ધ્વનિઘટક આ બન્ને વચ્ચેના તફાવતની સ્પષ્ટતા થાય છે.

જંક્ચરનું કોઈ ભૌતિક અસ્તિત્વ નથી, પણ ઉક્તિના ધ્વનિ-વ્યાપારમાં થતા ફેરફારની એ એક સમજ છે. ઉક્તિની સીમા પર આવતું જંક્ચર, ઉક્તિની મધ્યમાં આવતું જંક્ચર એવી તેની બે એક ઉપસ્થિતિ કળી શકાય છે. Modern standard germanના ધ્વનિઘટકોની સંગતિ જંક્ચરથી અને સ્પેનિશ ભાષાના ધ્વનિવ્યાપારોની સંગતિ ત્રણેક જંક્ચરથી કરવામાં આવે છે.

શ્રી પ્રકાશ.

શ્રી + પ્રકાશચંદ્ર.

દીવાનથી તો...

દીવા + નથી તો.

માનવી.

મા + નવી.

છોકરાઓ નજીક + આવો.

છોકરાઓ + નજીક આવો.

ઉક્તિના જ્યાંથી ભાગ પડે છે તેનો આગલો અક્ષર મંદ ગતિવાળો થાય છે, જ્યારે સ્વર દીર્ઘ બને છે. સ્વર અને વ્યંજનના હ્રસ્વત્વ દીર્ઘત્વને આ જંક્ચરને આધારે સમજાવવું સહેલું પડે તેમ છે.

ગુજરાતી ભાષામાં સ્વરનું હ્રસ્વત્વ અને દીર્ઘત્વ બન્ને છે. સ્વર જો જંક્ચરની પૂર્વે આવ્યો હોય તો તે દીર્ઘ છે. આ સિવાય તે હંમેશાં હ્રસ્વ હોય છે. આ અર્થમાં ગુજરાતી ભાષાના બધા જ સ્વરોને હ્રસ્વત્વ દીર્ઘત્વ લાગુ પાડી શકાય. આ જંક્ચરથી નિયત થયેલું હોઈ કાલમાન સ્વરના ભેદક ધર્મ તરીકે વર્ણવવાની જરૂર નથી.

આ બાબત જો વ્યંજનને લાગુ પાડીએ તો એમ કહી શકાય કે જંક્ચર પૂર્વે વ્યંજનનો સ્ફોટ પૂરેપૂરો થાય છે. અન્યત્ર આમ થયેલું હોતું નથી.

જંક્ચર ઉક્તિની વચ્ચે પણ આવી શકે. સ્વરયુગ્મોમાં શ્રાવ્યતા જોતાં 'છોકરાઓએ' જેવા મિશ્રણની સંગતિ છોકરા + ઓએ એમ જંક્ચર દ્વારા આપવાનું વધારે સરળ છે.

## ૫. ધ્વનિ અને ધ્વનિઘટકો.

ઉચ્ચારણોનું વર્ગીકરણ કરતાં જણાય છે કે આપણે અનેક જાતનાં ઉચ્ચારણો કરીએ છીએ. ધ્વનિઓ અસંખ્ય છે. આપણો અનુભવ કહે છે કે દરેક માણસ જુદી જુદી રીતે બોલે છે. (ભાષા સમાજગત બાબત છે પણ તેનો વાપક એ વ્યક્તિ છે) એક ભાષા-સમાજમાં અસંખ્ય વ્યક્તિઓ છે અને તે દરેકની બોલવાની કંઈ ને કંઈ એવી ખાસિયત છે કે પરિચિત વ્યક્તિને, જોયા સિવાય પણ માત્ર તેનો અવાજ સાંભળીને ઓળખી શકીએ છીએ.

દરેક ભાષાની ખાસિયત જુદી છતાં એક ભાષાસમાજમાં વસનારને બધો વખત 'એક સરખું' બોલાતું હોવાની પ્રતીતિ થાય છે. ભાષામાં વ્યક્તિગત વિશેષતાઓ તો આવવાની જ. ભાષામાં વ્યક્તિનો સ્વીકાર કરતાં છતાં ભાષાની વ્યવસ્થાને લાગેવળગે છે ત્યાં સુધી તો સમાજગત વ્યવસ્થાનાં ધોરણો જ અગત્યનાં છે,

ભાષાનો અભ્યાસ કરવાની કેટલીક રીતો પ્રચલિત છે. આમાંની એક રીત છે Phonetics.

જે બોલાય છે તે ધ્વનિના જુદા જુદા ઉચ્ચારણોને કેન્દ્રમાં રાખી ઉચ્ચારણોનો અભ્યાસ થઈ શકે. આ અભ્યાસને અર્થ નિરપેક્ષ અભ્યાસ કહી શકાય. તે અર્થ નિરપેક્ષ આ રીતે કહેવાય: અમુક વાચિક ધ્વનિ લિપિમાં એક સંકેત તરીકે સ્વીકારાયો છે છતાં તેનું ઉચ્ચારણ જુદું જુદું થાય છે. આ જુદા ઉચ્ચારણ દ્વારા આ ધ્વનિથી બનતા શબ્દોનો

અર્થમાં કશો ફેર નથી પડતો. એ જ ભાષાસમાજના લોકો તેને 'એક' જ ધ્વનિના નામે ઓળખે છે.

કીકુ

આ શબ્દમાં ઉચ્ચારાતાં બન્ને ' ક ' એક જ સ્થાનથી ઉચ્ચારાતાં નથી. બન્નેના ઉચ્ચારણમાં થોડો તફાવત છે. ગુજરાતી ભાષકો તેને બે જુદા ધ્વનિ ગણવાને બદલે એક જ ધ્વનિ ગણવાને ટેવાયેલા છે. Phonetician આ બન્ને ' ક ' ને જુદા ગણશે. ધ્વનિ ઉત્પન્ન કરનારા અવયવોનું હલનચલન, બન્ને ધ્વનિ એક હોવા છતાં, બન્ને વખત એક સરખું થતું નથી. ધ્વનિના અભ્યાસમાં મદદરૂપ થઈ શકે તેવાં કેટલાંક સાધનો પણ પ્રયોગશાળામાં ઉપલબ્ધ હોય છે.

આવું એક સાધન છે Laryngosoope. અરીસાને મળતું આ સાધન છે. એના દ્વારા અભ્યાસી પોતાની અથવા અન્ય બોલનારની નાદતંત્રીઓની હલચલ જોઈ શકે છે. બીજું સાધન છે X-ray એની કેટલીક મર્યાદાઓ વટાવી જઈ શકાય તો ઉચ્ચારણ સમયની જીભની સ્થિતિ વગેરે જોઈ શકાય કે તેનો ફોટો પણ પાડી શકાય. અને ત્રીજું સાધન છે Kymograph–વીજળીની મદદથી બોલનારના ધ્વનિનું કાગળ પર મુદ્રણ થઈ શકે છે.

ધ્વનિઓમાં અપરંપાર વૈવિધ્ય છે. Phonetician કહે છે કે બે ધ્વનિ બરાબર એક સરખા હોતા નથી. No two utterances are exactly alike. જ્યારે ભાષાનું કાર્ય એક પછી એક કરવામાં આવતા ધ્વનિના સરખાપણા પર આધાર રાખે છે. Phonetician આ સરખાપણાને બદલે ધ્વનિના વૈવિધ્ય પર ભાર મૂકે છે.

અમદાવાદ
અસારવા
અગરતલા
અહમ્

આ બધા ધ્વનિમાં 'અ' એક છે એમ કહેવાને કે સમજવાને આપણે ટેવાયેલા છીએ. સહેજ પ્રયત્ન કરીને જોઈશું તો તરત જ સમજાશે કે આ બધા 'અ' આપણે એક સ્થાન પરથી ઉચ્ચારતા નથી. દરેક વખતે ઉચ્ચારણનું સ્થાન સહેજ ફરેલું છે. Phonetician આ ઉચ્ચારણો જુદાં ગણશે, પણ ગુજરાતી ભાષક દરેક વખતે ઉચ્ચારાતો 'અ' એક જ છે એમ સમજે છે. ભાષાનો સામાન્ય વ્યવહાર આ 'એકતા'ના પાયા પર રચાયેલો છે. ભાષા દ્વારા સમાજનો વ્યવહાર ચાલી શકે છે આ 'એકતા'ની સમજને કારણે.

ધ્વનિને ક્યારે એક ગણવો અને ક્યારે ન ગણવો તે બાબત પણ ભાષાની યોજના પર આધારિત છે. ભાષાની યોજના પ્રમાણે તેના ભાષકની 'સૂઝ' ઘડાયેલી છે. આ ઘડાયેલી ટેવ, સૂઝ કે પરંપરા પ્રમાણે આપણે અમુક ધ્વનિને એક જ ગણીએ છીએ અને તે ધ્વનિ સાથે સંકળાયેલી બીજી બાબતોની ઉપેક્ષા કરીએ છીએ. જેમકે 'પાણી' આ ઉક્તિ આપણે ઊંચા કે નીચા ગમે તે સૂરથી કરીએ પણ તેથી ગુજરાતી ભાષક તેના દ્વારા જે પદાર્થને સમજે છે તેનાથી કશો ફેર નથી પડતો. ટૂંકમાં ગુજરાતી ભાષકને મન સૂરની હેરફેરથી 'પાણી'ના નિશ્ચિત કરેલા અર્થમાં કશો ફેર નથી થતો. અર્થબોધની ગણતરીમાં આપણે આ સૂરની હેરફેરની ઉપેક્ષા કરીશું, જ્યારે ચીની ભાષક સૂરની હેરફેરની ઉપેક્ષા નહિ કરી શકે. એની ભાષામાં સૂરની ચાર-પાંચ કોટિઓ હોઈ જુદા Pitchથી બોલતાં શબ્દમાં તે દર વખતે જુદો અર્થ સમજશે.

V અને W એ અંગ્રેજી ભાષામાં 'વ' માટેના બે જુદા સંકેતો છે. અંગ્રેજી ભાષક આ બન્ને 'વ' ને જુદા ગણશે. ગુજરાતીમાં 'વ' માટેની એક જ સંજ્ઞા છે. અંગ્રેજીના આ બન્ને 'વ' ગુજરાતી ભાષામાં પ્રચલિત છે.

વાટકો (V)
પાવડી (W)

આ બન્ને ઉચ્ચારણમાં અંગ્રેજી ભાષક 'વ'ની 'બે જુદી સંજ્ઞા વાપરશે. જ્યારે ગુજરાતી ભાષક આ બે 'વ' જુદા ગણવાને ટેવાયો નથી તેથી તેનું ચિત્તંત્ર આ બન્ને જુદા છે તેની નોંધ જ નહિ લે.

The working of languege depends upon our habitually and conventionally discriminating some features of sound and ignoring others.

પરંપરાથી અને આદતથી ધ્વનિમાં રહેલાં કેટલાંક તત્ત્વોમાંથી કેટલાકને સ્વીકારીને કે કેટલાંકની ઉપેક્ષા કરીને ભાષાનું કાર્ય ચાલે છે.

ધ્વનિમાં અનેક બાબતોનું મિશ્રણ છે. Phonetician ધ્વનિના ભેદક ધર્મોને આધારે નહિ પણ એના વૈવિધ્યને આધારે તેનું વર્ણન કરશે.

ધ્વનિમાં કેટલાંક સક્રિય અને કેટલાંક અક્રિય તત્ત્વો હોય છે. કયા તત્ત્વને સક્રિય ગણવું અને કયા તત્ત્વને અક્રિય ગણવું તે ભાષાની યોજના અને ભાષકની પરંપરાથી કેળવાયેલી ટેવ પર આધાર રાખે છે. ભાષા આ માટે કઈ યોજના સ્થાપે છે તે આપણા અભ્યાસનો એક વિષય છે. અમુક ભાષા બે ઉચ્ચારણોને 'એક' ગણે તે અર્થની દૃષ્ટિએ જ.

એક ભાષાના ધ્વનિને બીજી ભાષાના ધ્વનિ સાથે સરખાવવાનું કામ પણ એટલું જ મુશ્કેલ છે. બે સરખા દેખાતા ધ્વનિનાં બન્ને ભાષાની યોજનામાં સ્થાન અને મહત્ત્વ સરખાં હોતાં નથી. બન્નેના સંબંધો જુદા જુદા જ હોય છે. ધ્વનિ ઉચ્ચારણનાં સક્રિય કે અક્રિય તત્ત્વોને એક બાજુ રાખીએ તો પણ તેનાં સ્થાનપ્રયત્નો પણ મહદ્ અંશે જુદા હોય છે.

જેમકે ગુજરાતી ભાષામાં 'લ' ગમે તે સ્થાનમાં હોય પણ તે

છતાં સ્વરનું કામ તે કયારેય કરતો નથી. જ્યારે અંગ્રેજી l (જેનું ઉચ્ચારણ આપણે 'લ' કરીએ છીએ) આદિ સ્થાનમાં ન હોય ત્યારે મોટે ભાગે સ્વરનું કામ કરે છે. આ કારણથી ટેબલ કે લેબલમાં ઉચ્ચારતા 'લ' ગુજરાતી ભાષક પોતાની આદત પ્રમાણે ઉચ્ચારે છે. એ જ રીતે ગુજરાતી ભાષક R નું ઉચ્ચારણ ધ્વનિને Trill કરીને ('રાણી' વગેરેમાં બોલાય છે તેવો) બોલશે અંગ્રેજી ભાષક તેને એ રીતે ઉચ્ચારતો નથી. ફ્રેંચ ભાષક 'ર'નો ઉચ્ચાર લગભગ ગુજરાતી 'અ'ને મળતો કરે છે. ગુજરાતીમાં 'ર'ના ઉચ્ચારણમાં જીભનો છેડો તાળવા સાથે અથડાઈ હવાને આંદોલિત કરે છે જ્યારે ફ્રેંચ 'ર'માં velum સહેજ ઉંચકાઈને હવાને આંદોલિત કરે છે. ફ્રેંચ ભાષકનું 'પારીસ' ઉચ્ચારણ અને ગુજરાતી ભાષકનું આ શબ્દનું ઉચ્ચારણ ઘણે અંશે જુદું પડી જાય છે. આમ ભાષાના ધ્વનિઓમાં ઘણી સમાનતા દેખાતી હોવા છતાં તેના ઉચ્ચારણના સ્થાનપ્રયત્નો ઘણે અંશે જુદા પડતા હોય છે. આ કારણથી કોઈ બે ભાષાના ધ્વનિને સરખાવવાનું કામ ઘણું જોખમી છે.

## Phoneme

ઉચ્ચારણોનું વૈવિધ્ય અનન્ત છે, એ વાત Phonetician દરેક ઉચ્ચારણ વખતે અવયવોનાં હલનચલનને આધારે કહી આપે છે. ઉચ્ચારણો અસંખ્ય છે છતાં આપણું કામ ભાષાના મર્યાદિત સંકેતો સ્વીકારવાથી ચાલી શકે છે.

કાકા, કીકુ: બધા 'ક' જુદા છે.

ઘી, કઢી, ખીચડી, વિચાર: બધા 'ઈ' જુદા છે.

આ રીતે ઘણા જુદા ઉચ્ચારો દેખાઈ આવે છે. આ બધા જુદા જુદા ઉચ્ચારોના જુદા સંકેતો સ્વીકારવાથી મોટી અંધાધૂંધી ઊભી થઈ જાય. ભાષાની સમસ્ત યોજના કરકસરની યોજના છે. મર્યાદિત

સંકેતો સ્વીકારવાથી ભાષાનો વ્યવહાર ચાલી છકે છે. બધા ધ્વનિઓને લિપિની યોજનામાં સ્વીકારી આગળ ચાલવામાં આવે તો લિપિનું આખું માળખું તૂટી પડે. લિપિ એ કરકસરની યોજના છે. ૩૦/૪૦ સંકેતો સ્વીકારી લેવાથી તેનું કામ નભી રહે છે. આ પદ્ધતિના બે ત્રણ સાદા નિયમો છે. ધ્વનિને Phonemeનો સિદ્ધાંત લાગુ પાડી, 'સરખા' લાગતા ધ્વનિને એક વિભાગમાં ગોઠવીએ છીએ.

The main object of grouping the Sounds of a langnage together into phoneme is to establish a simple and adequate way cf writing the language-Dr Jones.

ભાષાના ધ્વનિઓને અમુક વિભાગમાં Phonemeથી ગોઠવવાનો મુખ્ય હેતુ ભાષાલેખનની સાદી અને પૂર્ણ પદ્ધતિ વિકસાવવાનો છે. Phonemeના સિદ્ધાંત દ્વારા બધા જુદા દેખાતા ધ્વનિઓમાંથી અમુક ધ્વનિઓને આપણે ચોક્કસ વિભાગમાં ગોઠવીએ છીએ. ગોઠવણીને કારણે લિપિમાં ઘણા ઓછા સંકેતોથી કામ નભી રહે છે. સંકેતો ઓછા હોવાથી લિપિનું માળખું સરળ અને કાર્યસાધક બની શકે છે. ત્યારે આ grouping માટે આપણે જેને પાયામાં રાખીએ છીએ તે Phoneme શું છે?

ભાષાને આપણે સંકેતોની યોજના કહીએ છીએ. છૂટા કોઈ ધ્વનિમાં કશો અર્થ નથી. પણ વાચિક ધ્વનિઓના વિવિધ મિશ્રણથી આપણે અર્થને સ્પર્શી શકીએ છીએ. શબ્દમાં અર્થ છે અને આ અર્થ તેમાં પરંપરાથી બેસાડવામાં આવેલો છે. ધ્વનિઓના મિશ્રણ દ્વારા શબ્દને અને શબ્દના અર્થ દ્વારા ભાષાસૃષ્ટિની સાથે સંકળાયેલી છે.

બે ઉક્તિઓ (ઉક્તિની એક વ્યાખ્યા આ પ્રમાણે છે. A noise which ls bound by the silence) જેમાં બધાં જ ઉચ્ચારણ સમાન હોય અને તે એક જ પદાર્થને સૂચવતી હોય તો

તે એક જ કહેવાય પણ જે બે ઉક્તિમાં તેના ઘણા બધા અંશ સમાન હોય છતાં તેનો કોઈ એક જ અંશ બીજા કરતાં જુદો હોય અને તે બન્ને ઉક્તિઓ જુદા જુદા પદાર્થને સૂચવતી હોય તો તે ભેદક તત્ત્વ ગણાય.

ટ | – એ – બ્ – અ – લ્ – અ

લ્ | – એ – બ્ – અ – લ્ – અ.

'ટેબલ' અને 'લેબલ' આ બન્નેનો અંગ્રેજી ભાષામાં અર્થ જુદો છે. બન્ને ઉક્તિઓ અંગ્રેજી ભાષાની છે. આ બન્નેમાં ઘણા અંશો સમાન હોવા છતાં 'ટ્' અને 'લ્'ના ધ્વનિ ભેદે ઉક્તિઓના અર્થ બદલાઈ જાય છે. આનો અર્થ એ થયો કે 'ટ્' અને 'લ્' અંગ્રેજી ભાષાના બે સ્વતંત્ર ધ્વનિ ઘટકો છે. આવા સ્વતંત્ર ધ્વનિ ઘટકોને લિપિની યોજનામાં જુદા સંકેતો દ્વારા બતાવવા જોઈએ.

✓ બે ઉક્તિની વચ્ચે અર્થભેદ કરનારું તત્ત્વ તે Phoneme.

આ નક્કી કરવા માટેની એક બે શરતો છે. અર્થભેદ માટે લેવામાં આવતી ઉક્તિઓ એક જ ભાષાની હોવી જોઈએ. બીજી બાબત એ કે તે બન્ને સાર્થ–અર્થયુક્ત હોવી જોઈએ. જે ઉક્તિ લેવામાં આવે તેનો તે ભાષામાં કાંઈક અર્થ થતો હોવો જોઈએ. અર્થ વિનાના ગમે તેવા ધ્વનિનું ઝૂમખું આ માટે પસંદ કરી શકાય નહિ.

✓ એક બીજું ઉદાહરણ લઈએ. 'સાગર' અને 'સાકર' આ બન્ને ઉક્તિઓ ગુજરાતી ભાષાની છે અને બન્ને સાર્થ છે. બન્નેના ઘણા અંશોમાં સમાનતા છે પણ માત્ર એક ધ્વનિભેદ એવો છે જેને કારણે બન્ને ઉક્તિઓનો અર્થ બદલા[illegible]

સા | ક | ર

સા | ગ | ર

'ક' અને 'ગ' ગુજરાતી ભાષાના સ્વતંત્ર ધ્વનિઘટકો છે. આવા સ્વતંત્ર ધ્વનિઘટકોને લિપિની યોજનામાં સ્થાન આપવું પડશે.

ગ્‌ – ઓ – ળ્‌ – અ = ગોળ (Round).

ગ્‌ – ઑ – ળ્‌ – અ = ગૉળ (એક ખાદ્ય પદાર્થ).

ઉપરની બન્ને ઉક્તિઓમાં 'ગોળ' અને 'ગૉળ'નો અર્થ જુદો છે. ગુજરાતી ભાષામાં 'ઓ' અને 'ઑ'ના બે જુદા ઘટકો હોવા જોઈએ.

Phonemeની વ્યાખ્યા બાંધવી હોય તો આમ કહી શકાય: બે ઉક્તિઓને આગળ રાખવામાં જે ભેદ કારક બનતો હોય તે Phoneme.

Phoneme એક વિશિષ્ટ કામગીરી બજાવતું તત્ત્વ છે.

ડૉ. ટી. એન. દવે તેની સમજૂતી આ રીતે આપે છેઃ–"કોઈ પણ એક ભાષામાં ઓછામાં ઓછા એવા બે સાર્થ શબ્દ હોય જેના ઉચ્ચારમાં વિવાદાસ્પદ વર્ણના ભેદ સિવાય બીજો કશો યે ભેદ હોય જ નહિ તો તે વિવાદાસ્પદ વર્ણને જુદા Phoneme તરીકે સ્વીકારવો ઘટે છે." આનો અર્થ એ થયો કે જે ઉચ્ચારણની હેરફેરથી અર્થ-ભેદ થાય છે તેને Phoneme તરીકે સ્વીકારવો જોઈએ.

આ વિવાદાસ્પદ વર્ણમાં બીજાં અનેક તત્ત્વો ભળેલાં હોય છે. ભાષક તેની ટેવ કે પરંપરા પ્રમાણે તેમાંથી અમુકને સક્રિય અને અમુકને અક્રિય ગણશે. આ બાબતને W. L Graff તેમના Language પુસ્તકમાં વ્યાખ્યા આપતાં સાથે ગણાવે છે.

"A Speech Sound represented by a number of unimportant Varieties but interpreted as a unit in a given language at a given time."

અમુક ભાષામાં ચોક્કસ સમયે જેનું એકમ તરીકે

કરવામાં આવ્યું છે એવો ધ્વનિ જેમાં બિનજરૂરી એવી પણ ઘણી બાબતો ભળેલી હોય છે. ધ્વનિના ઉચ્ચારણમાં ઘોષત્વ–અઘોષત્વ ભળેલા છે. (કોઈ ભાષામાં તે મહત્ત્વનું છે કે નહિ તે જુદો સવાલ છે) તેમાં સૂર ભળેલો છે; તો કોઈ સાથે હોઠનો આકાર અમુક રીતે સંકળાઈ ગયેલો છે. આવાં ઘણાં તત્ત્વો એક ધ્વનિ સાથે ભળેલાં હોય છે. Prof. Bloomfield તેથી જ Phoneme સાથે આ બધી બાબતોની ગણતરી કરે છે.

" These distinetive features occur in lumps or bundles, each one of which we Call phoneme."

આગળ ચાલતાં આ ધ્વનિને માત્ર ધ્વનિ કહેવાને બદલે Sound features કહે છે. *P*honemeની વ્યાખ્યા આપતાં તેમણે feature ઉપર વધારે ભાર મૂક્યો છે.

"A minimum unit of distinctive Sound-feature, a phoneme.'

પરદેશી ભાષક જ્યારે અન્ય ભાષાનું ઉચ્ચારણ કરે છે ત્યારે તેની ટેવો તેની પોતાની ભાષાની પરંપરા પ્રમાણે ઘડાયેલી હોય છે. અમુક ભાષામાં ધ્વનિનાં ક્યાં તત્ત્વો સક્રિય ગણવાં અને ક્યાં ન ગણવાં તેમાં તે ભૂલથાપ ખાઈ જાય છે. આ કારણથી પરદેશીનાં ઉચ્ચારણો પણ વિચિત્ર લાગે છે.

Edward Sapir ઉચ્ચારણો બાબતમાં Sopnd pattern in langage દ્વારા ચર્ચા કરતાં કહે છે કે અમુક ભાષાસમાજમાં અમુક Sound pattern પ્રચલિત હોય છે. ભાષકનું ઉચ્ચારણ—તંત્ર આ પ્રકારે ઉચ્ચારણ કરવાને ટેવાયેલું છે. જે Sound pattern ભાષાસમાજમાં પ્રચલિત ન હોય તેનું ઉચ્ચારણ તે ભાષક કરી શકતા નથી.

જો ગુજરાતી ભાષામાં ન્દ (Nd–) કે ન્મ (Nm) થી શરૂ થતી Sound Pattern ન હોય તો ગુજરાતી ભાષકો આ ઉચ્ચારણ કરી શકે નહિ. કરે તો પણ તે ઉચ્ચારણો તેની વિચિત્રતાથી તરત ધ્યાન ખેંચે તેવા બની જાય છે. પંજાબીમાં S + C થી શરૂ થતી Series નથી તેથી પંજાબી ભાષકોને આગંતુક શબ્દની આ Seriesમાં મુશ્કેલી પડે છે. આગંતુક શબ્દોના ઉચ્ચારણો તરત ધ્યાન ખેંચે છે.

સ્ટેશન>સટેશન

સ્કૂલ>સકૂલ

સ્ટોર>સટોર

ણ–કે ળ–થી શરૂ થતો કોઈ શબ્દ ગુજરાતી ભાષામાં નથી. આદિસ્થાનમાં જો આ ધ્વનિ આવે તો ગુજરાતી ભાષકોનો ઉચ્ચાર તરત ધ્યાન ખેંચે તેવો બની જાય.

ધ્વનિ સાથે અનેક જરૂરી–બિનજરૂરી બાબતો સંકળાયેલી હોય છે. ઘણી બાબતો જુદા ધ્વનિ આગળ પાછળ આવતા હોવાને કારણે તેમાં પ્રવેશેલી હોય છે તેમ છતાં સમાનતાનું તત્ત્વ પણ પૂરતા પ્રમાણમાં હોય છે. જો આવું સમાનતાનું તત્ત્વ ન હોય તો સામાન્ય ભાષકને તે ધ્વનિ 'સરખો' લાગે નહિ. સામાન્ય ભાષકને તેના વાગ્વ્યવહારમાં અભિપ્રેત છે તે આ Minimum same of Vocal features.

## Phoneme અને લિપિ

Phonemeના સિદ્ધાંતને ધ્યાનમાં રાખી લિપિ રચાયેલી હોવી જોઈએ. બધી લિપિ આ રીતે રચાયેલી હોય છે?

લિપિ આપણને પરંપરાથી મળેલી છે. આ પરંપરાપ્રાપ્ત માળખામાં થોડી અંધાધૂંધી પણ છે. બોલચાલની ભાષાના પ્રમાણમાં લિપિ ઓછી flexible છે આ કારણે બોલચાલની ભાષામાં થતું.

પરિવર્તન લિપિમાં ઝડપથી આવતું નથી. જેમકે ભાલણના સમયમાં લ>ળ આ પરિવર્તન થઈ ગયું છે. ઉચ્ચારણમાં 'ળ' બોલાવા છતાં લિપિમાં આ ફેરફાર ઘણો મોડો આવે છે.

અંગ્રેજી ભાષામાં 'ક' માટેના C, K, Q એમ ત્રણ સંકેતો છે હકીકતમાં આ ત્રણેની ત્યાં જરૂર નથી છતાં પરંપરાથી તે લખાયા કરે છે ગુજરાતી ભાષામાં જોઈએ તો સ, શ, ષની ત્રણ સંજ્ઞાઓ ઉચ્ચારણમાં નથી. 'ષ' એ તેનું ભેદકત્વ ગુમાવી દીધું છે છતાં લિપિમાં તેનો ઉપયોગ હજુ પરંપરાથી થતો આવ્યો છે. આ કરતાં પણ વધારે ધ્યાન ખેંચે તેવી એક વિચિત્રતા ગુજરાતી લિપિમાં ચાલી આવે છે.

ઇ, ઈ

ઉ, ઊ

આ ચારેય સંકેતોનું ગુજરાતી ભાષામાં ભેદક લક્ષણ છે જ નહિ. ઇ, ઉનો એકેક સંકેત પૂરતો છે. છેલ્લી ત્રણ ચાર સદીથી એ ઉચ્ચારણમાંથી લુપ્ત થઈ ગયા છે છતાં હજુ સુધી આપણે લિપિમાં તેને જુદા સંકેતો આપી સાચવી રાખીએ છીએ. આ કારણે જ Normal ભાષકની તેના લેખનમાં ઘણી ભૂલો થાય છે. આ ભેદ માત્ર કૃત્રિમ રીતે સાચવી રાખવામાં આવ્યો છે. ભાષાને સરળતાથી લખી શકાય તે લિપિના તરત પાછળનો મહત્ત્વનો સિદ્ધાંત છે પણ લિપિની કેટલીક કૃત્રિમ ફેશનો ઊભી કરી ગુજરાતી લેખનને આપણે 'અઘરું' બનાવી દીધું છે.

એ, ઍ

ઓ – ઑ

આ ચારેય સંકેતોની ગુજરાતી લિપિમાં જરૂર છે છતાં એ અને ઓ ના બે સંકેતો આપણે લિપિમાં સ્વીકાર્યા નથી. એટલે અંશે

લેખન પદ્ધતિની વિચારો વ્યક્ત કરવાની અસ દિગ્ધતા ઘટે છે. આપણને લિપિનું જે માળખું મળ્યું છે તે સંસ્કૃતની પરંપરામાંથી મળેલું છે. વાસ્તવમાં ગુજરાતી ભાષાની સ્વતંત્ર લિપિ (અને અહી વ્યાકરણને પણ ગણવુ પડશે) વિશે આપણે કશો વિચાર નથી કર્યો

Phonemeના સિદ્ધાંતને આધારે જે લિપિ રચાયેલી ( Phonemic) હોય તે આદર્શ લિપિ ગણાય આદર્શ લિપિમાં જેટલા Phoneme તેટલા સંકેત અને જેટલા સંકેત તેટલા Phoneme હોય. બધી લિપિઓ પરંપરા પ્રાપ્ત હોવાથી તેમ બની શકતું નથી અને દરેક લિપિમાં તેથી કાંઈ ને કાંઈ ઊણપ રહી ગયેલી દેખાય છે. ભાષાવિજ્ઞાનનો અભ્યાસ કરનારને આ ઊણપ તરત જ દેખાઈ આવે છે અને તેથી કામ પૂરતા તે કેટલાક વિશેષ સંકેતો સ્વીકારે છે.

## ગુજરાતી ભાષાના સ્વરના ઘટકો

Phonemeના સિદ્ધાંતને આધારે ગુજરાતી ભાષામા સ્વરનાં ઘટકો નીચે પ્રમાણે તારવી શકાય

તર : ત્– અ – ર્ – અ } અ
તાર ત્– આ – ર્ – અ } આ

તાર } ઇ  તર } એ
તીર }  તેર }

કેરી } ઍ
કૅરી }

પુર } ઉ  પળ } ઓ
પૂર }  પોળ }

ગોળ | ઑ
ગૉળ |

ટૂંકમાં તે આ પ્રમાણે છે.

ઇ ઉ

એ અ ઓ

ઍ આ ઑ

સ્વરના આ આઠ ઘટકો મળે છે અને ભેદક ધર્મોને આધારે તે તારવવામાં આવ્યા છે.

'ઐ' અને 'ઔ' સંયુક્ત સ્વરો હોઈ તે આ ગણતરીમાં નહિ આવે. 'ઇ' અને 'ઈ' તેમજ 'ઉ' અને 'ઊ' આવો અર્થ-ભેદ આપે છે એમ પહેલી નજરે લાગે છે પણ લિપિને કારણે ઊભી થયેલી આ ભ્રાંતિ છે.

રતિ – રતી

પુર – પૂર

આ ઉચ્ચારણોમાં કશો જ ભેદક ધર્મ બોલાતી ભાષામાં સચવાયો નથી. આપણો અભ્યાસનો વિષય બોલતી ભાષા છે. (શાળામાં શ્રુતલેખન લખાવતાં કાંઈક કૃત્રિમતાથી આ ઉચ્ચારો કરવામાં આવે છે તે સિવાય) વાગ્વ્યવહારમાં આ ભેદ કારક બનતો નથી.

સ્વરનાં ઘટકો સાથે અનુનાસિકત્વની ગણતરી કરતાં અનુનાસિક સ્વરના ૭ ઘટકો મળે છે. સંવૃત્ત એ – ઓ ગુજરાતીમાં અનુનાસિક નથી. તેમાં અનુનાસિકત્વ આવતાં આ ઉચ્ચારણ વિવૃત્ત બની જાય છે.

ઇં ઉં

– અં –

ઍં આં ઑં

ઘટક અને ઉપઘટકઃ (Phoneme અને Allo-Phone)

ઘટક એક સ્વતંત્ર સંકેત છે. ઉપઘટક એક સ્વતંત્ર સંકેત નથી પણ તેનો પેટા ભાગ છે. ઉપઘટકને લિપિમાં જુદો સંકેત આપી

શકાય નહિ. ઘણીવાર એક ઘટકના આના પેટા આવિષ્કારો હોઈ શકે છે. આપણે એક ઉદાહરણ લઈને જોઈએ.

ડ અને ડ઼ બે જુદા ધ્વનિ છે. આ બન્ને માટે ગુજરાતી લિપિમાં જુદો સંકેત આપવો જરૂરી છે.

ડોલ–દડો.

શબ્દના આદિસ્થાનમાં આવે છે ત્યારે હમેશાં ડ– હોય છે. ડ– શબ્દના આદિસ્થાનમાં નથી આવતો. 'ડ' જ્યારે બે સ્વરની વચ્ચે આવે છે ત્યારે તેનું ઉચ્ચારણ 'ડ઼' બની જાય છે. 'ડ' અને 'ડ઼' નું એકબીજાથી સ્થાનાન્તર થઈ શકે છે અને તેથી કશો ઉક્તિભેદ નથી થતો. અર્થભેદ માટે આ બે ઉક્તિઓ કારક નથી બનતી આથી આપણે કહી શકીએ કે 'ડ' અને 'ડ઼' તે એક જ ઘટકના બે ભિન્ન આવિષ્કારો છે. તેને આપણે ઉપઘટક ( Allo–Phone ) કહીશું.

'ણ'ના ઉચ્ચારણમાં પણ આવું જ બને છે. 'ણ' બે સ્વરની વચ્ચે આવે ત્યારે થડકારાવાળો હોય છે.

પાણી–રાણી

આ સિવાય તે થડકારા વિનાનો હોય છે. 'કણક'

## વર્ણસંનિકાર્યાદિનો નિયમ

કેટલીક વાર એક વર્ણના ઉચ્ચારણમાં થતો ફેરફાર કે સ્થાન પ્રયત્નની હેરફેર તે ઉચ્ચારણ સાથે આવતા અન્ય ધ્વનિને કારણે હોય છે. આ ફેરફાર બહારના સંજોગોને આધીન છે. આ પ્રકારની ઉચ્ચારણની હેરફેરને જુદા Phoneme તરીકે ગણી શકાય નહિ.

| | | | |
|---|---|---|---|
| અ | ગ | ટ | કી કુ |
| અ | ગ | ર | કા કા |

'ગ' અને 'ક'ના ઉચ્ચારણના સ્થાનપ્રયત્નમાં

તરત ધ્યાન ખેંચે તેવો છે. એનું કારણ આજુબાજુ થયેલો ધ્વનિઓનો સંયોગ છે અને વર્ણસંનિકાર્ષનો ફેરફાર ગણવામાં આવે છે.



કોઈ પણ ભાષાના ધ્વનિની સરખામણી અન્ય ભાષાથી નિરપેક્ષ જ થઈ શકે અમુક ભાષાનાં ઉચ્ચારણોને માપદંડ તરીકે રાખી અન્ય ભાષાનાં ઉચ્ચારણોની તપાસ થઈ શકે નહિ. બે ભાષાનાં ઉચ્ચારણો સરખાં હોય પણ ઉચ્ચારણના સંબંધો જુદા હોય એટલે બન્ને ભાષાની આંતરિક યોજના જ બદલાઈ જાય છે. ગુજરાતી ભાષાનાં સ્વરનાં ઘટકો તારવવાં હોય તો તેનો પાયો ગુજરાતીમાં જ ગણવો જોઈએ અને ઉચ્ચારણનાં ઘટકો તારવવાનો માપદંડ ગુજરાતીમાં જ ઊભો થવો જોઈએ.

## વૈજ્ઞાનિક લિપિ માટેના પ્રયાસો

પરંપરાપ્રાપ્ત લિપિમાં રહેલી ધ્વનિ સંકેતોની ઊણપને કારણે ધ્વનિવિજ્ઞાનમાં કેટલીક મુશ્કેલી થતી હતી. આ મુશ્કેલી દૂર કરવા વિદ્વાનોએ કેટલાક નવા ધ્વનિસંકેતો યોજેલા છે. આ માટે Bell નામે વિદ્વાને શોધેલી 'દશ્ય ભાષા' (Visible speech) માટેની પદ્ધતિ જાણીતી છે. Henry sweet (૧૮૪૫થી ૧૯૧૨) નામના વિદ્વાને તેનો પ્રયોગ કરેલો. આ વર્ણમાળામાં લિપિના સંકેતોને સરળ બનાવી અને ધ્વનિ-ઉત્પન્ન કરનારાં અવયવોની આકૃતિ દ્વારા ઉચ્ચારણની વ્યવસ્થા તેના ધ્વનિ સાથે જ બતાવવામાં આવે છે. આ પદ્ધતિથી લખવાનું ઘણું મુશ્કેલ છે અને છાપકામ અતિશય મોંઘું.

પ્રચલિત લેખન પદ્ધતિથી જુદી પડતી બીજી રીત જેસ્પર્સનની છે. એનું નામ Analphabetic Notation. આમાં લેખનના ચિહ્નો સંકેતોની એક માળાથી બતાવવામાં આવે છે. આ માળામાં ગ્રીક વર્ણો, ઍરેબિક આંકડા અને લૅટિન વર્ણોનું મિશ્રણ છે. દરેક

ગ્રીક વર્ણ ઉચ્ચારણના અવયવ સૂચવે છે, અને નંબર તે દરમિયાન વિવૃત્તપણાનો અંશ (ખૂણો) સૂચવે છે. જેમકે a હોઠનું સૂચન કરે છે, o સૂચવે છે કે ઉચ્ચારણ દરમિયાન હોઠ બંધ છે. હવે હોઠ બંધ છે એમ જે જે ઉચ્ચારણમાં સૂચવવું હોય ત્યાં આ ચિહ્નો આગળ મૂકવાં જોઈએ. જેમકે Man માં આવતા Mનું ઉચ્ચારણ આ લિપિ દ્વારા સૂચવવું હોય તો આમ સૂચવી શકાશ.

ao82e1

ao હોઠ બંધ છે તેમ સૂચવે છે, 82 તાળવાનો પૃષ્ઠ ભાગ નીચો છે એમ બતાવે છે અને e1 નાદ તંત્રીઓમાં ધ્રૂજારી છે તેનું સૂચન કરે છે.

આ મુદ્રણના લાભ તો દેખીતા જ છે, પણ જે બોલાય છે તે બધું જ આ રીતે નોંધવું શક્ય નથી અને આ લિપિ તે માટે છે પણ નહિ. ઘણા phonetic alphabet ચાલુ લિપિમાં જ લખાય છે તેમાં સગવડ ખાતર કેટલાંક નવાં ચિહ્નો (ā, ä, E) ઉમેરી લેવામાં આવે છે. ઘણી ભાષાઓ (આફ્રિકાની કેટલીક ભાષાઓ, સ્વીડીશ, અમેરિકન ઇન્ડીયન)માં આવાં ચિહ્નો વપરાય છે.

International Phonetic Association લિપિમાં કેટલાંક ચિહ્નોનો ઉપયોગ કરે છે. તેને વિકસાવવામાં Ellis, Sweet, Passy અને Daniel Jones જેવા ભાષાવિદોનો ફાળો છે. હકીકતમાં લિપિ માટે આપણે થોડા ડઝન ચિહ્નોની જરૂર પડે છે. અને તેને આધારે ગમે તે ભાષાને લિપિ દ્વારા લખી શકાય છે. Phoneme પર આધારિત લિપિ વ્યવહારમાં ઘણી વાર મુશ્કેલી ઊભી કરે છે. વિદ્વાનોનું ધ્યાન જ્યારે આ બાબતમાં રોકાયેલું હતું ત્યારે Phoneme નો સિદ્ધાંત હજુ સ્વીકારાયો નહોતો. ધ્વનિ લિપિ (phonetic Alphabet)ના યોજકો તેમના માળખામાં સંખ્યાબંધ ચિહ્નો યોજતા અને તેમ કરવાનો આશય ગમે તે ભાષાના વૈવિધ્યભર્યા ધ્વનિને બરા-

ખર લખી શકાય તે હતો. એક વાત આજે સ્પષ્ટ સમજાઈ ગઈ છે કે બે સરખા ધ્વનિ ન હોય તેની એક યાંત્રિક નોંધ લેવા સિવાય તેમાં કશું નથી. આ દરમિયાન Phonemeનો સિદ્ધાંત લગભગ સર્વસ્વીકૃત બન્યો. હેનરી સ્વીટ નામે વિદ્વાને પ્રમાણમાં લેખનની એક સરળ રીતની શોધ કરી.

સ્વીટની પદ્ધતિ લૅટિન મૂળાક્ષરોને આધારે રચાયેલી હતી. એનું નામ Romic (કે Narrow Romic) Phonemeનો સિદ્ધાંત જ્યારે તેના ખ્યાલમાં આવ્યો ત્યારે પણ તેને ખાતરી હતી કે Romic ચિહ્નોને જો વધુ સરળ બનાવવામાં આવે તો તે હજુ પણ પૂરતાં નીવડે તેમ છે. દરેક Phoneme માટે એક સંકેત લઈ તેણે સાદી પદ્ધતિ અપનાવી અને તેનું નામ Broad Romic આપ્યું. જો કે તેને ખાતરી હતી કે Narrow Romic 'વધારે ચોક્કસ' અને વૈજ્ઞાનિક હેતુ માટે વધારે યોગ્ય હતી. સ્વીટના Romic માંથી International Phonetic Associationના ધ્વનિચિહ્નો અસ્તિત્વમાં આવ્યા તેમાં લૅટિન લિપિના વર્ણો, સાથે કેટલાક કૃત્રિમ વર્ણો અને કેટલીક નિશાનીઓ ઉમેરવામાં આવી હતી.

આંતર રાષ્ટ્રિય મૂળાક્ષરો જે સિદ્ધાંતો પર રચાયેલ છે તે આ છે. યુરોપની મુખ્ય ભાષામાં વપરાતા લિપિ સંકેતોને તેમાં સ્વીકારવામાં આવ્યા છે. હવે અમુક ભાષામાં એ જ ચિહ્ન પર એકથી વધારે Phoneme હોય તો કેટલાક ચિહ્નો અને વધારાના અક્ષરોને તે સ્વીકારી લે છે. સામાન્ય રીતે એક સંકેત t થી બતાવવામાં આવે છે. પણ કોઈ ભાષામાં આ એક ધ્વનિઘટકના બે ઘટક થાય તો તેને T કે t– દ્વારા બતાવવામાં આવે છે. જેમકે કોઈ ભાષાનો 'એ' e દ્વારા બતાવેલો હોય પણ વિવૃત્ત એ બતાવવા માટે E જેવી નિશાની નક્કી કરેલ છે. આ સિદ્ધાંતો I. p. A. એ ૧૯૧૨માં નક્કી કર્યાં પણ તેના જ કેટલાક સભ્યોએ તેની ઉપેક્ષા કરવા માંડેલી.

## Cardinal Vowels

I. P. A. એ તૈયાર કરેલું સ્વરના ઉચ્ચારણનું એક માળખું આપણા અભ્યાસનો વિષય છે. અન્ય ભાષાના સ્વરોનાં સ્થાનપ્રયત્નો આપી શકાય તે માટે સંસ્થાએ Crdinal Vowelsની રચના કરી. તેનું ધ્યેય દુનિયાની કોઈ પણ ભાષાના સ્વરોનાં ઉચ્ચારણના સ્થાન-પ્રયત્નો જાણી શકાય તે હતું.




ઉપરનું ચિત્ર કાર્ડીનલ સ્વરોનું છે. જીભના ટેરવાના સૌથી અગ્ર ભાગે બોલતો [ ઈ ] અને સૌથી નિમ્ન સ્થાનેથી બોલાતો [ અ ]. આ બન્ને વચ્ચે પડેલું અંતર જોઈ કુલ અંતરના ત્રીજા ભાગ પર [ એ ] અને બીજા ભાગ પર [ ઍ ]ના સ્થાન નક્કી કરી શકાય આ સ્વરો તે અગ્રભાગના એ જ રીતે [ઊ] થી [આ] સુધીનું અંતર ગણી વચ્ચેના ⅓ ભાગ પર [ઑ] અને બીજા ⅓ ભાગ પર [ઓ] મૂકવાથી કાર્ડીનલ સ્વરોનું માળખું તૈયાર થઈ શકે તેમના ઉચ્ચારણ સ્થાન પરથી પાછળના સ્થાનના ( Back Vowels ! ) ગણાય છે.

કોઈ પણ ભાષાના સ્વરોનું માપવાનું આ રીતે એ તૈયાર થયું આમાં X Ray જેવા સાધનનો ઉપયોગ કરી

સ્થાન ચોક્સાઈથી બતાવવામાં આવ્યા છે. કોઈ પણ ભાષાના સ્વરોનું સ્થાન આ નકશા પર ચોક્સાઈથી મૂકવામાં આવે તો તે ભાષા નહિ જાણનાર માણસ પણ માનસ્વરોની મદદથી તેનું ઉચ્ચારણ ચોક્સાઈથી કરી આપે.

આ માળખાએ ધ્વનિઓના વૈવિધ્ય પર ભાર મૂક્યો, અમુક ઉચ્ચારણનું તેના આધારે માત્ર વર્ણન થઈ શકે પણ તે ઉચ્ચારણ અમુક ભાષામાં કારણ કે ભેદક છે કે નહિ તે એના દ્વારા નક્કી કરી શકાય નહિ.

અમદાવાદ

અ સા ર વા

આ બન્ને [અ] જુદા છે અને માનસ્વરના નકશા પર તેને જુદા બતાવી શકાય અને ચોક્સાઈથી તેનું વર્ણન પણ થઈ શકે પરંતુ તે બન્ને ગુજરાતી ભાષામાં ભેદક છે કે નહિ તે માનસ્વરોને આધારે કેમ નક્કી થઈ શકે? માનસ્વરોમાં ઉચ્ચારણનાં બિંદુઓ નક્કી કરેલાં છે. વાસ્તવમાં ઉચ્ચારણનાં બિંદુઓ નક્કી કરેલાં છે. વાસ્તવમાં ઉચ્ચારણનું બિંદુ નહિ પણ Tarjet area હોય છે. માનસ્વરોના ઉચ્ચારણો કોઈ એક ભાષા નથી.

માનસ્વરો અમુક ઉચ્ચારણોનું વર્ણન કરી આપી શકે.

"...A record of this kind would amount to nothing less than a mechanical recording of the Sound-waves, which would be the Same for no two utterances."

કોઈ બે ઉચ્ચારણો ભૌતિક રીતે પણ 'એક' હોતા નથી એ ઘટના સિદ્ધ થતાં આ વાદનું મહત્ત્વ ઘટી ગયું.

# ૬ Morpheme અને Syntax

ભાષાની યોજનાને વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે ભાષા એ ધ્વનિઓના સંયોજનથી ઘડાયેલી એક યોજના છે. ભાષા માટેનું આ સ્થૂળ વિધાન થયું ગણાય. ભાષામાં ધ્વનિઓનું સંયોજન થાય છે અને અમુક ધ્વનિઓની મેળવણી દ્વારા જે ઉચ્ચારાય છે તે સાંભળતાં તેજ ભાષાસમાજની વ્યક્તિમાં અમુક-પ્રતિક્રિયા થાય છે.

આ પ્રતિક્રિયા કેમ થાય છે?

ભાષકના ચિત્તમાં અમુક પદાર્થ માટેના વાગ્વ્યવહારનાં જે ધ્વનિઘટકો નક્કી થયા છે તેવા જ ધ્વનિઘટકો સાંભળનારના ચિત્તમાં તે પદાર્થ માટેના નક્કી થયેલા હોય છે. ભાષકના ચિત્તમાં 'પાણી' નામનો એક પદાર્થ છે. એ પદાર્થને સૂચવવા માટે નક્કી થયેલા કેટલાક ધ્વનિઘટકો દ્વારા તે 'અવાજ' કરે છે. સાંભળનાર આ 'અવાજ' સાંભળે છે. પેલા ધ્વનિઘટકોને અને ધ્વનિઘટકો દ્વારા સૂચિત થયેલ પદાર્થને તે ઓળખે છે. આ પદાર્થની ગેરહાજરી હશે તો પણ એનું ચિત્તતંત્ર તે પદાર્થની 'નોંધ' લઈ લેશે. સમાન અર્થ-ઘટન પર વાગ્વ્યવહારનો પાયો રચાયેલો છે.'

દરેક ભાષાસમાજમાં અમુક ધ્વનિઘટકોનું અમુક અર્થઘટન પરંપરાથી થયેલું હોય છે. અર્થઘટન માટે સંયોજનમાં આવતા ધ્વનિઘટકોની મેળવણી એ આપણા અભ્યાસનો એક વિષય છે. ધ્વનિ-ઘટકોમાં કશો અર્થ નથી પણ એની વિવિધ મેળવણીથી અર્થને

સ્પર્શી શકાય છે. ભાષાની વિશિષ્ટતા એ છે કે અર્થમુક્ત એવા ધ્વનિઘટકોની મેળવણીને પરિણામે તેનો વ્યવહાર ચાલે છે. આ ઘટકો વાગ્વહેવાર માટે કેટલાક પાયાનાં તત્ત્વો પૂરાં પાડે છે.

ટ – પ – ક

આમાં એક પણ ધ્વનિમાં કશો અર્થ નથી તેમની રચના દ્વારા અર્થને સ્પર્શી શકાય છે.

ક પ ટ

ટ પ ક

પ ટ ક

આ બધી ઉક્તિઓ સાર્થ છે. અર્થથી મુક્ત એવા એજ ધ્વનિઘટકોની મેળવણીથી એ બનેલી છે. ભાષાનો સમગ્ર વાગ્વ્યવહાર આવા થોડા ધ્વનિઓની મેળવણી દ્વારા ચાલે છે. આ સંયોજનને પરિણામે અર્થને સ્પર્શી શકાય છે. બધી ભાષાઓ આવી જ મેળવણીની છૂટ નથી આપતી. દરેક ભાષા પોતાની વિશિષ્ટ આકૃતિ પ્રમાણે જુદાં જુદાં સંયોજનો કરે છે. પણ બધી ભાષાઓમાં પાયાની એક વાત નિશ્ચિત હોય છે કે અર્થમુક્ત એવા થોડા ધ્વનિઘટકો તેમાં પાયાનાં તત્ત્વો પૂરાં પાડે છે.

ધ્વનિઘટકમાં અર્થ નથી તો તેની મેળવણીમાંથી અર્થ કઈ રીતે નિષ્પન્ન થાય?

ભાષાના ધ્વનિઘટકો તેની પરંપરાથી નક્કી થયેલા છે. ધ્વનિઘટકોની અમુક 'અર્થ' માટેની મેળવણી એ પણ પરંપરાથી નક્કી થયેલી બાબત છે. અહીં આપણે ભાષાની સંજ્ઞાઓને યાદ કરવી પડશે. અમુક અર્થઘટન એ પરંપરાથી નક્કી થયેલું છે. અર્થ શબ્દની અંદર નથી પડેલો પણ પરંપરાથી તેને શબ્દ સાથે બેસાડવામાં આવેલો છે. 'પુસ્તક' કે 'મેજ' બોલવાથી જે પદાર્થનું સૂચન

થાય છે તે નક્કી થયેલું છે પરંપરાથી. આ અર્થ ભાષકના ચિત્ત પર ગાઢ રીતે સંકળાઈ ગયેલો છે. આ કારણથી શબ્દ અને અર્થના અવિછિન્ન સંબંધની ભ્રાંતિ ઊભી થાય છે. અજાણી ભાષાનો શબ્દ કાને પડતાં જ એનો કશો અર્થ સમજાતો નથી. અન્ય ભાષા શીખનારને શબ્દ અને અર્થનો મેળ બેસાડવાનું ભગિરથ કાર્ય કરવાનું રહે છે.

## શબ્દ અને અર્થ

શબ્દકોશમાં શબ્દનો અમુક અર્થ આપેલો હોય છે. ભાષાની પરંપરા ઊભી કરવા, તેને જાળવી રાખવા માટે આ બાબત જરૂરની પણ છે. ભાષાના શબ્દો અર્થદ્વારા સૃષ્ટિના પદાર્થો સાથે સંકળાય એટલે ભાષા સૃષ્ટિ સાથે સંકળાયેલી છે. પણ જ્યારે સૂક્ષ્મ રીતે વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે શબ્દમાં કે ઉક્તિમાં ખાસ કશો અર્થ નથી. અર્થદ્વારા શબ્દો સીધા સૃષ્ટિ સાથે સંકળાતા નથી. ઉક્તિ સંદર્ભ દ્વારા સૃષ્ટિ સાથે જોડાશે છે. વાસ્તવમાં ઉક્તિ જે સંદર્ભમાં વપરાય છે તે સંદર્ભ એજ ઉક્તિનો અર્થ સંદર્ભ વિના કોઈ ઉક્તિ રચી શકાય નહિ કે સંદર્ભ વિના તે ઉકેલી શકાય નહિ. આપણે એક ઉદાહરણ લઈએ.

'વાળવું' આ ઉક્તિનો શબ્દકોશમાં એક અર્થ છે. હવે આ ઉક્તિના વિવિધ સંદર્ભો જોઈએ.

સળિયો વાળવો,
ઓરડો વાળવો,
અંબોડો વાળવો,
જનારને પાછો વાળવો;
મોં વાળવું
ગેટો વાળવો.

'વાળવું'નો કોઈ અર્થ મનમાં રાખી ઉકેલવાથી આપણે બધી ઉક્તિઓ ઉકેલી શકીશું નહિ. 'વાળવું'નો જો અર્થ કરવો હોય તો આમ થાય· આ ઉક્તિ જે જે સંદર્ભમાં વપરાય છે તે બધા સંદર્ભનો સરવાળો તે ઉક્તિનો અર્થ.

ઉક્તિ અમુક સંદર્ભમાં જ વપરાય છે. સંદર્ભ પરથી ઊભો થતો અર્થ તે એનો અર્થ. એક ઉક્તિ જુદા જુદા અનેક સંદર્ભોમાં વપરાતી હોય છે. બાળકનું ભાષાગ્રહણ સરખાવવા જેવું છે. બાળક નિરીક્ષણથી ભાષા શીખે છે. અનેક મુશ્કેલીઓનો સામનો કરી તે ધ્વનિઘટક તારવતાં શીખ્યું હોય છે. તેજ રીતે અમુક અર્થઘટકોના સંકેતની છાપ તેના ચિત્તતંત્ર પર છપાઈ ગઈ હોય છે. 'પગ' જેવી ઉક્તિ જ્યારે આવે ત્યારે 'પગ' એટલે શું એવો વિચાર તેણે કરવાનો રહેતો નથી પણ જે જે સંદર્ભમાં પગનો ઉપયોગ તેણે સાંભળ્યો હોય છે તેનું આવર્તન તેના ચિત્ત પર પડી ગયું હોય છે. બાળક સંદર્ભનાં આવર્તનો યાદ રાખીને ભાષા શીખે છે.

ધ્વનિઘટક અને અર્થઘટક

કેટલાક ધ્વનિના સંયોજનથી અર્થઘટક બને છે અને અર્થઘટકોના સંયોજનથી ઉક્તિ બને છે.

ધ્વનિઘટક=અર્થઘટક=ઉક્તિ.

ધ્વનિઘટકને આપણે ઓળખીએ છીએ. આ ધ્વનિઘટકોના સંયોજનથી અર્થઘટક બને છે.

'કેરી' એક અર્થઘટક છે. ક + એ + ર્ + ઈ જેવા કેટલાક ધ્વનિઓના સંયોજનથી આ અર્થઘટક બનેલું છે.

અર્થઘટક બતાવવા માટે કેટલા ધ્વનિ હોવા જોઈએ તેનું કોઈ ગણિત નથી. કેટલા ધ્વનિ હોઈ શકે તેવો કોઈ નિયમ બનાવી શકાય નહિ. ઓછામાં ઓછો તેમાં એક ધ્વનિઘટક તો હોવો જોઈએ. ધ્વનિ

વિના પણ કેટલીક હકીકત સમજાવી શકાય છે. ભવાં ચઢાવવાં, આંખમાંથી આંસું પાડવાં કે નૃત્યની મુદ્રાઓ દ્વારા અમુક બાબત સૂચવવી: આ બધું ભાષા સિવાય પણ બની શકે છે. આ બાબત ભાષાના ક્ષેત્રમાં નહિ. આવે

અર્થઘટક અને ઉક્તિ

કેટલાક અર્થઘટકોના સંયોજનથી ઉક્તિ બને છે. એક ઉક્તિમાં કોઈ વાર એક, બે કે વધારે અર્થઘટકો પણ આવી શકે.

'કેરી' – એક અર્થઘટક છે.

આંખો : આંખ + ઓ : બે અર્થઘટક છે.

સમજુ : સમજ્ + ઉ = બે અર્થઘટક છે.

અણસમજુ : અણ + સમજ્ + ઉ = ત્રણ અર્થઘટક છે.

આમ કેટલાક અર્થઘટકો ભેગા થઈને એક ઉક્તિ બનાવે છે.

અર્થઘટક એટલે અર્થનું નાનામાં નાનું તત્ત્વ આ અર્થઘટકો એક બીજા સાથે રચનામા પ્રવેશે છે. અર્થઘટકનું આથી વિશેષ પૃથક્કરણ થઈ શકતું નથી. વિશેષ પૃથક્કરણ કરવા જતાં માત્ર ધ્વનિ રહે છે. અર્થનો સંબંધ અર્થઘટક સાથે છે; ધ્વનિ સાથે નહિ.

ભલે નાનામાં નાનું ઘટક હોય પણ અર્થનો સંબંધ અર્થઘટક સાથે છે. ઉક્તિ બનાવવા માટે સયોજનમાં આવતા અર્થઘટકોનું પૃથક્કરણ કરી શકાય છે. દરેક અર્થઘટકમાં રહેલા અર્થને મેળવી શકાય છે. અર્થની મેળવણીનું આ તંત્ર પણ સમજી શકાય છે. ભાષા તેની પરંપરા કે આકૃતિ પ્રમાણે આવા અર્થઘટકોની મેળવણી કરે છે. ગુજરાતી ભાષાના કેટલાક શબ્દો લઈ તેની મેળવણીનું તંત્ર આપણે આ રીતે સમજી શકીએ.

આવ્યો : આવ્ (મૂળ ધાતુ) + ય્ (ભૂતકાળસૂચક) + ઓ
(જાતિસૂચક)

બોલાવ્યો : બોલ (મૂળ ધાતુ) + આવ્ (પ્રેરક) + ય્ (ભૂતકાળ—સૂચક) + ઓ (જાતિસૂચક)

આંખો : આંખ્ (મૂળ) + ઓ (જાતિસૂચક)

પાણિયારું : પાણી (મૂળ) + આર (ભાવ) + ઉં (જાતિસૂચક)

એક ઉક્તિમાં ઘણા અર્થઘટક હોઈ શકે. અર્થઘટક ઉક્તિની આગળ પાછળ ગમે ત્યાં આવી શકે છે. આ અર્થઘટકોના કેટલાક વિભાગ પાડી શકાય

કેટલાક અર્થઘટકો જ એવા હોય છે જે સ્વતંત્ર ઉક્તિ તરીકે વપરાતા હોય છે. સ્વતંત્ર ઉક્તિ તરીકે ઊભા રહેવા માટે તેમાં બીજા અર્થઘટકોનું સંયોજન કરવાની જરૂર રહેતી નથી. આ અર્થઘટકો તે Free form.

'કેરી' આ ઉક્તિનું વિશેષ પૃથક્કરણ થઈ શકતું નથી. વિશેષ પૃથક્કરણ કરવા જતાં માત્ર ધ્વનિ જ રહે છે. ધ્વનિમાં કશો અર્થ નથી.

હાથ, પગ, આંખ, કાન.

આ બધા જ અર્થઘટકો Free form છે. તેના સંયોજનમાં બીજા અર્થઘટકો વપરાતા નથી તેથી તેનું પૃથક્કરણ થઈ શકતું નથી. આ અર્થઘટકો અર્થઘટક પણ છે અને ઉક્તિ પણ છે. સ્વતંત્ર ઉક્તિ તરીકે તે તખ્તા પર આવી શકે છે.

આ સ્થળે વ્યાકરણી પરિમાણનો પણ ઉલ્લેખ કરી લેવો જોઈએ. વ્યાકરણને તેનું એક પરિમાણ છે અને તે ભાષા પર અસર કરે છે. અર્થઘટકોને વાક્યમાં પ્રયોજવામાં અર્થઘટકોના મૂળ અર્થમાં કશો ફેરફાર કર્યા સિવાય તેમાં વચન માટે, જાતિ માટેના કેટલાક નિયમબદ્ધ અર્થઘટકો જોડી શકાય છે. ઉક્તિના ભાવને ક્રિયા સાથે જાળવી રાખવામાં વપરાતા અનુગો પણ ઉક્તિની પાછળ લાગી તેને, વ્યાકરણની

ભાષામાં કહીએ તો પદ બનાવે છે. આવા કેટલાક પ્રત્યયો લાગતાં ઉક્તિના ધ્વનિઘટકોમાં કેટલીક હેરફેર થાય છે.

છોકરો – છોકરાને

છોકર્ + ઓ = છોકરો

છોકર્ + આ + ને = છોકરાને

ધ્વનિઘટકોની આ હેરફેર વ્યાકરણના પ્રકાશમાં સમજી શકાય.

પગ, આંખ જેવી ઉક્તિઓના સંખ્યાના પરિમાણમાં થતો ફેરફાર અમુક ધ્વનિની હેરફેરથી બતાવીએ છીએ.

પગ – પગો

આંખ – આંખો

કેરી – કેરીઓ

ધ્વનિમાં થતો ફેરફાર મૂળ અર્થને તો સ્પર્શ નથી કરતો પણ મૂળ અર્થની સૂઝને બદલાવી નાખે છે તેથી પગ્ + ઓ (વચનસૂચક) જેવા પ્રત્યયોને અર્થઘટક ગણવો જોઈએ.

કેટલીક વાર અન્ય અર્થઘટકના સંયોજન વિના આ કાર્ય સિદ્ધ થાય છે.

તેનો પગ કપાઈ ગયો.

તેના પગ ચોખ્ખા છે.

અહીં બન્ને વાક્યમાં ઉક્તિના ધ્વનિઓ (પગ) એક સરખા રહે છે. ટૂંકમાં ધ્વનિની કોઈ હેરફેર નહિ હોવા છતાં બન્નેની (પગ–પગ) વ્યાકરણી સૂઝ બદલાઈ ગઈ છે. બન્ને ઉક્તિનું વ્યાકરણ વિષયક મૂલ્ય જુદું છે. તેથી આ બન્ને ઉક્તિઓને આપણે જુદી ગણવી પડશે.

ઘણીવાર ધ્વનિની દૃષ્ટિએ 'એક' હોય તેવી ઉક્તિઓનું

અર્થની દૃષ્ટિએ મૂલ્ય જુદું હોય છે. વ્યાકરણને આનાથી જુદું ગણવું જોઈએ.

ખાતર (ખેતરમાં નંખાય છે તે)

ખાતર (માટેના અર્થમાં)

ખાતર (ચોરી)

ઉક્તિના અર્થમાં થયેલો આ ફેરફાર કે ભિન્ન ભિન્ન અર્થ ધ્યાનમાં લઈએ તો આ બધી ઉક્તિઓ જુદી છે, તેથી તે બધા જુદા અર્થઘટક ગણવા જોઈએ. ધ્વનિની દૃષ્ટિએ બધી ઉક્તિઓ એક હોય છતાં તે જુદા અર્થઘટક હોઈ શકે.

*Minimum free form is word.*

**Bound form**

કેટલાક અર્થઘટક એવા છે જે સ્વતંત્ર ઉક્તિ તરીકે ઊભા રહી શકતા નથી. એમની ઉપસ્થિતિ એકજ રીતે શક્ય છેઃ એ જ્યારે અન્ય અર્થઘટક સાથે રચનામાં પ્રવેશે ત્યારે જ ઉક્તિ તરીકે આવી શકે છે.

આંબો : આંબ્+ ઓ

આ ઉક્તિમાં બે અર્થઘટકો છે. બેમાંથી એક પણ અર્થઘટક સ્વતંત્ર ઉક્તિ તરીકે આવી શકતું નથી. એ રચનામાં પ્રવેશે ત્યારે, અન્ય અર્થઘટક સાથે સંયોજનમાં આવીને જ ઉક્તિ બનાવી શકે છે. આવા અર્થઘટક તે Bound form ગણાય.

સમજ : અર્થઘટક પણ છે અને ઉક્તિ પણ છે. Free form.

કેરી : અર્થઘટક અને ઉક્તિ.

કપડું : કપડ્ (અર્થઘટક) + ઉં (અર્થઘટક) Bound form.

ડમો : ડમ્( અર્થઘટક ) + ઓ ( અર્થઘટક ) Bound form.

પ્રગતિ : પ્ર ( અર્થઘટક: Bound form ) + ગતિ ( અર્થઘટક અને ઉક્તિ બન્ને છે. Free Form )

પ્ર—Bonud form છે કારણકે સ્વતંત્ર ઉક્તિ તરીકે તે આવી શકતું નથી પણ 'ગતિ' જેવી ઉક્તિ પ્રચારમાં છે તેથી તેને અર્થઘટક અને ઉક્તિ બન્ને ગણવાં પડશે. તેથી તે Free form છે.

ભાષામાં free form પણ અન્યની સાથે રચનામાં પ્રવેશી શકે છે.

Free form + Free form

*Bound form* + Bound *form*

Free form + Bound form

Bound form + Free form

આ પ્રમાણે ગમે તે પ્રકારની રચના હોઈ શકે. આ ઉપરાંત એક સાથે ઘણા અર્થઘટકો પણ એકઠા થઈ શકે.

સમજણ . સમજ' ણ

અણસમજુ : અણ' સમજ' ઉ

અણસમજણથી : અણ' સમજ' ણ'થી

જેન્ટલમેન : જેન્ટલ' મેન

અનજેન્ટલમેનલીનેસ : અન' જેન્ટલ' મેન' લી' નેસ.

ઉક્તિને ઉકેલવા ક્યાંય સાંધો દેખાતો હોય છે આ સાંધો ક્યાંક ગૌણ હોય છે. ક્યાંક મુખ્ય. મુખ્ય સાંધા પરથી ઉક્તિને ઉકેલવાનું સહેલું છે. ટેબલને ગમે ત્યાંથી તોડી શકાય પણ તેના સાંધા પરથી ઉકેલવાનું જેમ સહેલું છે તેમ ઉક્તિને મુખ્ય સાંધા પરથી ઉકેલવાનું સહેલું છે.

સામાન્ય રીતે જે અર્થઘટક ઉક્તિ તરીકે પ્રચારમાં હોય ત્યાંથી તેને ઉકેલવાનું સહેલું છે. 'અનજેન્ટલમેનલીનેસ' જેવા શબ્દમાં 'મેન' અને 'જેન્ટલમેન, જેવી ઉક્તિઓ પ્રચારમાં છે તેથી ત્યાંથી ઉકેલવાનું સહેલું પડે.

સંયોજનમાં આવતાં અર્થઘટકો કેટલીક વાર ધ્વનિની દૃષ્ટિએ 'એક' દેખાતા હોય છે પણ હકીકતમાં ઘણીવાર તે 'એક' હોતા નથી.

છોકરે કાગળ લખ્યો.

વાંદરો છાપરે કૂદ્યો.

તે ભલે આવે.

'-એ' અર્થઘટક પહેલી નજરે સમાન લાગે છે પણ તેનું વ્યાકરણી પરિમાણ જુદું છે તેથી આ બધા અર્થઘટકોને જુદા ગણવા પડશે,

આરોહ-અવરોહ

વાક્યમાં આવતો આરોહ-અવરોહ પણ જુદું ;અર્થઘટક બની શકે.

તમે સવારે જમ્યા.

તમે સવારે જમ્યા ?

આ બન્ને વાક્યનો સંદર્ભ સ્પષ્ટ રીતે જુદો છે. ધ્વનિ અને ઉક્તિ બધાં એકસરખાં હોવા છતાં બન્ને વાક્યનો તાત્ત્વિક અર્થ એક નથી. અર્થની ભિન્નતા સ્પષ્ટ રીતે વાક્યના આરોહ-અવરોહ પર આધારિત છે

છોકરા પાસે આવો.

છોકરા, પાસે આવો.

આવો અર્થભેદ વ્યવહારમાં આપણે આરોહ-અવરોહ કે 'ભાર'

ને પ્રયોજી કરતા હોઈએ છીએ. એમને પણ જુદા અર્થઘટકનો દરજ્જો આપવો પડશે.

અદર્શન

અત્યાર સુધી જે અર્થઘટકોની ચર્ચા થઈ છે તે બધા - ધ્વનિઘટકો તો હતા જ. આ ધ્વનિઘટકોનું અર્થઘટક બનતું, રચનામાં પ્રવેશી અન્ય અર્થઘટકના સંયોજનને - પરિણામે તે વાગ્વ્યવહારમાં કામગીરી બજાવતું. ધ્વનિઘટક તરીકે જેનું અસ્તિત્વ ન હોય છતાં અર્થઘટક તરીકે બજાવનારાં કેટલાંક તત્ત્વોની નોંધ લેવી જોઈએ. નૃત્યની મુદ્રાઓ કે ભાવ પ્રદર્શન માટેની ચહેરાની આકૃતિ કરતાં આ બાબત જુદી છે.

ગયો : ગ (ધાતુનું મૂળ), ય (ભૂતકાળ) ઓ (જાતિ સૂચક)
ગઈ : ગ (ધાતુનું મૂળ), ઈ (જાતિ સૂચક)

બીજી ઉક્તિનું પૃથક્કરણ કરતાં એમાં ભૂતકાળનું સૂચન કરનાર કોઈ પ્રત્યય (અર્થઘટક)નું અસ્તિત્વ કળી શકાતું નથી છતાં ક્રિયાપદ ભૂતકાળમાં છે. ભૂતકાળનો પ્રત્યય 'ય્' છે. 'ય્'ની ગેરહાજરી હોવા છતાં ક્રિયાપદ ભૂતકાળમાં છે

ભૂતકાળ સૂચક કોઈ પ્રત્યયની ઉપસ્થિતિ નહિ હોવા છતાં ક્રિયાનું કાળ વિશેનું સૂચન મળી રહે છે. આ અર્થઘટકને આપણે અદર્શનનું અર્થઘટક કહી શકીએ.

સામાસિક શબ્દો

કેટલાક સામાસિક શબ્દોની અર્થ વિશેની વિશિષ્ટતા પણ આપણે અહીં નોંધવી જોઈએ.

પાણી પૂરી.

ધાબાજાળિયું,

મહાદેવ

આ બધી ઉક્તિઓનું પૃથક્કરણ કરવાનું પહેલી નજરે સહેલું

બની જાય છે. કારણકે આ ઉક્તિમાં આવેલા ઘણા અર્થઘટકો સ્વતંત્ર ઉક્તિ તરીકે પણ વ્યવહારમાં છે,

પાણી + પૂરી, ઘા + બજરી + ઉં; મહા + દેવ.

આ પૃથક્કરણ બરાબર નથી. એમ નહિ હોવાનાં કેટલાંક ચોક્કસ કારણો પણ ગણાવી શકાય.

'પાણી' અને 'પૂરી' આ બન્ને ઉક્તિઓ પ્રચારમાં હોવા છતાં અને અર્થની દૃષ્ટિએ બન્નેનું સ્વતંત્ર મૂલ્ય હોવા છતાં આ ઉક્તિને અહીં સાથે મૂકી એ બન્નેના અર્થનો સરવાળો સૂચવીએ છીએ?

હકીકત તો આવી છે કે 'પાણીપૂરી' એવા એક સામાસિક શબ્દ દ્વારા આપણે સૂચન કોઈક ત્રીજી જ બાબતનું કરીએ છીએ.

મહા + દેવ : આ બન્ને અર્થઘટકો જે સૂચન કરે છેઃ એમના ધ્વનિઓમાં રહેલ છૂટા મૂલ્ય કરતાં આ બન્ને દ્વારા સૂચન તો કોઈ ત્રીજી જ બાબતનું થયેલું છે. ટૂંકમાં ઉક્તિમાં બન્ને છૂટા અર્થઘટકમાં રહેલો અર્થ અહીં તે બન્ને સાથે મૂકતાં જુદો જ થઈ જાય છે. આ કારણે આવા શબ્દોને એકજ અર્થઘટક ગણવું વધારે સુગમ પડે તેમ છે. Minimum free form is word.

આ ઉપરાંત ધ્વનિવિષયક તપાસ કરતાં પણ તેમના ઉચ્ચારણમાં રહેલો ફેરફાર તરત ધ્યાન ખેંચે છે.

પાણીપૂરી – પાણી + પૂરી

મહાદેવ – મહા + દેવ

આ બન્ને શબ્દોનું ઉચ્ચારણ એકસરખું થાય છે તેમ કહી શકાય તેમ નથી. આવી ઉક્તિઓને એક અર્થઘટક તરીકે ગણવાનું વધારે યુક્તિસંગત છે. એનાં અર્થઘટકનું આથી વધારે પૃથક્કરણ ગેરમાર્ગે દોરી જાય.

## વાકચની આંતરિક રચના (Syntax)

ભાષાની તપાસનાં ત્રણ અગત્યનાં પગલાં આ છે:

(૧) ધ્વનિઘટકો અને તેમનાં સ્થાનપ્રયત્નો અને વર્ગીકરણ.

(૨) અર્થઘટકો અને તેમનું સંયોજન.

(૩) શબ્દોનો પરસ્પરનો સંબંધ અથવા વાકયની આંતરિક રચના (Syntax)

Morphology અને Syntax એ કોઈ આંતરિક ભેદ નથી પણ ભાષાની આંતરિક રચના તપાસવાનાં પગથિયાં છે. ભાષામાં જો બધાં જ Free form વપરાતાં હોત તો શબ્દની આંતરિક રચના તપાસવાનું રહે નહિ. આવી ભાષામાં Morphologyનું કોઈ મહત્ત્વ ન ગણાય. આ બધા Free fromના પરસ્પરના સંબંધો અંગે થોડી તપાસ થઈ શકે.

## વાકયનું બંધારણ

અત્યાર સુધી આપણે અર્થઘટકને ધ્યાનમાં રાખી ચર્ચા કરી. વાકયના બંધારણ અંગેની કેટલીક પાયાની બાબતો પણ સમજી લેવી જોઈએ. વાગ્વહેવાર શબ્દથી નહિ પણ શબ્દોને પરસ્પર જોડી કોઈ 'ભાવ' દ્વારા વાકયમાં સાંકળી આપણે વ્યવહાર ચલાવીએ છીએ.

વાકય બનાવવા માટે કેટલા શબ્દો કે પદો જોઈએ તે નિશ્ચિત ન કહેવાય. પણ ઓછામાં ઓછું એક Free from કે ઉક્તિ તો જોઈએ જ. આજુબાજુનો સંદર્ભ હોય તો 'જાય છે', 'આવે છે' જેવાં ક્રિયાપદો વાકય બની શકે. માત્ર નામ પણ આવી ક્ષમતા ધરાવે છે.

આગ! આગ!

રમેશ!

ક્રિયાપદ નહિ હોવા છતાં પણ જો વ્યાકરણની પરિભાષામાં કહીએ તો તે સંપૂર્ણ વાક્યો છે.

વાક્યમાં સંકળાતી ઉક્તિઓનો સંબંધ અમુક ક્રમિક અવસ્થાઓમાંથી પસાર થાય છે. વાક્યની રચના તપાસવામાં આપણે બે મુદ્દા જોવા પડશે.

(૧) શબ્દો એકબીજા સાથે કઈ રીતે સંકળાયા છે?

(૨) ક્યા ધરથી સંકળાયા છે?

માણસ તેના કુટુંબ સાથે, પાડોશીઓ સાથે, ધંધાદારી વર્તુળો સાથે કે સામાજિક સંબંધોથી અમુક રીતે સમાજ સાથે સંકળાયેલ છે. શબ્દો પણ અમુક સંબંધોની વિવિધ અવસ્થાથી એકબીજા સાથે સંકળાયેલ છે. એમાં દરેક પગલે વ્યવસ્થા છે. એક ભાષાની વ્યવસ્થા બીજી ભાષાની વ્યવસ્થા કરતાં જુદી પડતી હોય તે અલગ બાબત છે.

મેં દોડતા માણસને જોયો.

મેં જોયો। માણસને જોયો। દોડતા માણસને.

આવા કોઈક ક્રમથી શબ્દો પરસ્પર સંકળાયેલા છે. વાક્યના તેની રચના પ્રમાણે કેટલાક વિભાગો પડે છે તે જોઈએ.

Actor agent

રમેશ દોડ્યો.

રમણ પડ્યો.

છોકરાઓ ચાલ્યા ગયા.

આ વાક્યોમાં રમેશ, રમણ, છોકરાઓ એક મોટા સમૂહના વર્ગના છે. ક્રિયાના કર્તા તરીકે તે ઓળખાય છે. પડ્યો, દોડ્યો, ચાલ્યા ગયા વગેરે એક બીજા વર્ગનો સમૂહ છે. આ બન્ને વર્ગની પૂર્તિ એકબીજાથી થઈ શકતી નથી. એક વર્ગ એવો છે જે માત્ર actor માં આવી છે જ્યારે બીજો વર્ગ એવો છે જે માત્ર action માં આવે છે.

આ બન્ને વર્ગની સરહદ ચોક્કસ અંકાઈ ગઈ છે તેથી એકના બદલે બીજા વર્ગથી કામ ચાલી શકતું નથી. આ ભેદરેખાથી નક્કી થયેલું છે તે તેમનું કાર્ય.

કર્તા અને ક્રિયાને સાંકળવા તે એક પ્રકારની રચના.

## Agent action

Actor agent કરતાં આ વાક્યરચના જુદા પ્રકારની છે. એમાં કર્તા અને ક્રિયાને સાથે સાંકળવાનો કોઈ પ્રયાસ નથી પણ ક્રિયા વિશે અમુક વિધાન થયેલું હોય છે.

છોકરાએ લાકડી મારી.

રમણે ચોપડી વાંચી.

આવા વાક્યમાં કાર્ય કરનાર કેન્દ્રમાં નથી પણ ક્રિયા વિશે થયેલું અમુક વિધાન કેન્દ્રમાં છે. ક્રિયા Agent દ્વારા થયેલી છે.

છોકરો નિશાળે ગયો.

છોકરાએ લાકડી મારી.

ઉપરનાં બન્ને વાક્યો તાત્ત્વિક રીતે એક હોવા છતાં તેમાં અન્વયનો ભેદ છે. પહેલા વાક્યમાં કર્તા ક્રિયા સાથે સંકળાયેલ છે જ્યારે બીજા વાક્યમાં કર્મને કારણે ક્રિયાપદની જાતિ આ રીતે ભેદસૂચક બની છે.

## Endocentric

વાક્યની એક રચના એવી છે કે વાક્યનું કેન્દ્ર તેમાં આવેલાં નામ કે વિશેષણમાં જ પડેલું હોય છે. કેન્દ્ર જ્યારે વાક્યની અંદર જ હોય ત્યારે ઉક્તિને વ્યાકરણસંગત લંબાવી શકાય છે. "કોઈકની અંદર કોઈકનું સમાઈ જવું, કોઈકની સીમા નક્કી કરવી" તેવો આ રચનાનો અર્થ કરી શકાય. છોકરો, પાણી, ત્યાં : આ બધાં નામો કોઈને કોઈ વર્ગના પ્રતિનિધિ કે નમૂના રૂપ હોય છે. વાક્યમાં

સ્થાન સામાન્ય રીતે નામની પહેલાં આવે છે. વિશેષણને બે ભાગમાં વહેંચી શકાય છે એક છે વર્ણન કરનારા (ગુણદર્શક) અને બીજા છે મર્યાદાસૂચક વિશેષણ. કેટલીકવાર આ બન્ને વિશેષણો વાક્યમાં એક સાથે આવે છે. જ્યારે આવું બને છે ત્યારે મર્યાદાસૂચક વિશેષણ પહેલાં અને ગુણદર્શક વિશેષણ તેની પછી આવે છે.

તે ઘરડો માણસ.

This fresh milk.

જ્યારે વાક્યનું કેન્દ્ર આવી ઉક્તિઓ—નામ વિશેષણ—માં હોય છે ત્યારે Endocentric વાક્યરચના બને છે. આ વાક્યરચનાની વિશેષતા એ છે કે આ ઉક્તિને ગમે ત્યાં તાણીએ ત્યાં વ્યાકરણની દૃષ્ટિએ વાક્યરચના શુદ્ધ હોય છે.

ધોળું ખમીસ.

ધોબીનું ધોયેલું ધોળું ખમીસ.

ધોબીનું ધોયેલું, અસ્ત્રી કરેલું ધોળું ખમીસ.

ટ્રંકમાં ખમીસની ઉક્તિને જ્યાં જ્યાં મૂકી શકાય ત્યાં ત્યાં 'ધોળું ખમીસ' ઉક્તિને મૂકી શકાય છે, અને આ વાક્યરચના વ્યાકરણની દૃષ્ટિથી શુદ્ધ હોય છે. આ વાક્યરચનાનું કેન્દ્ર ઉક્તિમાં જ પડેલું છે.

## Exocentric

આ વાક્યરચના Endocentric કરતાં જુદા પ્રકારની છે. આ પ્રકારના વાક્યનું કેન્દ્ર વાક્યમાં કે વાક્યની ઉક્તિમાં હોતું નથી પણ તેનું કેન્દ્ર વાક્યની બહાર હોય છે.

મેં ખાધું.

એણે—મેં—ખાધું.

બીજી રચના વ્યાકરણસંગત નથી. 'મેં ખાધું'માં 'મેં'

કે 'ખાધું' એક પણ ઉક્તિ એકબીજાનું Expansion નથી. One is not the expansion of other.



જે વાક્યનું કેન્દ્ર વાક્યમાં નહિ પણ વાક્યની બહાર હોય છે તે Evocentric વાક્યરચના કહેવાય.

## Equationer Type

આ પ્રકારની વાક્યરચનામાં વાક્યના બે સ્પષ્ટ ભાગ પડી જાય છે આ બન્ને ભાગ એક બીજા સાથે બરાબર સમતુલામાં હોય છે.

અંધેરી નગરી.

ગંડુ રાજા.

કોઈકમાં વિશેષણ પછી પણ આવે છે.

તમારી વાત સાચી.

આ હકીકત ખોટી.

'સાચી' અને 'ખોટી' બન્ને વિશેષણ છે પણ વાક્યરચનામાં તેમનું સ્થાન વિશેષ્ય પછી આવેલું છે.

જે રચનામાં વિશેષણ અને વિશેષ્ય સમતુલામાં ગોઠવાયા હોય તેને Equationer Type વાક્યરચના કહી શકાય.

## Morphology અને Syntaxના અભ્યાસનું મહત્ત્વ.

ભાષાના અભ્યાસમાં પહેલાં ધ્વનિનો વિચાર થતો. અભ્યાસનું ક્ષેત્ર વિસ્તારી અને હવે Morphology અને Syntax બન્નેનો પણ અભ્યાસ કરવામાં આવે છે. ભાષાનું આંતરિક સ્વરૂપ જ્યાં સુધી તપાસવામાં ન આવે ત્યાં સુધી એના વિશે વિધાન કરવાનું કામ મુશ્કેલ બની જાય છે.

શબ્દની અને વાક્યની આંતરિક રચનાનો અન્ય ભાષાની સાથે તુલનાત્મક અભ્યાસ થઈ શકે અને તેમાંથી બે જુદી ભાષાનાં સમાન તત્ત્વોની શોધ કરી શકાય.

એક ભાષાપરિવારનો સિદ્ધાંત અન્ય ભાષાપરિવારને લાગુ પાડી શકાય નહિ. પદાર્થને જોવાનો દૃષ્ટિકોણ દરેકનો ભિન્ન ભિન્ન હોઈ શકે. પણ દરેક ભાષાને વિચારો વ્યક્ત કરવાની આગવી લઢણો છે.

| | | | | |
|---|---|---|---|---|
| ગુજ. | મૂળ ક્રિયા: | ખાવું, | પ્રેરણાર્થક | ખવડાવવું. |
| હિંદી | ,, | करना, | ,, | कराना |
| અંગ્રેજી | ,, | Do | ——— | |

ગુજ. હિંદી વગેરે ભાષામાં પ્રેરણાર્થક ક્રિયા છે જ્યારે અંગ્રેજીમાં નથી. આનો અર્થ એમ નથી કે અંગ્રેજી ભાષકો કોઈની પાસે કામ કરાવી શકતા નથી. આ બાબત વ્યક્ત કરવા અંગ્રેજીને પોતાની વિશિષ્ટ લઢણ છે.

ભાષકોના વિચારો વ્યક્ત કરવા દરેક ભાષા પૂરતી ક્ષમતા ધરાવે છે.

## ૭. આદાનપ્રદાન

### આદાન-પ્રદાન

**ભાષાની** દૃષ્ટિએ જ્યારે આદાન-પ્રદાનનો વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે 'આ બાબત જેટલી ભાષાકીય છે તેટલી સાંસ્કૃતિક છે. જ્યારે આદાનપ્રદાનની વાત કરીએ છીએ ત્યારે એક ભાષાસમાજ બીજા ભાષાસમાજ પાસેથી છૂટા ધ્વનિ નહિ પણ શબ્દોનું ગ્રહણ કરે છે. ભાષાના આદાનપ્રદાનને સંસ્કૃતિ સાથે સંબંધ છે.

જુદી જુદી ભાષા બોલનારી પ્રજાનો પહેલાં તો કોઈક રીતે સંપર્ક થવો જોઈએ. આ સંપર્ક વિવિધ કારણો સર થઈ શકે. એક પ્રજા બીજી પ્રજા પર ચઢાઈ કરે; તેને યુદ્ધમાં હરાવે અને બે પ્રજાને સંપર્કમાં આવવાનું બને. ઐતિહાસિક કારણોસર પરસ્પર નિકટ આવેલી પ્રજાના દાખલા આપી શકાય તેમ છે. આર્યો ભારતમાં આવ્યા ત્યારે આર્યેતર સંસ્કૃતિ વિકસેલી હતી. આર્ય પ્રજાએ આ લોકોને પરાજિત કરી અને તેમનું આધિપત્ય સ્થાપ્યું. આજ રીતે ફારસી ભાષા બોલનારી પ્રજાનો સંપર્ક ભારતને થયો. આ લોકો પણ વિજેતા તરીકે ભારતમાં આવ્યા હતા. સાથે પોતાની સંસ્કૃતિ, ધર્મ અને ભાષા લઈ અને આવ્યા હતા. તે પછી અંગ્રેજ પ્રજાનો પરિચય થયો. વિદેશી ભાષા બોલનારી આ પ્રજા પણ ભારતમાં વિજેતા પ્રજા તરીકે આવી હતી.

ઐતિહાસિક કારણોસર જ્યારે બે પ્રજા સંપર્કમાં આવે છે

ત્યારે વિજેતા પ્રજાનું બધું સારું અને ચઢિયાતું એવી પરાજિત પ્રજાની મનોદશા હોય છે. આ કારણથી પરાજિત લોકો વિજેતાનું અનુકરણ કરવા માંડે છે. પહેરવેશ, રીતરિવાજ, ખાનપાન અને ભાષામાં વિજેતાઓનું અનુકરણ શરૂ થાય છે. વળી વિજેતા પ્રજાને રાજકારોબાર ચલાવવા માટે સ્થાનિક પ્રજાના સહકારની જરૂર પડે છે. એ સિવાય રાજકારભાર ચાલી શકે નહિ. રાજકારભાર વિજેતાઓને સુગમ પડે તે ભાષામાં જ ચાલતો હોય છે. રાજકીય કારોબારની ભાષા વિજેતાની ભાષા બને છે. બીજા લોકો આ ભાષા શીખે છે અને વહીવટમાં પેસવાની એ દ્વારા તક મળે છે.

આ રીતે સંપર્કમાં આવેલી પ્રજાઓમાં વિજેતાની ભાષા પરાજિત પ્રજા શીખતી હોવાથી તે ભાષામાંથી પરાજિત પ્રજાની પ્રજામાં નવા શબ્દો આવવાની શક્યતા ઊભી થાય. તાત્ત્વિક રીતે કહેવું હોય તો એમ કહી શકાય કે જે પક્ષે દ્વૈભાષિકતા વધે તે પક્ષમાં નવા શબ્દો આવે.

વેપારના કે વ્યવહારના કારણસર પણ બે પ્રજાનો સંપર્ક થઈ શકે. આ સંપર્ક મર્યાદિત પ્રમાણમાં હોવાથી થોડોવત્તો આદાનપ્રદાનનો પ્રવાહ વહે છે. વ્યાપારમાં જરૂરિયાતનું પલ્લું જે પક્ષે વધારે નમતું હોય તે પક્ષે દ્વૈભાષિકતા વિકસે અને થોડા શબ્દોની ભરતી એ ભાષામાં થાય.

સાંસ્કૃતિક કારણોસર પણ બે પ્રજા નજીક આવી શકે. જે પ્રજાની સંસ્કૃતિ અનુકરણીય અને તે પ્રજાની ભાષામાંથી થોડા શબ્દો આવવાની શક્યતા ઊભી થાય.

ભાષામાં શબ્દોના આવવા સંબંધે પહેલી શરત એ છે કે દ્વૈભાષિકતા થવી જોઈએ અને તે ઘણા પ્રમાણમાં. આમ બને ત્યારે એક જ નીકમાંથી બે ભાષાના શબ્દોને વહેવાની શક્યતા ઊભી થાય. અમુક કાર્યમાં માણસ 'ટેબલ' શબ્દનો ઉપયોગ કરે; ઘેર આવતાં

આદતના જોરે તે આ શબ્દ ઉચ્ચારે અને સંદર્ભ ઉપરથી અર્થ ઉકલી જતાં વિદેશી ભાષા નહિ જાણનાર પણ તે સમજી શકે. કાંઈક આ પદ્ધતિએ શબ્દો આવે.

સંસ્કૃતિમાં થતું પરિવર્તન પણ વિદેશી શબ્દોનું ભરૂઆળ વધારવામાં મદદ કરે છે. જેમકે મોગલો સાથે ફારસી ભાષા બોલનાર અને નવો પહેરવેશ આવ્યો. તેને લગતા નવા શબ્દો બનાવવા કરતાં કાંઈક આ શબ્દોને અપનાવી લેવા તરફ તેમનું વલણ વધે છે. બાંધકામની વિશિષ્ટતા, વાજિંત્રો કે એવી અન્ય નવી બાબતનું પ્રજામાં અનુકરણ વધે કે એને લગતા નવા શબ્દો બનતા નથી પણ રૂઢ થયેલા શબ્દોને જ સ્વીકારી લેવામાં આવે છે.

વિજ્ઞાનની પ્રગતિ સાથે અનેક નવી બાબતો અંગ્રેજી મારફત આપણે ત્યાં ઉમેરાઈ રેલવે, સિનેમા, એરોપ્લેનઃ આ બધી આધુ-યુગની પેદાશ છે. તે દરેક બાબત તેની વિશિષ્ટ સંદર્ભસૃષ્ટિ લઈને આવે છે, દાક્તરી વિજ્ઞાન કે ઇજનેરી શાખા પોતાના જ શબ્દો લઈને આવ્યાં છે. આ બધાની રૂઢ થયેલી પરિભાષા હોય છે. ભાષા અને પરિભાષા વચ્ચે ભેદ છે. આ પરિભાષાને નવી ઉપજાવવી તે મુશ્કેલ કામ છે, અટલે સામાન્ય વલણ એવું છે કે મૂળ પરિભાષ શક્ય હોય ત્યાં સુધી એમને એમ સ્વીકારી લેવી. આ કારણથી પણ ભાષાના શબ્દભંડોળમાં નવા શબ્દોની ભરતી થાય છે.

શબ્દ જ્યારે આવે છે ત્યારે કેટલીક પ્રક્રિયામાંથી પસાર થઈને આવે છે. આમાંની પહેલી છે તે ધ્વનિપ્રક્રિયા છે.

### ધ્વનિપ્રક્રિયા

શબ્દ ગમે તે ભાષાનો હોય પણ તેનું ઉચ્ચારણ કરનાર 'મોં' કઈ ભાષાનું છે તે અગત્યનું છે. દરેક ભાષાનું ધ્વનિતંત્ર એકસરખું હોતું નથી. ભાષક જે અમુક ધ્વનિતંત્રથી ટેવાયેલ છે તે અન્ય ધ્વનિ-

તંત્રનાં ઉચ્ચારણો કરે છે પોતાના જ ધ્વનિતંત્રથી. આ કારણથી આગંતુક શબ્દ પર અમુક ધ્વનિ વિષયક ફેરફારો થાય છે.

અંગ્રેજીમાં અનાદિ—લ નું ઉચ્ચારણ સ્વરના જેવું છે જ્યારે ગુજરાતી ભાષક તેને પાર્શ્વિક વ્યંજન કરીને જ ઉચ્ચારશે. અંગ્રેજી Tableનું ઉચ્ચારણ અંગ્રેજીમાં Taibl જેવું છે જ્યારે ગુજરાતી ભાષા 'ટેબલ' કરીને બોલે છે.

ફ્રેંચ ભાષામાં 'ટ' 'ઠ' 'ડ' જેવા મૂર્ધન્ય ઉચ્ચારો નથી જ્યારે અંગ્રેજીમાં 'ત' 'થ' જેવા વર્ત્સ ઉચ્ચારો નથી. આ કારણથી ફ્રેંચનું અંગ્રેજી કે એક અંગ્રેજનું ફ્રેંચ તદ્દન વિચિત્ર ઉચ્ચારણોવાળાં લાગે છે. ફ્રેંચ ભાષામાં 'ર' નો ધ્વનિ અંગ્રેજી Trill જેવો નથી. એમાં Velumની પાસેનો ભાગ જરા ઊંચો થઈ ઉચ્ચારણ કરે છે. ગુજરાતી ભાષક તેનું Rolled ઉચ્ચારણ કરે છે. આ કારણથી 'પારીસ'નું ઉચ્ચારણ ફ્રેંચ, અંગ્રેજ અને ગુજરાતી ભાષકનું જુદું જુદું થવાનું.

ગુજરાતી ભાષકોને અરબી અને ફારસી ભાષાના સંપર્કમાં આવવાનું બન્યું. ગુજરાતી ભાષામાં અરબી અને ફારસી શબ્દોનું ભરણું પણ ગણાવી શકાય છે. આમાં એક બાબત ધ્યાનમાં રાખવાની છે કે અરબી ભાષાનો આપણને સીધો પરિચય થયો નહોતો. અરબી ભાષા, ફારસી ભાષાના ધ્વનિતંત્ર દ્વારા આપણને મળેલી. Arabic speech was put into Non-Arabic mouth. ભાષાકીય દૃષ્ટિકોણથી આ બાબતનું મહત્ત્વ ફારસી કરતાં જુદી રીતે આંકવું પડશે. ભાષા ભલે અરબી હતી પણ તેનું ઉચ્ચારણ કરનારું ધ્વનિતંત્ર ફારસીનું હતું તે કારણથી અરબી શબ્દો પર ફારસી ધ્વનિતંત્રઅનુરૂપ ફેરફારો થયેલા જ હતા.

અરબી-ફારસી ભાષામાંથી આવેલા શબ્દો પર ગુજરાતી ધ્વનિતંત્રની પહેલી અસર થયેલી છે.

नक्कारह > નગારું.

પરદેહ > પડદો.
ઓહદો > ઓદ્ધો.
શહરૂગસ > સરઘસ,
મેહનતાના > મહેનતાણું.

ધ્વનિ પ્રક્રિયાની આ અસર અંગ્રેજીમાંથી આવેલા શબ્દો પર પણ જોઈ શકાય છે.

સિગ્નલ < સીંગલ.
ફિલ્મ < ફીલમ.
ગોડાઉન < ગોદામ.
ફર્સ્ટ < ફાસ.

આગંતુક શબ્દ પર ધ્વનિની અસર થવા સાથે બીજી અસર વ્યાકરણી પરિમાણની થાય છે.

## વ્યાકરણી પરિમાણ

ધ્વનિપ્રક્રિયા પછી શબ્દને વ્યાકરણી પ્રક્રિયામાં નાખવામાં આવે છે. દરેક ભાષાનું વ્યાકરણ સ્વતંત્ર બાબત છે. અમુક ભાષામાંથી આવતો શબ્દ બીજી ભાષાના વ્યાકરણમાં બંધ બેસતો ન થાય ત્યાં સુધી તે ભાષામાં 'ભળી' ગયો છે એમ કહેવાય નહિ.

ગુજરાતી ભાષામાં વચન બે છે. એકવચન અને બહુવચન. બહુવચનનો પ્રત્યય–ઓ ગણાય છે. અંગ્રેજીમાંથી આવેલા કેટલાક શબ્દો જોઈએ :

| | | | | | |
|---|---|---|---|---|---|
| Station | એ. વ. | Stations | બ. વ. | સ્ટેશનો | ગુજ. બ. વ. |
| Train | ,, | Trains | ,, | ટ્રેનો | ,, ,, ,, |
| Table | ,, | Tables | ,, | ટેબલો | ,, ,, ,, |

આ જ રીતે અરબી–ફારસીમાંથી આવેલા શબ્દોને પણ વચન-વિશિષ્ટ રીતે આપવામાં આવેલું છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખબર (અરબી) | એ. વ. | અખબાર | (બ. વ.) | ખબરો | ગુજ. બ. વ. |
| અમીર | ,, | ઉમરા | ,, | ઉમરાવો | ,, ,, |
| વલી | ,, | અવ્લિયા | ,, | ઓલિયાઓ | ,, ,, |
| હાલ | , | અહ્વાલ | ,, | અહેવાલો | ,, ,, |

આ ઉપરાંત આગંતુક શબ્દો જ્યારે વાકયરચનામાં પ્રવેશે છે ત્યારે વિભક્તિના પ્રત્યયો ભાષાના મૂળ શબ્દો લેતા હોય તે રીતે જ લે છે.

સ્ટેશનમાં, અમીરોને, અહેવાલ પર.

આગંતુક શબ્દ પર જાતિપ્રદાનની બીજી ક્રિયા થાય છે.

જાતિપ્રદાનની ક્રિયા નવાઈ લાગે તેવી છે. શબ્દ તેની મૂળ ભાષામાં ગમે તે જાતિમાં વપરાતો હોય પણ નવી ભાષામાં તેણે લેબાસ તો નવો જ પહેરવો પડે છે.

સ્ટેશન : નાન્યતર જાતિ.

એરોપ્લેન : ,, ,,

રૂમ : નરજાતિ અને નારીજાતિ.

મુકદ્દું : નાન્યતરજાતિ.

પકડો : નરજાતિ.

ટ્રેન : નારી જાતિ.

આ બધા શબ્દો તેની મૂળ ભાષામાં આ રીતે આ જાતિમાં વપરાતા નથી. અંગ્રેજીમાં જાતિ માટેની સરળ રીત છે જ્યારે ગુજરાતીમાં જાતિ પરંપરાથી રૂઢ થયેલી છે. અમુક શબ્દ અમુક જાતિમાં વપરાતો હોય છે. જાતિ કયાંક શબ્દમાં પેસી ગયેલી છે.

છોકર્+ઓ ( નરજાતિ )

છોકર્+ઈ ( નારીજાતિ )

છોકરૂ+ઉં (નાન્યતરજાતિ)

કોઈક શબ્દની ત્રણે જાતિ, કોઈકની બે જાતિ કે કોઈકની પરંપરાથી નક્કી થયેલ હોય તેવી રીતે ગુજરાતીમાં જાતિ ગણી શકાય. અંગ્રેજીમાં જાતિ શબ્દમાં સંલગ્ન નથી થતી પણ તેને પરંપરાથી રૂઢ કરવામાં આવેલી છે. જ્યારે અમુક શબ્દ ગુજરાતી ભાષામાં આવે છે ત્યારે બરાબર તેને સમાનાર્થ શબ્દ જે જાતિમાં વપરાતો હોય છે તે જાતિમાં સાધારણ રીતે આગંતુક શબ્દને વાપરવામાં આવી છે.

ગાડી નારી જાતિ માટે ટ્રેન નારીજાતિ.

વિમાન નાન્યતરજાતિ માટે એરોપ્લેન નાન્યતરજાતિ.

ઓરડો-અને ઓરડી બન્ને જાતિમાં વપરાતા હોય તો 'રૂમ' બન્ને જાતિમાં વપરાય.

ગુજરાતી ભાષામાં શબ્દની જાતિ ઘણીવાર શબ્દ સાથે સંલગ્ન હોવાથી અંત્ય ઉચ્ચાર આગંતુક શબ્દમાં જાતિપ્રદાન માટે ગણી લેવાય છે.

'રેડીઓ'–નરજાતિ. અંત્ય-'ઓ' ને કારણે જ તેની જાતિ 'નર' ગણાયેલ છે.

મુર્દેહ=મુડદું પણ.

પર્દેહ=પડદો.

અંત્ય ઉચ્ચાર જાતિ માટે કારક બને છે.

જાતિના સંભ્રમમાંથી કેટલાક શબ્દનું સર્જન થયું હોય તેમ લાગે છે.

બેબી: અંત્ય-'ઈ'ને કારણે આ શબ્દ નારીજાતિનો ગણાઈ જતાં તે 'છોકરી' ને માટે ગણાવા લાગ્યો. હવે છોકરા માટે આવો જ 'ઓ' કાર શબ્દ 'બાબો' પ્રચારમાં આવ્યો. અંગ્રેજીમાં Baby નો અર્થ 'બાળક' જ થાય છે. પછી એની જાતિ ગમે તે હોય.

## અર્થપરિવર્તન

આગંતુક શબ્દ પર આ બધી પ્રક્રિયા થયા પછી શબ્દ મૂળનો અર્થ યથાતથ જાળવી રાખે છે એવું પણ ઓછું બને છે.

'ખબર' અરબી ભાષાનો શબ્દ છે. તેનો અર્થ છે સમાચાર. 'ખબર'નું બહુવચન 'અખબાર' થાય. 'અખબાર' શબ્દ ગુજરાતીમાં પણ પ્રચલિત છે. સામાન્ય રીતે દૈનિક ખબર આપનાર છાપાને આપણે અખબાર કહીએ છીએ. પણ આ અર્થમાં 'અખબાર' શબ્દ ફારસીમાં ક્યાંયે પણ વપરાતો નથી.

ફારસીનો એવો જ એક બીજો શબ્દ છે ચૌગાન. ફારસીમાં 'ચૌલ' એટલે વાળેલું એવો અર્થ થાય છે. ગાન એ શબ્દ સાથે લાગેલો ફારસી પ્રત્યય છે. ખરી રીતે જોઈએ તો આનો અર્થ થાય છે હોકી કે પોલોની રમતમાં છેડેથી વાળેલી લાકડી. ફારસીમાં તે એ જ રીતે વપરાય છે. આ શબ્દ ગુજરાતીમાં વપરાય છે ત્યારે તેનો અર્થ થાય છે ચોગાન= મેદાન ખુલ્લી જગ્યા. ફારસીમાં જે રમત રમવાના સાધન તરીકે ઓળખાય છે તે શબ્દ રમત રમવાના સ્થળને આપણે લાગુ પાડીએ છીએ.

અંગ્રેજી શબ્દોના અર્થમાં પણ કેટલીક વાર આ સ્થિતિ પ્રવર્તે છે. સમયના માપનો એક ઘટક છે કલાક (૬૦ મિનિટ = ૧ કલાક). 'કલાક' શબ્દ અંગ્રેજી છે એમ પહેલી નજરે ભાગ્યે જ લાગશે. કારણકે 'કલાક'નું અંગ્રેજી આપણે hour કરીએ છીએ. મૂળમાં આ અંગ્રેજી Clock છે. એનો અર્થ થાય છે ઘડિયાળ. ઘડિયાળનો નામ દર્શક શબ્દ તેના સમયના માપ માટે વપરાતો થયો. આજે તે શબ્દ મૂળમાં અંગ્રેજી છે તેવી ભ્રાંતિ પણ ભાગ્યે જ થશે.

એક વધુ ઉદાહરણ જોઈએ, 'મહલ્લ' શબ્દ ફારસી છે. તેનો અર્થ છે ઉતરવાની એક સામાન્ય જગ્યા. ગુજરાતી ભાષામાં આ શબ્દ ખાસ મકાન માટે વપરાતો થયો. 'રાજમહેલ' જેવા શબ્દમાં રાજાને રહેવાનું ખાસ મકાન તેવો અર્થ થાય છે.

એક ભાષાનો શબ્દ આ રીતે બીજી ભાષામાં આવતાં ધ્વનિ-પ્રક્રિયા, વ્યાકરણી પ્રક્રિયા અને અર્થપરિવર્તનની પ્રક્રિયામાંથી પસાર થઈ છેવટ આવે છે. આમાં મૂળ ભાષાનું શું અને કેટલું રહ્યું તે પ્રશ્ન છે.

શબ્દના અર્થમાં આવાં પરિવર્તનો શાથી થઈ જાય છે તેનાં કારણો સમજવાં ઘણીવાર મુશ્કેલ થઈ પડે છે. કોઈક વાર આપણે અનુમાન કરી શકીએ છીએ. ઘણીવાર ભાષા શીખનારની ઓછી સમજ કે ઉતાવળિયા નિર્ણયનું પણ આ પરિણામ હોઈ શકે. કોઈવાર ખોટો સંબંધ બંધાઈ જતો હોવાથી અમુક અર્થ પ્રચારમાં આવે છે અને પરિણામે તેજ અર્થ રૂઢ થઈ જાય છે.

અંગ્રેજીમાં આવો Meat શબ્દ છે. તેનો અર્થ થાય છે 'માંસ' કે 'માંસવાળું ભોજન.' હવે એવું બન્યું હોય કે અંગ્રેજી ભાષાના થોડા ઓછા પરિચયવાળી વ્યક્તિને આવા ભોજનના કેટલાક પ્રસંગમાં હાજર રહેવાની તક મળી હોય. જ્યારે જ્યારે તે હાજર હોય ત્યારે ત્યારે ભોજનમાં 'માંસ' પીરસાયું હોય તો Meat સાથેનો તેનો અનુબંધ 'માંસ યુક્ત ભોજન' એવો બંધાયો હોય. પરિણામે Meatનો અર્થ પલટાઈ ગયો હોય તે સંભવિત છે.

અવેસ્તા અને સંસ્કૃત ભાષા બન્ને એક જ મૂળની બે શાખાઓ છે. બન્ને વચ્ચેનો સંબંધ પાછળની ભૂમિકાએ જઈએ તો બહુ દૂરનો ગણાય તેવો નથી. ઋગ્વેદ કાળનું સંસ્કૃત અને અવેસ્તાની ગાથાઓની ભાષા વચ્ચે બહુ જ ઓછું અંતર છે. સંસ્કૃતમાં 'અસુર'નો અર્થ થાય છે રાક્ષસ જ્યારે અવેસ્તામાં 'દેવ'નો અર્થ થાય છે રાક્ષસ. બન્નેમાં આવો અર્થ વિપર્યય થવાનું કારણ અજ્ઞાન કે ગેરસમજુતી ન હોઈ શકે. આપણે કોઈક અનુમાન કરી શકીએ. બન્ને આર્યકુળની શાખાઓ છે. એક શાખા ઈરાનમાં વસી ગઈ જ્યારે બીજી શાખા ભારતમાં આવી. બન્નેનાં ધર્મ અને સંસ્કૃતિ એક જ પ્રકારનાં છે.

દૂર પડેલી આ શાખાઓ વચ્ચે કોઈ ધાર્મિક વૈમનસ્ય થયું હોય કે કોઈ સાંસ્કૃતિક ઝગડો પડ્યો હોય તે બનવાજોગ છે. આને પરિણામે અસુર-પૂજકોને ખરાબ કરવા ભારતીય આર્યોએ અસુરનો અર્થ રાક્ષસ કર્યો. જ્યારે દેવપૂજકોને ખરાબ કરવા અસુરપૂજકોએ દેવનો અર્થ રાક્ષસ કર્યો. અર્થમાં થતા ફેરફારનાં કારણો તપાસવા જેવાં ખરાં.

આ બધો વિધિ થયા પછી પારકી ભાષામાંથી લીધેલો શબ્દ બરાબર ભાષામાં આવ્યો ગણાય. છતાં એક ભાષામાંથી બીજી ભાષામાં શબ્દ આવે છે એટલે ખરેખર તો શું આવે છે તે વિચારવા જેવું છે.

"ગોળી" આ શબ્દના બદલે આપણે એક અંગ્રેજી શબ્દ વાપરતા થઈએ. હવે આ શબ્દને આપણે ક્યાં ક્યાં મૂકી શકીશું?

ગોળી : Pill

વૈદ આપે છે તે ગોળી.

બાળાગોળી

બંદૂકની ગોળી

પાણીની ગોળી

બ્રાહ્મણ ખાય છે તે ગોળી

બાળકો રમે છે તે ગોળી.

આમાંથી કેટલે ઠેકાણે Pills આવી શકશે? ગુજરાતીમાં જેમ 'ગોળી'ની એક સંદર્ભસૃષ્ટિ છે તેમ અંગ્રેજીમાં પણ Pills માટેની એક સંદર્ભસૃષ્ટિ છે. અર્થ શબ્દમાં નથી પણ શબ્દ જે સંદર્ભમાં વપરાય છે તેમાં છે. કોઈ ભાષા અપનાવે છે ત્યારે પારકી ભાષામાંથી શબ્દ જ. બધા સંદર્ભો અપનાવવાનું શક્ય જ નથી. સંદર્ભ વિના માત્ર શબ્દ ઉપાડી લેવાથી તેના અર્થનો એકાદ નાનકડો અંશ જ મળતો આવે છે બાકી તે સિવાય આ શબ્દનો કશો જ ઉપયોગ થતો નથી.

અંગ્રેજી ભાષામાં Chair શબ્દની એક સંદર્ભ સૃષ્ટિ છે. તેમાંથી ગુજરાતીમાં Chair શબ્દ આખો ઉપાડી લેવા છતાં ગુજરાતી ભાષકો ભાગ્યે જ તેનો ઉપયોગ કરી શકશે.

Meeting was held aud Mr. X was in Chair. Chairman.

આમાંથી કેટલા અને કેવા સંદર્ભો આપણે લઈ શકીએ છીએ?

**દ્વૈભાષિકતાની અસર**

દ્વૈભાષિકતાને કારણે એક ભાષામાંથી બીજી ભાષામાં શબ્દો પ્રવેશે, પણ તેનું ખરું કામ અમુક શબ્દો આપવા કે લેવા ઉપર નથી. દ્વૈભાષિકતા વાસ્તવમાં એક ભાષાનો સમસ્ત ઢાંચો બદલી નાખે છે. એ જ ભાષાના શબ્દોમાં નવો અર્થ ભરી કાઢે છે. અરબી –ફારસીની અસરને પરિણામે ગુજરાતી ભાષા પર શી અસર થઈ તે અભ્યાસ વધારે મહત્ત્વનો ગણાય. અંગ્રેજીની દ્વૈભાષિકતાની અસર પછી ગુજરાતી ભાષાનો વિચારો વ્યક્ત કરવાનો ઢાંચો બદલાઈ ગયો છે. નર્મદના જ સમયનો એક ગદ્યપરિચ્છેદ અને આજના યુગનો તેવો એકાદ પરિચ્છેદ લઈ તેમને સરખાવતાં તરત જ ખ્યાલ આવશે.

દ્વૈભાષિકતાને પરિણામે એક ભાષાના શબ્દોના અર્થમાં પરિવર્તન થઈ જાય છે. આવા શબ્દોને મૂળ ભાષાના શબ્દો ગણવા કે આગંતુક શબ્દો ગણવા તે વિચારવા જેવો પ્રશ્ન છે.

'વીજળી' એ સંસ્કૃત પરથી વ્યુત્પન્ન થઈ આજે ગુજરાતીમાં વપરાય છે. આ શબ્દનો અર્થ અઢારમી સદીના ભાષકના મનમાં હતો તે આજે ફરી ગયો છે. ઇલેક્ટ્રિસિટીની શોધે તેમાં નવો અર્થ ભર્યો છે. 'અણુ' શબ્દ મૂળ સંસ્કૃત છે પણ અણુવિજ્ઞાનના વિકાસ પછી એ શબ્દ હવે જુદા જ અર્થમાં પ્રયોજાય છે. 'પગથી' આ શબ્દ છે ગુજરાતી પણ Footpathના અર્થમાં પ્રયોજાય છે અંગ્રેજીના પરિચય પછી.

Skylark = ગગનચૂંબી.

The Steps will be taken against you = તમારી સામે પગલાં લેવામાં આવશે.

આ અને આવા પ્રયોગો ગુજરાતી ગણવા કે અંગ્રેજી ?

દ્વૈભાષિકતના બળને પ્રચ્છન્ન બળ તરીકે ગણાવી શકાય. અજ્ઞાત રીતે આ બળ નિરંતર કામ કરતું હોય છે અને ભાષાના ચાલુ ચીલાને ધીરે ધીરે બદલ્યા કરતું હોય છે. દ્રવિડી-મૂંડા ભાષાના પરિચય અને સંપર્કને લીધે જ સંસ્કૃત ભાષામાં થયેલા ધ્વનિપરિવર્તનથી મૂર્ધન્ય ઉચ્ચારો વિકસી શકયા હતા. આમ દ્વૈભાષિકતા ભાષાની લઢણો બદલી નાખે છે.

જે અરસામાં ગુજરાતી ભાષાને ફારસીનો સંપર્ક થયો તે ગુજરાતીની મધ્યકાલીન ભૂમિકા હતી. મધ્યકાલીન ભૂમિકામાં પ્રવર્તતા ધ્વનિવ્યાપારો અને ભાષાની લઢણો પ્રમાણે આગંતુક શબ્દોમાં ફેરફાર થતા ગયા છે.

ગુજરાતી વાકયરચનાની એક લઢણ એવી છે કે વિશેષણ વિશેષ્યની પહેલાં આવે છે. ફારસી ભાષાની લઢણ ગુજરાતી કરતાં જુદી જાતની છે. તેમાં વિશેષ્ય પહેલાં અને વિશેષણ પછી આવે છે,

કૈદે આસાન.

કારકુને અવ્વલ.

આ સામાસિક શબ્દો ગુજરાતી ભાષામાં તેની આગવી લઢણ પ્રમાણે જ પ્રવેશ્યા છે.

આસન કેદ.

અવલ કારકુન.

ફારસી ભાષાના ઉચ્ચારણની વ્યવસ્થામાં તે સમયની ગુજરાતી ભાષાના ઉચ્ચારણની વ્યવસ્થા પ્રમાણે કેટલાક ફેરફારો થયા છે. ગુજરાતી

ઉચ્ચારણમાં ગ્લૉટલ સ્ટૉપ નથી. આવા ઉચ્ચારણોનો ફેરફાર જુદી રીતે થયો છે.

બઅદ > બાદ

તઅલીમ > તાલીમ

મુઅલ્લિમ > માલમ

મુઅરફિત > મારફત

ગુજરાતીની એ સમયની ભૂમિકામાં ઇ > અ અને ઉ > અ આ પરિવર્તન થયેલ છે. ફારસીમાંથી આવેલ આ શબ્દો પર આ ધ્વનિપરિવર્તનની અસર થયેલી છે.

મૌસિમ > મોસમ

ગિલાફ > ગલેફ

ચિરાગ > ચેરાગ

વારિસ > વારસ

ઉ > અ

ફાનુસ > ફાનસ

મુરદેહ > મડદું

તુરેહ > તોરો

ઐ > એ

મૈદાન > મેદાન

હૈવાન > હેવાન

પૈદાઇશ > પેદાશ

ઔ > ઓ

કૌલ > કોલ

મૌસિમ > મોસમ

નૌકર > નોકર

દૌલત > દોલત

ગુજરાતીની આ ભૂમિકામાં ઐ>એ અને ઔ>ઓ એવું ધ્વનિપરિવર્તન થતુ હતું. આ પરિવર્તનની અસર નવી ભાષાના આગંતુક શબ્દો પર પણ પડે છે.

'ર' પછી દંત્યસ્થાનનો વ્યંજન આવે તો વૈરૂપ્ય થાય છે. વૈરૂપ્ય એટલે એક જ સરખા સ્થાનપ્રયત્નના બે ઉચ્ચારણોમાંથી એકને જુદા સ્થાનનો બનાવી દેવો, 'ર' અને 'દ' બન્ને ઉચ્ચારણો દંત્ય સ્થાનના છે તેથી 'ર'ના ઉચ્ચારણમાં ફેરફાર કરી તેને 'ડ' કરી નાખ્યો છે

મુર્દેહ > મુડદું

પર્દેહ > પડદો

ઝરબેસલ્લાક > જડબેસલાખ

ગુજરાતીમાં બે સ્વરની વચ્ચે ન આવે તો 'ન'નો -ણ- થઈ જાય છે. આ પરિવર્તન આગંતુક શબ્દોને પણ લાગુ પડે છે.

મેહનતાના > મહેનતાણું

સાલિયાના > સાલિયાણું

કરિયાના > કરિયાણું

મધ્યકાળની ગુજરાતી ભાષાની એક બીજી પ્રક્રિયા છે શ>સ કરવાની. આ પરિવર્તન ફારસીમાંથી આગંતુક શબ્દોમાં પણ ચાલુ રહે છે.

કિશમિશ < કિસમિસ

ચાશની < ચાસણી.

શાલિયાના < સાલિયાણું.

## વ્યાકરણી પ્રક્રિયા

કેટલીક ચર્ચા આ વિષય ઉપર થઈ ગઈ છે. શબ્દ પર જ્યારે વ્યાકરણી પ્રક્રિયા થાય ત્યારે તે ભાષામાં શ્લિષ્ટતાથી સમાઈ ગયો કહેવાય. વચન અને જાતિનું પ્રશ્ન થાય છે તે વ્યાકરણી પ્રક્રિયા છે. આ ઉપરાંત શબ્દમાં વિવિધ અર્થછાયાઓ ઊભી કરવા માટે વપરાતા પ્રત્યયો પણ તેને લગાડવામાં આવે છે.

હજામડી : 'ડી' પ્રત્યય ગુજરાતી છે. જાતિ બદલવા માટે લગાડવામાં આવેલો આ એક સ્વાર્થિક પ્રત્યય છે.

ગરીબ : ગરીબાઈ : 'આઈ' પ્રત્યય ગુજરાતી છે.

ફારસી ભાષામાંથી જેમ શબ્દો લેવામાં આવ્યા છે તે રીતે તે ભાષાના કેટલાક પ્રત્યયો પણ સ્વીકારવામાં આવેલા છે. આ પ્રત્યયો (પૂર્વગ-ઉપસર્ગ વગેરે) માત્ર ફારસી શબ્દોને જ લગાડાય તેવું નથી. ગુજરાતી ભાષાના કેટલાક શબ્દોને આ જ પ્રયોગો લાગુ કરવામાં આવે છે.

દેણુ – દેણુગી
લેણુ – લેણુગી

આમ ગુજરાતી અને ફારસી શબ્દપ્રત્યયનો સંકર પણ જોવા મળે છે.

એવો જ બીજો ફારસી Prefix છે 'સર'. ફારસી શબ્દોમાં આ પ્રત્યય લાગે છે. જેમકે 'સરસુબા'–સુબામાં મુખ્ય તે. તેના પરથી આ Prefix ગુજરાતી શબ્દને પણ લગાડવામાં આવે છે.

સરપંચ : પ્રત્યય ફારસી, શબ્દ ગુજરાતી.

*આ બધા પ્રત્યયો યોગ્ય રીતે અથવા સમજીને જ લગાડવામાં આવતા હતા એવું નથી.*

પાનદાની : પાન રાખવાનું. તેના પરથી મચ્છરદાનીઃ આનો અર્થ શો કરવો ?

ગુજરાતીમાં વાક્યના સંયોજક તરીકે હંમેશાં 'જે' વપરાતો. હવે 'જે' વપરાતો નથી પણ સંયોજક તરીકે 'કે' વાપરીએ છીએ. આ 'કે' પણ મૂળમાં ફારસી છે અને તે મરાઠી દ્વારા મળ્યો છે.

ફારસી ભાષાના પ્રમાણમાં અંગ્રેજી ભાષાનો પરિચય બહુ લાંબો ન કહેવાય. વધુમાં વધુ દોઢસો વર્ષનો આ પરિચય. સમયના કારણે અંગ્રેજી ભાષાના શબ્દો ફારસી જેટલા ગુજરાતીમાં નહિ મળે. અંગ્રેજી ભાષાનાં ઘણાં તત્ત્વો ગુજરાતી કરતાં તદ્દન નિરાળાં છે. એમાંથી લેવા ધારીએ તો પણ ઘણું મુશ્કેલ છે. પણ અંગ્રેજી ભાષાના સંપર્કની અસર શબ્દો કે ધ્વનિ કરતાં ગુજરાતી ભાષાની લઢણ બદલવા તરફ વિશેષ છે. વાક્યનું બંધારણ અને તેની રચનામાં થયેલા ફેરફારો અંગ્રેજીની દ્વૈભાષિકતાને કારણે છે.

અંગ્રેજી ભાષાની એક બીજી પ્રચ્છન્ન અસર નોંધવી જોઈએ. એનું વલણ નવા શબ્દો આપવા કરતાં આપણા જ શબ્દોના અર્થમાં પરિવર્તન કરવા તરફ વિશેષ છે.

ચલચિત્ર

ગગનચુંબી

આગગાડી

આગબોટ

આ અને આવા અપરંપાર શબ્દો ગુજરાતી ભાષાના જ છે પણ જે સંદર્ભમાં આજે તે વપરાય છે; એમાં આજે જે અર્થ છે તે અર્થ-અંગ્રેજી ભાષાના પરિચય પહેલાં કદી હતો જ નહિ. આ સંદર્ભો જ તદ્દન નવા છે. છેલ્લા સો વર્ષમાં અર્થમાં થયેલું જબરદસ્ત પરિવર્તન અંગ્રેજી ભાષાના પરિચયને આભારી છે. આ બધા

શબ્દોને આપણા પોતાના જ ગણવા કે આગંતુક ગણવા તે એક પ્રશ્ન છે.

વાસ્તવમાં આ બધા શબ્દો કે પ્રયોગો (જેમકે 'તમારી સામે પગલાં લેવામાં આવશે' આ રચના The Steps will be taken against you નો ચોખ્ખો તરજુમો છે) તદ્દન નવા છે. ગુજરાતી ભાષામાં આ શબ્દો કદી આ અર્થમાં પ્રયોજાતા નહોતા કે આવા પ્રયોગો થતા ન હતા. આ શબ્દો અને પ્રયોગોને આગંતુક શબ્દ તરીકે જ ગણવા જોઈએ.

ભાષાના પ્રવાહમાં સાતત્ય છે. તેમાં આવી અનેક નવી બાબતો ભળતી આવે છે અને ભાષા તેની 'નૂતનતા' સિદ્ધ કરતી રહે છે. જો તેમાં કશું નવું આવી શકે તેની કોઈ શક્યતા ન રહે તો ભાષા બંધિયાર બની જાય. સંસ્કૃતિમાં થતાં નવાં પરિવર્તનોને ઝીલવા તે અસમર્થ બની જાય. ભાષા દર પગલે પરિવર્તન પામતી જાય છે. ધ્વનિ અને અર્થનું પરિવર્તન ચાલતું જ રહે છે.

## ૮. ધ્વનિપરિવર્તન

**ભાષાનો** પ્રવાહ સતત અને અસ્ખલિત છે. સમાજમાં વાગ્વ્યવહાર કદી અટકતો નથી. જો વાગ્વ્યવહાર અટકે તો પરિવર્તન શક્ય નથી. પણ વાગ્વ્યવહાર સંપૂર્ણપણે કદી અટકી શકે નહિ. દરેક ઉચ્ચારણ વેળા ભાષક પરિવર્તનની કિનારી પર છે. ભાષા અસ્ખલિત છે તો પરિવર્તન સતત છે.

ભાષામાં થતું પરિવર્તન અનુમાનથી જ તારવી શકાય છે. ભાષામાં રહેલા બોલીભેદો પરથી અનુમાન કરી શકાય છે કે પરિવર્તન થાય છે. દૂરના ભૂતકાળથી આજસુધી આ ઘટનાનું સાતત્ય જોઈ શકાય છે. ભૂતકાળનો કોઈ ભાષક હાજર નહિ હોવા છતાં પણ આપણે કહી શકીએ છીએ કે ભૂતકાળમાં પણ આ પ્રક્રિયા ચાલુ હતી. Classical સંસ્કૃતના સમયમાં પણ આવા બોલીભેદો હતા. હેમચંદ્રે નોંધેલા અનેક વિકલ્પો (જેમકે સંબંધક ભૂતકૃદંત માટે નોંધેલા પિ, પ્પિ, પિણું, પ્પિણું, વગેરે વિવિધ રૂપો) એક ભાષામાં એક જ સ્થળે પ્રચલિત હોય તે બનવાજોગ નથી. આજે બોલતી ભાષામાં અનેક પ્રાંતિક ભેદો જોઈ શકાય છે તે પરિવર્તનની પ્રક્રિયાનાં સૂચક ચિહ્નો છે.

ભાષામાં ત્રણ રીતે પરિવર્તન થાય છેઃ

(૧) ધ્વનિઘટકોનું પરિવર્તન.

(૨) સાદૃશ્યમૂલક પરિવર્તન.

(૩) અર્થમાં થતું પરિવર્તન.

ધ્વનિપરિવર્તન ભાષાની સિદ્ધ ઘટના છે. જૂની Text ભેગી કરતાં આજની ભાષા સાથે તેની તુલના કરીએ તો ધ્વનિઘટકોમાં થતી હેરફેર તરત કળી શકાય છે. પરિવર્તન થાય છે ત્યારે પરિવર્તન કરનારાઓને તેની ખબર હોતી નથી પણ કાળની બહાર ઊભાં રહી જોઈએ ત્યારે તે જોઈ શકાય છે. આજે પરિવર્તનની કઈ દિશામાં આપણે જઈ રહ્યા છીએ તેની આપણને ખબર પડતી નથી. ભવિષ્યનો ભાષાશાસ્ત્રી જ તે કહી શકે. અશોકનો શિલાલેખ અને આજની ભાષા વચ્ચે એક રેખા દોરીએ તો રેખાનું દરેક બિંદુ એ પરિવર્તનનું કારણ છે.

### ધ્વનિપરિવર્તનનું સ્વરૂપ

ભૂતકાળમાં થયેલાં ધ્વનિપરિવર્તનને આધારે પરિવર્તનનું સ્વરૂપ જોવા પ્રયાસ કરીએ.

મઉડઉ > મોડો

પઇસઇ > પૈસે

કઉડા > કોડા

કઉણ > કોણ

ભઈંસિ > ભેંશ

આ ઉપરથી આપણે એક વિધાન કરી શકીએ કે ભૂતકાળમાં અઈ > એ, અઉ > ઓ આવું એક પરિવર્તન થયું. નામ હોય કે ક્રિયાપદ, ધ્વનિઘટકનું પરિવર્તન વ્યાકરણી મોભાથી પર રહી બધે જ એકસરખું થયું છે. પરિવર્તન કોઈ અમુક શબ્દ પૂરતું મર્યાદિત નથી, તે સાર્વત્રિક થયું છે.

એક બીજું પરિવર્તન જોઈએ.

કમ્મ > કામ

હથ્થ > હાથ

મક્ખિઆ > માખી

સત્ત > સાત

આ દાખલાઓ પરથી દેખાય છે કે ગુજરાતી ભાષામાં એક એવી ભૂમિકા હતી કે જ્યારે શબ્દમાં રહેલો બેવડો વ્યંજન એકવડો બને છે અને આમ થતાં તેની પૂર્વે આવેલો સ્વર દીર્ઘ બને છે.

આ પ્રકારના ભાષાકીય પરિવર્તનને ધ્વનિપરિવર્તન અને તેમાં દેખાતા પારસ્પરિક સંબંધોને ધ્વનિનિયમો Phonetic laws કહેવામાં આવે છે. નરસિંહરાવ તેને ઉત્સર્ગ કહે છે.

## પરિવર્તનનાં કારણો

વ્યવહારની ઘનતાનો સિદ્ધાંત એ ધ્વનિપરિવર્તનના પાયામાં છે. પરિવર્તનનું ચાલક અને ધારક બળ સમાજ છે. સમાજ એ વ્યક્તિઓનું ગમે તેમ ફરતું ટોળું નથી પણ વ્યક્તિઓના સંબંધોની તેમાં જુદી જુદી શ્રેણીઓ હોય છે. આ દરેક સંબંધમાં વ્યક્તિનો વાગ્વ્યવહાર જુદો પડે છે. વ્યક્તિ દરેક વર્તુળ સાથે પણ એક સરખા વાગ્વ્યવહારના સંબંધથી જોડાયેલ નથી પણ દરેક વર્તુળ સાથે તેનો વાગ્વ્યવહાર જુદો જુદો હોય છે. એક વ્યક્તિનો વાગ્વ્યવહાર બીજી વ્યક્તિને સમરેખ હોતો નથી.

આનું એક પરિણામ એ આવે છે કે વ્યક્તિના શ્રુતિચિત્રો પર ઉચ્ચારણના સ્થાનપ્રયત્નો પરતું નિયમન એકસરખું રહેતું નથી. ભૌગોલિક કારણોસર પણ એક ભાષાસમાજના દરેક દરેક ભાષકનો વાગ્વ્યવહાર પરસ્પર એકસરખો રહી શકે તે શક્ય નથી. વાગ્વ્યવહારની શક્યતા જેમ ઓછી તેમ ઉચ્ચારણો પરતું નિયમન ઓછું. નિયમન ઓછું થતાં ઉચ્ચારણની નવી ભંગિઓ સરજાવાની.

ઉચ્ચારણની નવી ભંગિઓ સરજાતાં ભાષામાં ધીરે ધીરે પરિવર્તન

થાય છે. ધ્વનિઓનું પરિવર્તન ધીરે ધીરે ધ્વનિઘટકના પરિવર્તનમાં પરિણમે છે. પરિવર્તન માટે આબોહવા કે જિહ્વાદોષ જેવાં કારણો જવાબદાર નથી પણ સમસ્ત ભાષાસમાજ, જેમાં વ્યવહારની ઘનતા એક સરખી નથી તે પોતે જ જવાબદાર છે. પરિવર્તન માટેનું સાધક બાધક કારણ વ્યક્તિમાં નહિ, સમસ્ત સમાજમાં પડેલું છે કોઈ એક વ્યક્તિ ઉચ્ચારણમાં કે તેના પરિવર્તનમાં વ્યક્તિગત રીતે કશો ફાળો આપી શકે તે માનવા જોગ નથી. અંગ્રેજી ભાષાનું અત્યારનું સ્વરૂપ જે રીતે ઘડાયું છે તેમાં કોઈ વ્યક્તિનો ફાળો ગણાવવો તે યોગ્ય જ નથી. શેક્સપિયર ન થયો હોત તો પણ અંગ્રેજી ભાષાનું હાલ જે સ્વરૂપ છે તે જ હોત. કાલિદાસ ન હોત તો પણ સંસ્કૃત ભાષાનું જે સ્વરૂપ છે તે જ રહ્યું હોત. સમાજગત વ્યવસ્થામાં વ્યક્તિ પોતાનો ફાળો ગણાવી શકે નહિ.

ઉચ્ચારણ અને ઉચ્ચારણના ઘટકને આપણે phoneme ના સિદ્ધાંતથી જુદું તારવીએ છીએ. ઉચ્ચારણોમાંથી ધ્વનિઘટકો બને છે. પરિવર્તન થાય છે ત્યારે આ ધ્વનિઘટકોનું પરિવર્તન થાય છે. ઉચ્ચારણ જ્યારે જુદા ધ્વનિઘટકમાં પરિણમે છે ત્યારે ધ્વનિપરિવર્તન થયું છે તેની ખબર પડે છે. બીજા શબ્દોમાં કહીએ તો આ પરિવર્તનનો આધાર ઉચ્ચારમૂલક છે પણ તે માત્ર ઉચ્ચાર ઉપર આધાર રાખતું નથી, પણ ભાષાની વ્યવસ્થાના પલટા પર આધાર રાખે છે ઉચ્ચારણ એનું એ રહે પણ ભાષાની વ્યવસ્થા બદલાઈ ગઈ હોય તો પણ ધ્વનિ-ઘટકનું પરિવર્તન થયું ગણાય. જેમકે

ક > ચ

એક કાળે આ બન્ને ઘટક એક હતા પણ ભાષાની એક ભૂમિકા પર પહોંચતાં ક > ચ આવું એક પરિવર્તન મળે છે.

કેમ > ચ્યમ

ક્યાં > ચ્યાં

'ક'નું ઉચ્ચારણ અમુક ધ્વનિઘટકમાં થયું. ઉચ્ચારણ ફરે છે છતાં સંદર્ભની મદદથી સાંભળનારે તે પરિવર્તન પામેલા ઉચ્ચારણની નોંધ લીધી નહિ. અન્ય વ્યક્તિઓ દ્વારા પણ આ ફેરફાર સાંખી લેવાયો. એક ભાષાસમાજમાં વસતા લોકો વડે આ ફેરફાર સહ્ય થતાં જ પરસ્પર સંપર્ક દ્વારા આ પરિવર્તન વધુ વ્યાપક બને છે. ઉચ્ચારણમાં જ્યાં જ્યાં 'ક' આવે ત્યાં ત્યાં 'ચ' ઉચ્ચારણ થવાનું. અમુક સ્થળે, અમુક કાળે જે અમુક ઉચ્ચારણ વિષયક ફેરફારો થયા તે સ્વીકારાયા, પ્રચલિત બન્યા. આજ અરસામાં સ્વરાંતર્ગત મહાપ્રાણનો અલ્પપ્રાણ ઉચ્ચાર થવાનું પરિવર્તન પણ થયું. પરિણામે કેટલાક ખ>ક થયા. ઉચ્ચારણમાં 'ક' ફરી અસ્તિત્વમાં આવે છે. પણ આ પહેલાં 'ક' (ક>ચ) કરતાં જુદું જ ધ્વનિઘટક છે એમ સ્વીકારવું પડશે.

## ધ્વનિપરિવર્તનની પ્રક્રિયા

ધ્વનિઘટકમાં થતું પરિવર્તન સ્થૂળ રીતે પણ સહેલાઈથી જોઈ શકાય છે. જુદા જુદા યુગના સાહિત્યિક પૂરાવાઓ પરથી કહી શકાય કે પરિવર્તન થાય છે. છેલ્લા બે હજાર વર્ષમાં થયેલું પરિવર્તન સાહિત્યને આધારે આપણે આ રીતે બતાવી શકીએ:—

येन खाद्यं आनितम्।

जेण खज्जं आणियम्।

जिणि खज्जउ आणिउं।

जिणइ खज्जु आणिउं।

જેણે ખાજુ આણ્યું.

છેલ્લા બે હજાર વર્ષમાં એક વાક્યનું થયેલું આ ક્રમિક પરિવર્તન છે. આ ભેગા કરેલા નમૂનાઓને આધારે જોઈએ કે પરિવર્તન શાને થાય છે ?

વાક્યો પર નજર નાખતાં જ સમજાય છે કે ધ્વનિઘટકોમાં પરિવર્તન થાય છે.

य>ज

બે સ્વરની વચ્ચે આવેલા न>ण થાય છે.

ધ્વનિઘટકોમાં થયેલું આ પરિવર્તન છે. પણ ધ્વનિઘટકોનું પરિવર્તન માત્ર ત્યાંથી જ અટકતું નથી. કે આ પરિવર્તન માત્ર ધ્વનિપૂરતું મર્યાદિત નથી. ઘટકનું પરિવર્તન થતાં જ ધ્વનિઘટકો અને તેની વ્યવસ્થા પર આધાર રાખતું વ્યાકરણનું પરિવર્તન શરૂ થાય છે. ધ્વનિઘટકનું પરિવર્તન એકલદોકલ નથી. એ માત્ર પરિવર્તન નહિ પણ પરિવર્તનની પ્રક્રિયા છે. એક પરિવર્તન થતાં તેની બીજી પ્રક્રિયા શરૂ થાય છે. ધ્વનિઘટકો બદલાતાં વ્યાકરણની વ્યવસ્થામાં પરિવર્તન કરવું પડે છે.

'आनितम्'માં મૂળ ક્રિયાપદ તો નિ–નય છે. આ તેની આગળ લાગેલો ઉપસર્ગ છે પણ 'આણ્યું'માં મૂળ ધાતુ જ 'આણ્' છે. સંસ્કૃત કાળનો ધાતુની પૂર્વે લાગતો ઉપસર્ગ અહીં ધાતુના અંગરૂપ બની જાય છે એટલે સંસ્કૃત અને ગુજરાતી ભાષાના વ્યાકરણની સૂઝ જ બદલાઈ ગઈ છે. આ ધ્વનિપરિવર્તનનું પરિણામ છે.

ધ્વનિપરિવર્તનને કારણે શબ્દોનો અર્થ પણ બદલાઈ જાય છે. સંસ્કૃતમાં खाद્ય ખાવાના કોઈપણ પદાર્થને માટે લાગુ પાડી શકાય છે. જ્યારે ગુજરાતીમાં 'ખાજું' એ ખાવાનો એક વિશિષ્ટ પદાર્થ બની જાય છે. ધ્વનિપરિવર્તન એ પરિવર્તનની પ્રક્રિયા છે. એની બીજી અસરથી અર્થની સૂઝ પણ બદલાઈ જાય છે.

આ ત્રણે પરિવર્તન એક સાથે ચાલે છે કે એક બીજાથી ભિન્ન ભિન્ન અને સ્વતંત્ર રીતે તે પણ એક તપાસનો વિષય છે. આ બધો ફેરફાર એકસામટો આવી પડે છે ત્યારે પરિવર્તનનું ભાન થાય છે. ધ્વનિપરિવર્તનને પરિણામે સંસ્કૃત ભાષાના સંધ્યક્ષરો સાદા થયા.

ધ્વનિમાં થયેલું આ એક પરિવર્તન હતું પણ તેને પરિણામે પ્રાકૃત ભાષામાં આવતાં વ્યાકરણની સૂઝ બદલવી પડી.

ऐ > એ, औ > ઓ

ऐरावत > એરાવત

कैलास > કેલાસ

कौमुदी > કોમુઈ

कौपिन > કોપિન

સંધ્યક્ષરો ભાષામાંથી ગયા. પણ તેનું આડકતરું પરિણામ એ આવ્યું કે ભાષાના વ્યાકરણ સંબંધે નવેસરથી વિચાર કરવો પડે. જેમકે સંસ્કૃત ભાષાનું દ્વિવચન 'औ' સંધ્યક્ષર પર આધારિત હતું.

रामौ देवौ,

પહેલી વિભક્તિ એકવચનમાં વિસર્ગ થતો. આ વિસર્ગ 'ओ'-કાર રૂપે પ્રચલિત હતો. रामः रामो, देवः–देवो. પ્રાકૃત ભાષાની પહેલી ભૂમિકા પર આવતાં देवो અને रामो રૂપો પ્રચારમાં રહે છે, હવે દ્વિવચન પણ એવું જ બની ગયું.

रामौ > रामो

देवौ > देवो

પરિણામે આ રૂપો આવાં થયાં.

देवो देवो देवा

रामो रामो रामा

આ રૂપોમાં એકવચન અને દ્વિવચન વચ્ચે કોઈ ભેદ જળવાયો નથી. બન્નેના ધ્વનિઘટકો એક બની ગયા. તેથી ભાષામાં આ બન્ને વચ્ચેના વપરાશમાં સંભ્રમ ઊભો થયો. પરિણામે દ્વિવચનની હસ્તિ જોખમાઈ ગઈ. આજના ગુજરાતી ભાષાના કાળ પર આવતાં દ્વિવચન

ક્યાંયે દેખાતું નથી. આ એકાએક કે અચાનક ઊડી ગયું નથી. પણ ક્રમમાં જ ભાષામાંથી લુપ્ત થઈ ગયું છે. આમ થવાનું કારણ ધ્વનિઘટકોનું પરિવર્તન છે.

ધ્વનિપરિવર્તનનો બીજો પ્રત્યાઘાત વિભક્તિ પર આવ્યો. સંસ્કૃત કાળની સાત વિભક્તિઓ પર ધ્વનિપરિવર્તનની અસર થતાં પહેલી અને બીજી, ત્રીજી અને સાતમી, ચોથી અને છઠ્ઠી વિભક્તિઓ કાળક્રમે એક થઈ ગઈ. એના વપરાશમાં ફરી ગોટાળો શરૂ થયો. અશોકના શિલાલેખમાં ચોથી અને છઠ્ઠી વિભક્તિ વચ્ચેનો આ સંભ્રમ તરત દેખાઈ આવે છે. આ ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે કે ધ્વનિપરિવર્તનની પાછળ વ્યાકરણી પરિવર્તન પણ આવે છે; કારણકે ભાષાને જોવા સમજવાની સમગ્ર દૃષ્ટિમાં પરિવર્તન કરવું જરૂરી બને છે. ધ્વનિપરિવર્તનના આંદોલનની અસર વ્યાકરણ પર પડે જ.

પ્રાકૃત ભાષાની પહેલી ભૂમિકા પર સંધ્યક્ષરો લુપ્ત થઈ ગયા.

ऐ>ए, औ>ओ

આનું પરિણામ એ આવ્યું કે ભાષામાંથી દ્વિવચન લુપ્ત થઈ ગયું.

પ્રાકૃતની બીજી ભૂમિકામાં સ્વરાંતર્ગત સ્પર્શ વ્યંજનો લુપ્ત થઈ ગયા.

नदी > नइ

माता > माआ

पिता > पिआ

कौमुदी > कोमुइ

આ ધ્વનિઘટકોની હેરફેરને પરિણામે સંસ્કૃત ભાષામાં જે ક્યાંયે નહોતા આવી શકતા તે બે સ્વરો નજીક નજીક આવી ગયા. પરિણામે ભાષામાં સ્વરયુગ્મો રચાતા આપણે જોઈએ છીએ. આ સ્વરયુગ્મો

ત્યાર પછી ઘણી સદીઓ સુધી ભાષામાં ટકયા અને ત્યારબાદ તેમનું એકીકરણ થતાં अइ > ऐ અને अउ > औ જેવા વિવૃત્ત ઉચ્ચારો ભાષામાં વિકસ્યા.

ધ્વનિ નિયમો સાર્વત્રિક અને અબાધિત હોય છે. તેની આ અબાધિત વ્યવસ્થાને કારણે ભૂતકાળની ભાષાનું પુનર્ગઠન કરી શકાય છે. આજે અમુક શબ્દનું મૂળ પકડી આપણે ભૂતકાળમાં તેની અમુક ભૂમિકાની કલ્પના કરી શકીએ છીએ. પછી એ શબ્દની કોઈ વચ્ચેની ભૂમિકા ન મળતી હોય તો તેને આપણે કલ્પી લઈ શકીએ છીએ

જેમકે 'ઘોડો' શબ્દ લઈએ. તેનું વિવૃત્ત ઉચ્ચારણ જોતાં તે શબ્દ આગલી ભૂમિકામાં घउडउ હશે. અને તેની તે પૂર્વ ભૂમિકામાં વચ્ચે કોઈ સ્પર્શ વ્યંજન હશે એમ કલ્પી શકીએ.

ઘોડો < घउडउ < घोटकः

એર < अइरउ < अहिरूप

શબ્દોનો વ્યુત્પન્ન થવાનો ક્રમ આપણે ચોક્કસ રીતે આંકી શકીએ. આવા ક્રમમાં નહિ આવતા શબ્દોની અનિયમિતતાની ઉપપત્તિ પણ આપી શકાય. જેમકે એક કાળે श > स આવું પરિવર્તન થયું છે.

वंश > વાંસ

दश > દસ

ધ્વનિપરિવર્તનના નિયમો તો અબાધિત છે પણ તે છતાં આજની ભાષામાં વંશ > વંશ આવો શબ્દ મળતો હોય તો એનો અર્થ એ થયો કે श > स પરિવર્તન થઈ ગયું ત્યાર પછીની ભૂમિકામાં આ શબ્દ આજની ભાષામાં લેવાયો છે. ધ્વનિપરિવર્તન કોઈ એક ભૂમિકામાં થયું પછી સર્વ કાળે આ પ્રકારનું પરિવર્તન થાય તે શક્ય નથી. ધ્વનિ પરિવર્તનના નિયમો અમુક કાળના છે. તેથીજ ભાષાની અમુક ભૂમિકાઓનો તુલનાત્મક રીતે વિચાર થઈ શકે છે. એક કાળે અમુક શબ્દ.

कर्म > कम्म > કામ

कर्ण > कण्ण > કાન

આ રીતે વ્યુત્પન્ન થઈ મળે છે છતાં કામ અને કર્મ, કાન અને કર્ણ એમ બન્ને પ્રકારનાં રૂપો આજની ગુજરાતી ભાષામાં વપરાતા જોવા મળે છે. આનો અર્થ એ થયો કે સંસ્કૃત ભાષાનો નવેસરથી આપણે ત્યાં વિદ્યાપીઠોમાં અભ્યાસ શરૂ થયો પછી 'કર્ણ' અને 'કર્મ' જેવા શબ્દો સીધા સંસ્કૃતમાંથી આયાત કરવામાં આવ્યા છે. તે સાથે તદ્ભવ 'કામ' અને 'કાન' જેવા શબ્દો પણ પ્રચારમાં રહ્યા છે. ટૂંકમાં એક કાળે कर्म અને कर्णમાં જે પરિવર્તન થયેલું તે આજે પણ સંસ્કૃતમાંથી તત્સમ રૂપે આવતા શબ્દોમાં પરિવર્તન થાય તે શક્ય નથી. કારણકે ધ્વનિપરિવર્તનના નિયમો એ કાળની ભૂમિકા પૂરતા જ હતા.

પ્રાકૃતની અંત્ય ભૂમિકા પર આવતાં શબ્દના અંતમાં રહેલા દીર્ઘ સ્વરો હ્રસ્વ થયા.

आ > अ

जंघा > જાંઘ

સંસ્કૃતમાં બહુવચન आ અંતવાળું હતું.

रामाः, देवाः

आ > अ થયો અને ત્યાર પછીની એક ભૂમિકામાં उ > अ થઈ ગયા. આનું પરિણામ એ આવ્યું કે સંસ્કૃત કાળનું વિભક્તિનું માળખું લુપ્ત થઈ ગયું.

| | | | |
|---|---|---|---|
| સંસ્કૃત : | देवः | देवौ | देवाः |
| પ્રાકૃત : | देवो | देवो | देवा |
| અપભ્રંશ: | देवु | – | देव |
| અર્વાચીન: | દેવ | – | દેવ |

માત્ર એક 'દેવ' રૂપ જ બાકી રહ્યું.

નામિક રૂપાખ્યાનમાં થયેલું આ મોટું પરિવર્તન હતું. એ માત્ર એટલેથી અટકતું નથી પણ તેના અનેક પ્રત્યાઘાત શરૂ થયા. નામમાં બહુવચન લાવવા માટે ફરી સાદશ્યનો સહારો લેવો પડયો. તે પછીના કાળના બહુવચનના પ્રત્યયો જોઈએ.

સૌરાષ્ટ્ર : આંખ્યું — —ઉં પ્રત્યય
ગુજરાત : આંખો — —ઓ „
હિંદી : लड़के — —ए „
મૈથિલી : लड़कन् — —अन् „

વાસ્તવમાં આવા પ્રત્યયો ક્યાં ય હતા જ નહિ પણ તેને ક્યાંકથી લાવવામાં આવ્યા. આ પરિસ્થિતિ ઊભી કરનાર ધ્વનિપરિવર્તન હતું. આથી ધ્વનિપરિવર્તનને પરિવર્તનની એક વ્યાપક પ્રક્રિયા કહીશું. તેના દ્વારા ભાષાના આખા તંત્રમાં અનેક ફેરફારો થયા.

પરિવર્તનનો આધાર વાગ્વ્યવહારની ઘનતા પર છે. પરિવર્તન એ સમાજલક્ષી પ્રક્રિયા છે; તેથી તેને સમજવા માટે આપણે વારંવાર સમાજ પાસે જવું પડશે. આ આખી પ્રક્રિયા સમૂહલક્ષી છે તેમાં એકલદોકલ વ્યક્તિનો કોઈ ફાળો ગણવો તે વધુ પડતું છે.

વાગ્વ્યવહારની ઘનતા ઓછી તેમ ઉચ્ચારણના શ્રુતિચિત્રો પરનું નિયમન ઓછું. પોરબંદરનો કોઈ ભાષક અમદાવાદના ભાષકો પર ઉચ્ચારણ વિષયક કોઈ અસર કરી નહિ શકે. ઉચ્ચારણો શ્રુતિચિત્રોને આધારે નિયમનમાં રહેતા હોય છે. ઉચ્ચારણ શ્રુતિચિત્ર પર પ્રવેશી વ્યક્તિના ધ્વનિઓનું નિયમન કરે છે. આ સમગ્ર પ્રક્રિયા અણજાણપણે થતી હોય છે; વ્યક્તિને તેની ખબર પણ પડતી નથી.

આ ક્રિયા અણજાણપણે થાય છે તેથી જ પરિવર્તનનાં બળો રોકયાં રોકાતાં નથી. વ્યક્તિ જો તેનાં ખસેલાં ઉચ્ચારણથી સભાન

બની જાય તો આ બની શકે નહિ પણ ભાષકને ખબર પણ પડતી નથી અને તેના ઉચ્ચારણો અસંપ્રજ્ઞાતપણે ફરતાં હોય છે. એજ તેની વિશિષ્ટતા છે.

મધ્ય ગુજરાતીના કાળમાં અંત્ય [ઈ] નહોતો

अक्षि > આખ

लिखई > લખે

बोलइ > બોલે

करइ > કરે

હ્રસ્વ [ઇ]નો [અ] થયો અને પછી અંત્યસ્થાનમાંથી તે જતો રહ્યો હ્રસ્વ [ઇ], દીર્ઘ [ઈ] એક કાળે બન્ને જુદા ધ્વનિઘટકો હશે હ્રસ્વ [ઇ] ધીરે ધીરે [અ] તરફ ખેંચાવા લાગ્યો આ સાતત્યમૂલક ઘટના એવી રીતે બનતી રહી કે કોઈ ભાષકને ખ્યાલ ન રહ્યો કે તે પુરોગામી કે સમકાલીન કરતા જુદુ બોલે છે પરિવર્તન થાય છે તેનો ખ્યાલ એકાએક આવતો જ નથી પણ જ્યારે બે છેડા લઈએ ત્યારે જ ખ્યાલ આવે છે કે ધ્વનિઘટકમાં અમુક પરિવર્તન થઈ ગયુ છે

ધ્વનિઘટકનો આ ફેરફાર કોઈ એકનદોષ્ટ ફેરફાર નથી. ઉચ્ચારણમાં જ્યાં જ્યાં [ઈ] હોય ત્યાં ત્યાં બધે આ ફેરફાર થાય છે વ્યાકરણી મોભો પણ કોઈ ઉચ્ચારણના આ ફેરફારને અટકાવી શકતો નથી પરિવર્તન થાય છે તો નામ–ક્રિયાપદ એમ ગમે તે સ્થળે આવતા અમુક ધ્વનિનુ પરિવર્તન થવાનુ જ કોઈ વિશિષ્ટ સંજોગોમા જ શબ્દનો મોભો આડે આવે છે બાકી આ પરિવર્તન સાર્વત્રિક છે

ધ્વનિપરિવર્તન એટલે કોઈ એક કાળે, કોઈ એક ભાષાભૂમિકામાં, કોઈ એક ધ્વનિ, કોઈ એક ઉચ્ચારણનો એવો ફેરફાર કે જ્યાં જ્યાં તે ઉચ્ચારણ આવે ત્યાં ત્યાં તે ફેરફાર થાય છે

ધ્વનિપરિવર્તન અમુક કાળે કોઈ એક ભાષામાં થયેલું અમુક

ઘટકનું પરિવર્તન. આનો અર્થ એ થયો કે અમુક સમયમાં જે પરિવર્તન થયું તે તે ભૂમિકા પૂરતું જ મર્યાદિત છે એમ સમજવાનું છે. ત્યાર પછીના સમયમાં પણ આ પ્રકારનું ધ્વનિપરિવર્તન થયા કરે એમ માની શકાય નહિ.

ચૌદમા શતકમાં अइ>એ, अउ>ઓ આવું પરિવર્તન થયું હોય તો આ પરિવર્તન તે સમય પૂરતું મર્યાદિત છે. વીસમા શતકમાં પણ આ પ્રકારનું પરિવર્તન થઈ શકે તેમ માની ન શકાય.

ભાષાની એક ભૂમિકા એવી હતી જેમાં કેટલાક લ>ળ થયા.

नल > નળ

मिलइ > મળે

चलइ > ચળે

આ પરિવર્તન થઈ ગયા પછી કેટલાક સમય પછી જો ભાષામાં ફરી 'લ' મળે તો ફરી તેનો 'ળ' થઈ જાય તેમ માની શકાય નહિ. ભાષાની આંતરિક બાબત સમજવા માટે આ વસ્તુ મહત્ત્વની છે. અમુક ભૂમિકામાં જો લ>ળ મળે પણ ફરી ભાષામાં 'લ'નું ધ્વનિઘટક મળતું હોય તો આનો અર્થ એ થયો કે તે ધ્વનિઘટક લ>ળ પછીના કાળનું છે. ભાષાના પરિવર્તનના આ રીતે તબક્કા ગોઠવી શકાય છે.

ધ્વનિપરિવર્તનની પ્રક્રિયા સતત છે. એનું સાતત્ય ઐતિહાસિક ક્રમમાં પણ જોઈ શકાય છે. સાતત્યમૂલક એવી આ ઘટના ભાષકના ચિત્તમાં અણુજાણપણે ચાલતી જ હોય છે. એ સતત છે માટે જ અણુજાણપણે થાય છે; એ અણુજાણપણે થાય છે માટે જ સતત છે.

આને Shooting Exercise સાથે સરખાવી શકાય. નિશાનનું એક ચિહ્ન હોવા છતાં વર્તુળાકાર જગામાં ગમે ત્યાં નિશાન વાગે તો પણ તે બરાબર હોય છે. આપણે સાંભળીએ છીએ અને કાંઈક આ

રીતે ઉચ્ચારણ કરીએ છીએ. બાળકો પણ બરાબર આ રીતે સાંભળીને ગોલંદાજી કરતા હોય છે. નવા નિશાનના ફેરફારની તત્કાલિક કશી ખબર પડતી નથી. કદાચ બસોએક વર્ષે ખબર પડે આ પરિવર્તન કોઈ એક કાળે અચાનક થયેલું નથી પણ ક્રમેક્રમે સિદ્ધ થયેલી એ ઘટના છે.

આ પરિવર્તન અનાવર્તક છે. એકવાર અમુક ઉચ્ચારણપ્રયત્ન માટે જીભ અમુક રીતે ઊંચી થવા લાગી કે પછી જ્યાં જ્યાં તે ઉચ્ચારણ આવતું હશે ત્યાં ત્યાં જીભ તેવી જ રીતે ઊંચી થશે. તે પછી ફરી આ ઉચ્ચારણ તેવી જ રીતે થતું નથી.

એકવાર क>ग આવું પરિવર્તન થયું પછી ભાષામાં જેટલા क હોય તે બધાનું પરિવર્તન ग માં થઈ જાય છે. જો ત્યારપછી પાંચસોક વર્ષે ફરી क ઉચ્ચારણ ભાષામાં મળે તો તે પહેલાંનું પુનરાવર્તન નહિ પણ નવું પરિવર્તન છે એમ ગણવું જોઈએ. ધ્વનિપરિવર્તનનું સાતત્ય અને અનાવર્તકતા સમજાય તો ભાષાના વિકાસનો આંતરિક ક્રમ નક્કી કરી શકાય. આપણે એક ઉદાહરણ લઈ જોઈએ.

ગુજરાતીનું 'ણ' ધ્વનિઘટક न માંથી પરિવર્તન પામી વિકસેલું છે. છતાં આજે ગુજરાતીમાં કેટલાક 'ન' અને કેટલાક 'ણ' મળતા હોય તો આ ગોટાળાની ઉપપત્તિ શી? અમુક 'ન'નું 'ણ'માં પરિવર્તન થાય અને અમુક 'ન' અબાધિત રહે તે ધ્વનિપરિવર્તનના નિયમોની સાર્વત્રિકતા જોતાં બરાબર લાગતું નથી. તો આ બાબતનો ખુલાસો શો?

ન > ણ

આ પરિવર્તન પહેલા થઈ ગયું હશે. એ પરિવર્તન થઈ ગયા પછી જ न्न>न આવું પરિવર્તન શરૂ થયેલું હશે. આવું બને તો જ ભાષામાં કેટલાક 'न' અને કેટલાક 'ણ' મળે તેનો ખુલાસો થઈ

શકે. લેખિત પુરાવા મળે તે પણ કદાચ બહુ શક્ય નથી. ધ્વનિમાં થતા ફેરફારો લિપિમાં એટલી ઝડપથી આવતા નથી. મધ્યકાળના સાહિત્યિક પુરાવા કદાચ આપણને બહુ મદદ ન કરે. કારણકે લહિયાઓ પરંપરાથી અમુક રીતે લખ્યે જાય છે. આજે પણ ગુજરાતી ભાષામાં [ ઍ ] અને [ ઑ ] આ બે ધ્વનિઘટકો સ્પષ્ટ રીતે જુદા છે છતાં લિપિમાં આપણે તેનો સ્વીકાર નથી કર્યો. જે દિવસે તેનો લિપિમાં સ્વીકાર થાય તે દિવસે જ આવું પરિવર્તન થયું છે તેમ માની લેવાની જરૂર નથી. લિપિમાં આ ફેરફાર ઘણો મોડો આવે છે.

'લ' અને લ > ળ

'ન' અને ન > ણ

આ ધ્વનિઘટકોની ઉપપત્તિ ઉપરની રીતે જ આપી શકાય તેમ છે.

ધ્વનિપરિવર્તનમાં ભૂતકાળમાં બનેલી ઘટનાઓનું જ વર્ણન કરી શકાય અને અનુમાન કરી શકાય છે. ભવિષ્યમાં પરિવર્તનનો માર્ગ કેવો હશે તેની કોઈ કલ્પના કરી શકાય નહિ. વર્તમાનકાળમાં કયા ધ્વનિઘટકોનું પરિવર્તન થઈ રહ્યું છે તેનું પણ અનુમાન કરી શકાય નહિ. આપણે બધા જ પ્રવાહમાં પતિત થયેલા છીએ. જો પરિવર્તન થાય છે તેની ખબર પડે તો તરતજ આપણે સાવચેત થઈ જઈએ છીએ પણ ધ્વનિપરિવર્તનની ખૂબી જ એ છે કે આપણને તેની કશી ખબર જ પડતી નથી. ધ્વનિપરિવર્તનના નિયમો ભૂતકાળમાં બનેલી ઘટનાઓનું વર્ણન છે. ભવિષ્ય માટેનું કોઈ અનુમાન કરવું તે શક્ય જ નથી. પરિવર્તનની ભાવિ દિશા અકળ છે.

ગુજરાતીમાં આદિ સ્થાનના વ્યંજનો એમને એમ ટક્યા છે પણ પાછળના વ્યંજનો જતા રહે છે. આમ શાથી બન્યું હશે તે આપણે કહી શકીએ નહિ. શું બન્યું છે તેવું જ માત્ર વર્ણન [illegible]ી શકાય.

પંજાબી ર્ફુ > ર્ફુ

ગુજરાતી ડુ > ડ

આવાં ભિન્ન ભિન્ન પરિવર્તનો શાથી થયાં હશે તેનું પણ અનુમાન કરી શકાતું નથી. આવાં વિવિધ પરિવર્તનો થવા માટેનાં સાધકબાધક કારણો ક્યાં છે તેની ચર્ચા કરી શકાતી નથી. આ તેની મર્યાદા છે. આપણે એટલું કહી શકીએ કે જે ધ્વનિઘટકોનું પરિવર્તન થાય છે તે બીજા કરતાં ખાસ વિશિષ્ટ સંબંધોવાળા હોય છે. જેમકે સ્વરોમાં હ્રસ્વત્વ અને દીર્ઘત્વનો ભેદ હોય અને પરિવર્તન થાય તો હ્રસ્વ સ્વરો પહેલાં જવાના. આવું અનુમાન થઈ શકે પણ, આમ થાય જ તે કહી શકાય નહિ.

ભાષામાં સમયનો પૂરતો ગાળો હોય તો કોઈ પણ પરિવર્તન થઈ શકે છે.

ધ્વનિઘટકોમાં થતા પરિવર્તનને આધારે ભાષામાં અમુક ભૂમિકાઓ પાડવાનો રિવાજ છે. ભાષાના આ એક જ ભેદક ધર્મને આધારે ભૂમિકાઓ પાડવાનું સુગમ તો છે પણ તેથી ભાષાનું જે વિવિધરંગી ચિત્ર ઉપસવું જોઈએ તે મળતું નથી. વ્યાકરણી પરિવર્તનની દૃષ્ટિએ પણ ભૂમિકાઓ પાડી શકાય

અર્થ પરિવર્તનની દૃષ્ટિએ પણ ભૂમિકાઓ પાડી શકાય. છેલ્લા કેટલાક વર્ષોથી ભાષાની ભૂમિકાઓ પાડવાની રીત શરૂ થઈ છે પણ તેમાં માત્ર એક જ દિશામાં કામ થયું છે વળી જૂના સમયની ભૂમિકાઓની સાક્ષી માત્ર લહિયાઓ જે લખે છે તેને આધારે જ મળે છે. ઘણીવાર તેમની સાક્ષી સાચી નથી હોતી. જેમકે ન>ણ આ પરિવર્તન થઈ ગયું હોવા છતાં પણ લહિયાઓ પરંપરાથી 'ણ' ના બદલે ' ન ' લખ્યે જાય છે.

પ્રાચીન તેટલું ઉત્કૃષ્ટ અને પછી પડતી. આવો ધાર્મિક ખ્યાલ લગભગ બધા ક્ષેત્રોમાં પ્રવર્તે છે. ભાષામાં પણ આ ખ્યાલ પ્રચલિત છે.

સંસ્કૃત : ગિર્વાણ ગિરા–દેવોની ભાષા–

સંસ્કૃતમાંથી જે ચ્યુત થયું છે—જેનું સ્ખલન થયું છે તે

અપભ્રંશ, અપભ્રંશ નામ જ ધાર્મિક ખ્યાલને સૂચવે છે. અપભ્રંશ ભાષા કોઈ સ્ખલનમાંથી થઈ છે તેવી માન્યતા તેના પાયામાં છે.

ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદ બરાબર આનાથી ઉલટી ગતિમાં જાય છે. ઉત્ક્રાંતિના પાયામાં જ વિકાસ થવો, સુધરવું, ઊંચે આવવું તેવો ખ્યાલ રહેલો છે. આ વાત કોઈને એકદમ રુચે તેમ નહોતી. ભાષામાં પણ ઉત્ક્રાંતિનો આવો ખ્યાલ ચાલતો રહ્યો હતો. આજે અભિપ્રાયનું પલ્લું આવી એક પણ બાજુ ઝૂકતું નથી. આજે આપણે કહીએ છીએ કે ભાષામાં પરિવર્તન થાય છે. ભાષામાં ઉત્ક્રાંતિ કે અધોગતિ કશું જ થતું નથી.

જે ભાષાનાં મૂળ તત્ત્વોને આપણે જાણતા નથી તે ભાષા આપણને સહેજ વિચિત્ર લાગે છે. દરેક ભાષાને પોતાના વિશિષ્ટ ક્રિયાઓ હોય છે. કોઈ બે ભાષાની સરખામણી કરતાં આપણે વધુમાં વધુ આટલું જ કહી શકીએ કે તે બન્ને સરખી નથી. ભાષામાં વ્યાકરણ કોઈ સુધારો લાદી શકતું નથી, પણ ભાષામાં જે છે તેને વ્યવસ્થિત કરીને મૂકે છે.

### તુલનાત્મક અભ્યાસ

ભાષામાં પરિવર્તન આપણે વ્યવસ્થિત બતાવી શકીએ તે અગત્યની બાબત છે. વ્યવસ્થિત પરિવર્તન દ્વારા કરવામાં આવતું અનુમાન અપરિહાર્ય બની જાય છે. ચોક્કસ અનુમાનો પર પહોંચવા માટે પરિવર્તનના નિયમો અને તેનો તુલનાત્મક અભ્યાસ જરૂરી બને છે.

મરાઠી, બંગાળી, હિંદી, ગુજરાતી વગેરે ભાષાઓમાં અમુક શબ્દ વ્યવસ્થિત રૂપે મળે તો અનુમાન કરી શકાય કે કોઈ એક કાળે આ બધી ભાષાઓની કોઈ એક સમાન ભૂમિકા હોવી જોઈએ. અનુમાન બાંધવા માટે કેટલીક શરતો આવશ્યક છે.

(૧) વ્યવસ્થિત સામ્ય,
(૨) વ્યવસ્થિત વૈષમ્ય,
(૩) સંખ્યાબંધ ઉદાહરણો

અનુમાન બાંધવા માટે ધ્વનિઘટકોનું વ્યવસ્થિત સામ્ય જેટલું જરૂરી છે તેટલું જ જરૂરી વ્યવસ્થિત વૈધર્મ્ય પણ છે.

ગુજરાતી ડ, પંજાબી ડુ

ગુજરાતી વ, હિંદી व

ધ્વનિના સામ્ય સાથે આપણે વૈધર્મ્યના પણ આવા સંખ્યાબંધ ઉદાહરણો બતાવી શકીએ છીએ. આવું સામ્ય કે વૈધર્મ્ય આકસ્મિક ન હોવું જોઈએ. એના સંખ્યાબંધ ઉદાહરણો મળવાં જોઈએ. આવાં અનેક ઉદાહરણોને આધારે બાંધવામાં આવતુ અનુમાન અનિવાર્ય રીતે સ્વીકારવું પડે છે.

ઘણી વખત બે ભાષા વચ્ચેનું સામ્ય કોઈ આકસ્મિક કારણો-સર છે કે બીજા કારણથી તે નક્કી કરવું મુશ્કેલ પડે છે. ઉપરાંત આવું સામ્ય–વૈધર્મ્ય તપાસતી વેળા ભાષામાં આગંતુક શબ્દોને દૂર રાખવા પડે છે. આગંતુક શબ્દો લગભગ સમાન રીતે પ્રયોજાતા હોય છે.

મોટર, મશીન, બોટ, પ્લેન

આ બધા શબ્દો ગુજરાતી, હિંદી, અરબી, જાપાની બધી ભાષામાં વ્યવસ્થિત રીતે મળતા હોય તો આપણે કોઈ અનુમાન બાંધવાની ઉતાવળ ન કરી શકીએ. આ બધી ભાષા વચ્ચે કોઈ નજીકનો સંબંધ છે એમ કહી શકાશે નહિ કારણકે આ બધા શબ્દો આગંતુક શબ્દો છે અને તેને આધારે ગુજરાતી અને જાપાની ભાષા વચ્ચેના સામ્યની કોઈ કલ્પના કરી શકાય નહિ.

આવું અનુમાન તારવતી વખતે આગંતુક શબ્દોને દૂર રાખવા પડે છે. આગંતુક શબ્દો નજીકના કાળના હોય તો સહેલાઈથી દૂર કરી શકાય પણ જો આ શબ્દો આવ્યાને લાંબો સમય પસાર થયો હોય તો તેમને દૂર કરવાનું કામ વધારે મુશ્કેલ બની જાય છે. અંગ્રેજી અને ગુજરાતી વચ્ચે સામ્ય શોધવું મુશ્કેલ છે. કારણકે બન્ને ભાષાઓ હજારો વર્ષ થયા જુદી જુદી વિકસી છે અને તેના પર બીજી અનેક અસરોનાં પડ ચઢી ગયાં છે.

## ૯. સાદૃશ્ય પરિવર્તન

ભાષામાં ધ્વનિપરિવર્તન થતાં ધ્વનિઘટકોની વ્યવસ્થામાં ફેરફાર થઈ જાય છે. ધ્વનિઘટકોની વ્યવસ્થા પર વ્યાકરણ આધાર રાખે છે. ધ્વનિઘટકોની હેરફેર થતાં વ્યાકરણની સૂઝ બદલાઈ જાય છે.

ઐ > એ

ઔ > ઓ

પ્રાકૃતની બીજી ભૂમિકા પર ધ્વનિઘટકોમાં એક આવું પરિવર્તન થયું. આ પરિવર્તનને કારણે વ્યાકરણની સૂઝ બદલાય તે જરૂરનું હતું. સંસ્કૃત ભાષાનું દ્વિવચન ઔ પર આધારિત હતું. આ ધ્વનિઘટકમાં હેરફેર થતાં દ્વિવચનનું અસ્તિત્વ રહી શકે તેમ નહોતું તેથી વ્યાકરણી પરિમાણ પર તેની અસર રોકી શકાય તેમ નહોતી.

ધ્વનિપરિવર્તનને પરિણામે રૂપાખ્યાનોમાં અસમાનતા પ્રવેશે છે. સંસ્કૃત કાળના વિભક્તિ પ્રત્યયોનો ચોક્કસ ક્રમમાં લોપ થયો અને તેમાં અસમાનતા પ્રવેશી. ભાષામાં પ્રવેશેલી અસમાનતાને સમાન બનાવતી ક્રિયાને સાદૃશ્યનું નામ આપવામાં આવ્યું છે. ધ્વનિપરિવર્તન થયા પછી જ તેનું કાર્ય શરૂ થાય છે.

હકીકતમાં સાદૃશ્ય સ્વતંત્ર રીતે સંચલિત થાય છે તેમ કહેવા કરતાં સાદૃશ્ય એ ધ્વનિપરિવર્તનનું દૂરગામી પરિણામ છે એમ કહેવું વધારે યોગ્ય છે. ધ્વનિપરિવર્તનનું ચાલક બળ સમાજમાં છે. વ્યવહારની ઘનતાનો સિદ્ધાંત ધ્વનિપરિવર્તનના પાયામાં છે. જ્યારે સાદૃશ્યનું

ચાલક બળ સમાજમાં નહિ પણ ભાષકના-ચિત્તંત્રમાં પડેલું છે. સાદૃશ્ય પરિવર્તનનાં બળો તેમાંથી જ સંચલિત થાય છે.

સહેજ ઊંડા ઊતરીને જોઈએ તો સમજાય છે કે ભાષામાં કોઈ શબ્દ છૂટો હોતો નથી. ભાષામાં શબ્દ સામાન્યતઃ દેખાય છે એકલ-દોકલ પણ ભાષકના ચિત્તમાં તે એ રીતે રહેતો નથી. શબ્દ અનેક સંબંધોથી વિંટળાઈને ભાષકના ચિત્તમાં રહે છે.

આપ : આપવું, આપશે, આપ્યું, આપેલું.
કાપ : કાપવું, કાપશે, કાપ્યું, કાપેલું.
લાવ : લાવવું, લાવશે, લાવ્યું, લાવેલું.
નાખ : નાખવું, નાખશે, નાખ્યું, નાખેલું.

શબ્દોની એક આખી ભાત ભાષકના મગજમાં હોય છે. એક શબ્દ ઉચ્ચારાતાં તેની આખી શૃંખલા ભાષકના ચિત્તમાં ઉપસ્થિત થાય છે. બધા શબ્દોને જોડનારી કડી છે વ્યાકરણ. વ્યાકરણના સૂત્રથી તેની બધી જ ઉપસ્થિતિ ભાષકના ચિતંત્ર પર છપાઈ ગઈ હોય છે.

સાદૃશ્યનું કાર્યક્ષેત્ર વ્યાકરણી ઘટકો અમુક વિશિષ્ટ સંબંધોથી પરસ્પર જોડાયેલા છે તે છે. ભાષક શબ્દ સાંભળે છે. તેની વ્યાકરણની કક્ષા નક્કી થતાં ચિતંત્રમાં પેલી સમગ્ર શૃંખલાનું હલનચલન શરૂ થઈ જાય છે. પરિણામે પેલી ભાતની ઉપસ્થિતિ પ્રમાણે તે શબ્દ પર ભાષકનું ચિત્તંત્ર પ્રક્રિયા શરૂ કરે છે. અંગ્રેજી ભાષામાં બહુવચન બનાવવાનો એક નિયમ છે.

Girl – Girls
Boy – Boys
Book – Books
Root – Roots

ભાષકના ચિત્તંત્ર પર બ. વ. બનાવવાની આ ભાત ઉપસ્થિતિ છે પરિણામે Footનું Foots કે toothનું toothس બનાવવાની

તેનું ચિત્તંત્ર પ્રવૃત્તિ કરશે. આ પ્રવૃત્તિ વ્યાકરણસંગત નથી તે સમ્ર આવતાં તે પ્રયાસપૂર્વક આ ભૂલ સુધારવાની કોશીશ કરશે. છતાં આવી ભૂલ થવી સહજ છે. અંગ્રેજી ભાષામાં આવા 'અનિયમિત' રૂપોની સંખ્યા જેટલી આજે છે તેના કરતાં શેકસપિયરના સમયમાં ઘણી વધારે હશે તેમ તેણે વાપરેલાં રૂપો જોતાં લાગે છે. ભાષકનું ચિત્તંત્ર ધીરે ધીરે આવા 'અનિયમિત' રૂપોને 'નિયમિત' બનાવી દેવાનું વલણ ધરાવે છે. આ સાદૃશ્યનું પરિણામ છે.

બારમા શતક પછી જૂની ગુજરાતી ભાષામાં આ રૂપો હતાં:

प्र० दि० देवु – देव
तृ० स० देवि – देवे
देव्

ગુજરાતીની પછીની ભૂમિકામાં હ્રસ્વ [ ઇ ] અને [ ઉ ] જતા રહેતાં આ રૂપાખ્યાન આવું બન્યું:

प्र० दि० देव – देव
तृ० स० देव – देवे
देव्

પણ 'छोकरइ' > 'छोकरे' થતાં તેના સદૃશ્યના આધારે દેવનું તૃ૦ અને સ૦માં 'देवे' થયું. આજ રીતે સર્વનામમાં પણ 'એ'ના સાદૃશ્યથી જ 'જે' અને 'તે' મળે છે.

નરજાતિ : जु – जि
सु – ति
નરજાતિ : ज – जि
स – ति

હ્રસ્વ [ઇ], [ઉ] ચાલ્યા જતાં.

| | |
|---|---|
| ज – ज | ज – ज |
| स – त | स – त |

જાતિવિષયક ભેદ પણ ઊડી ગયો અને બધાં રૂપો સરખાં થઈ ગયાં. સર્વનામમાં આ બધાં રૂપો ત્યાર પછી 'એ' ના આદર્શ પરથી જ તૈયાર થયેલાં છે.

સાદૃશ્યનું ચાલક અને ધારક બળ ભાષકનું ચિત્તતંત્ર છે. ચિત્તતંત્રમાંથી રહેલ વ્યાકરણી ઘટકોમાંથી સાદૃશ્યનું સંચલન થાય છે. આ બાબત તેની મર્યાદા પણ નક્કી કરી આપે છે. સાદૃશ્ય પરિવર્તનને સમાજ સાથે સંબંધ નથી. સાધારણ રીતે શબ્દોમાં થતા આ બધા એકલદોકલ ફેરફારો છે. આ કારણથી જ સાદૃશ્ય પરિવર્તનનો કોઈ નિયમ બાંધી શકાય નહિ.

શબ્દોમાં સાધારણ નિયમની મર્યાદાઓને ઉલ્લંઘીને થતા ફેરફારો અંગે અટકળો કરવી પડે છે. અમુક શબ્દમાં કયા શબ્દના સાદૃશ્યની અસર થઈ હશે તે અંગે કલ્પનાનો આશરો લેવો પડે છે.

संध्या>संज्ञा>સાંજ.

આ પ્રકારનું પરિવર્તન શક્ય છે પણ 'સાંજ'માં 'સાંજરે' જેવો પ્રયોગ અને તેનો અંત્ય 'રે' કઈ રીતે સમજી શકાય ? આવા પ્રસંગે અનુમાનનો આશ્રય લેવો પડે છે. 'સવારે' જેવા શબ્દની સાથે જોડીમાં તે લગભગ ફરે છે પરિણામે 'સવારે'ના અંત્ય '–રે' ના સાદૃશ્યથી 'સાંજરે' થયું હોય તે સંભવિત છે એવું કોઈ અનુમાન દોરી શકાય.

અમુક શબ્દ પર અમુક સાદૃશ્યની અસર થઈ પણ બીજા પર કેમ ન થઈ એવું કોઈ અનુમાન કરી શકાય નહિ. સાથે ફરનારા શબ્દોમાં હંમેશાં અમુક પ્રકારની અસર થાય જ એવું પણ કોઈ ધોરણ બાંધી શકાય નહિ. સાદૃશ્યની આ બધી મર્યાદાઓ જોતાં ઘણા તો તેને પરિવર્તન જેવું ભારેખમ નામ આપવાને પણ તૈયાર નથી.

છતાં સાદૃશ્ય ભાષાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપે છે. સાદૃશ્યની અસર ભાષાના રૂપતંત્ર પર વધારે થાય છે.

બંધારણવાળી ભાષાનું સ્વરૂપ સરળ બનાવવામાં સાદૃશ્યનો ફાળો મહત્ત્વનો છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને અર્વાચીન ભાષાઓ આ રીતે ભાષાનો વિકાસક્રમ જોતાં સંકુલ બંધારણવાળી સંસ્કૃત ભાષામાંથી વ્યસ્ત પ્રકારની ભાષાનો વિકાસ દેખાઈ આવે છે. ભાષાના રૂપવિઘટનમાં સાદૃશ્યનો ફાળો મહત્ત્વનો છે.

ભાષામા થતું પરિવર્તન છે. સાર્વત્રિક છે. ધ્વનિપરિવર્તનને પરિણામે જ્યારે ભાષામાં અસમાનતા, જાતિની અસ્પષ્ટતા વગેરે પ્રવેશે છે. આવી વિચિત્ર પરિસ્થિતિ પેદા થતાં સાદૃશ્ય તેની કામગીરી બજાવવાનું શરૂ કરે છે. સાદૃશ્યને સહારે કાં નવતર રૂપો પ્રચારમાં આવે છે કે એક પ્રચલિત રૂપના જેવું અન્ય અર્થઘટકને રૂપ આપવાનું વલણ ચાલુ થાય છે.

એ – એણે
જે – જેણે
તે – તેણે

ઘટકોની આવી એક શૃંખલા યોજાતી રહે છે અને અન્ય અર્થ-ઘટકો પર તેનો પ્રભાવ પાડતી રહે છે.

સંસ્કૃત કાળનું વિભક્તિ–તંત્ર ધ્વનિપરિવર્તનને કારણે ઓરવાઈ ગયું. ભાષામાં અસ્પષ્ટતા પ્રવેશતાં ક્રિયાપદ સાથે શબ્દનો સંબંધ જોડનારા અનુગો–Post Positions ક્યાંકથી લાવવામાં આવ્યા. કોઈક સાદૃશ્યના જોરે જ તે લાવવામાં આવ્યા છે.

ધ્વનિપરિવર્તન અને સાદૃશ્ય પરિવર્તન વચ્ચે કેટલોક પાયાનો તફાવત છે. ધ્વનિપરિવર્તનનું ચાલક અને ધારક બળ સમાજ છે. પરિવર્તનનું કારણ ભાષકનાં ઉચ્ચારણસ્થાનો સૂક્ષ્મરીતે ખસે છે તે છે. જ્યારે સાદૃશ્ય પરિવર્તનનું કારણ સમાજમાં નથી. તેનું સંચલન કરનારું બળ ભાષકનાં ચિત્તંત્રમાં છે. વ્યાકરણી ઘટકોની ભાષકના ચિત્ત પર રહેલી છાપ તેનું ચાલક બળ છે.

ધ્વનિપરિવર્તન માત્ર પરિવર્તન જ નથી પણ અન્ય પરિવર્તનને ઉત્તેજનારી પ્રક્રિયા છે. તેના જ આધારે અન્ય પરિવર્તનો થાય છે. સાદૃશ્યનું કાર્યક્ષેત્ર તેના પ્રમાણમાં મર્યાદિત છે. ધ્વનિપરિવર્તનની દિશા જાણ્યા પછી તેની આખી પ્રક્રિયા પારખી શકાય છે. તે સતત અને અનાવર્તક છે. સાદૃશ્યની કોઈ દિશા પારખી શકાતી નથી. એમાં થતા ફેરફારોનું માત્ર અનુમાન કરવાનું રહે છે. એમાં સાતત્ય જેવું કશું હોઈ શકે નહિ.

ધ્વનિપરિવર્તનમાં આખા સમાજનો ફાળો છે. તેમાં વ્યક્તિ કશું કરી શકતી નથી. દરેક વ્યક્તિ પરિવર્તનમાં ખેંચાયેલી છે. સાદૃશ્ય પરિવર્તનની પ્રક્રિયાને સમાજ સાથે સાંકળી શકાય નહિ. એ પરિવર્તનની કોઈ સ્વતંત્ર ભૂમિકા હોતી નથી.

સાદૃશ્યનો વ્યાપાર બે પ્રકારનો હોય છે.

(૧) ધ્વનિસાદૃશ્યમૂલક વ્યાપાર

(૨) શબ્દસાદૃશ્યમૂલક વ્યાપાર.

ભાષકના ચિત્ત પર ધ્વનિનું સામ્ય અને શબ્દનું સામ્ય આ બે બાબતો અસર કરતી હોય છે. તેના આધારે આ પરિવર્તનના બે ભાગ પાડવામાં આવે છે. આ બન્નેનો વીગતથી પરિચય કરીએ.

## ધ્વનિસાદૃશ્યમૂલક વ્યાપાર

આ ઘટના શબ્દની અંદર રહેલા કોઈક ધ્વનિને લાગુ પડે છે. અમુક શબ્દના અમુક ધ્વનિમાં થતો ફેરફાર આ પ્રકારે તેની સાથે સહચારમાં ફરતા શબ્દના ધ્વનિ પર આધાર રાખતો હોય છે.

ધ્વનિના આ ફેરફારને ચાર વિભાગમાં વહેંચી શકાય છેઃ (૧) સારૂપ્ય (૨) વૈરુપ્ય (૩) આગમ અને (૪) લોપ.

**સારૂપ્ય :** એક ધ્વનિની પાછળ આવતો બીજો ધ્વનિ આગળના ધ્વનિને પોતાના જેવો બનાવી દે છે. આ ક્રિયાનું નામ સારૂપ્ય.

ચક્ર > ચક્ક
સપ્ત > સત્ત
દંડ > ડડો
પક્વ < પક્ક

વૈરૂપ્ય : એક પછી એક એમ બે સરખા સ્થાનપ્રયત્નના બે ઉચ્ચારણો સાથે આવતાં હોય તો બે સમાન ધ્વનિમાંથી એક જુદો થઈ જાય છે આ ક્રિયાને વૈરૂપ્ય કહેવામાં આવે છે.

અડાડવું > અરાડવું
અરધુ > અડધું
પર્દો > પડદો
મુર્દું > મડદું

આગમ : કોઈ ધ્વનિના સ્થાનપ્રયત્નને કારણે એક જ શબ્દમાં બીજા ધ્વનિનું ઉમેરણ થઈ જાય છે. નવો ધ્વનિ ઉમેરાવાને કારણે તેને આગમ કહે છે. આગમનું બીજું નામ પ્રક્ષેપ.

ઘણીવાર શિષ્ટ ભાષા બોલવાના કોઈ વિચિત્ર આગ્રહને કારણે પણ નવા ધ્વનિનો પ્રક્ષેપ કરવામાં આવે છે. હેમચંદ્ર પણ व्यास>वासु જેવું ઉદાહરણ નોંધે છે.

શાપ > શ્રાપ
શીખંડ> શ્રીખંડ

લોપ : એક જ શબ્દમાં બે વર્ણ સરખા આવી જતાં હોય તો તેમાંથી એકનો લોપ થઈ જાય છે.

નવવરા > નવરા
અંગગત > અંગત
ચરણિક > ચણિયો
કરડિયો > કડિયો

આ બધાં ઉદાહરણો ધ્વનિસાદૃશ્યમૂલક વ્યાપારનાં છે. ધ્વનિનું તેમાં પરિવર્તન થાય છે પરંતુ ધ્વનિપરિવર્તન કરતાં આ બાબત નિરાળી છે ધ્વનિપરિવર્તનમાં ઉચ્ચારણનાં સ્થાનપ્રયત્નો જ ખસતાં હોય છે. અહીં આવું કોઈ પરિવર્તન નથી. વળી આ ફેરફાર અમુક સ્થાનપ્રયત્નવાળા શબ્દો પૂરતો જ મર્યાદિત છે.

સાદૃશ્યનો બીજો વિભાગ છે શબ્દસાદૃશ્યમૂલક વ્યાપાર. શબ્દ-સાદૃશ્યમૂલક વ્યાપારમાં શબ્દને અંતર્ગત આવતા કોઈ ધ્વનિનો ફેરફાર છે — જ્યારે આમાં તો આખો શબ્દ જ બદલાઈ જાય છે. તેથી જ આ ઘટનાને શબ્દસાદૃશ્યમૂલક કહી છે આ ઘટના પણ ચાર રીતે સમજાવી શકાય.

(૧) સાહચર્ય (૨) મિશ્રણ (૩) લૌકિક વ્યુત્પત્તિ (૪) વ્યત્યય.

**સાહચર્ય** : કેટલાક શબ્દો હંમેશાં જોડકામાં જ ફરતા હોય છે તેથી એક શબ્દ પર બીજા શબ્દનો પ્રભાવ પડયા વગર રહી શકતો નથી.

श्वसुरः > ससुरउ > સસરો

श्वश्रुका > सस्सुआ > સાસુ

મૂળ શબ્દ તો ' સસરો ' છે પણ ' સાસુ ' ના ' -આ ' નો પ્રભાવ પડતાં ' સાસરો ' બન્યું છે.

लब्ध>लघ અને ' લીધું ' બની શકે પણ ' ધ ' નો પ્રભાવ ઘણી ભૂતકાલીન ક્રિયાઓ ( કીધુ, દીધું, પીધું વગેરે ) પર પડેલ છે.

' સવારે 'ના સાદૃશ્યથી જ ' સાંજરે 'નો અંત્ય ' –રે ' સમજાવી શકાય તેમ છે

दतपावनમાંથી ' દાતણ ' વ્યુત્પન્ન થઈ શકે નહિ પણ ' દાંત ' ના સાદૃશ્યથી ' દાતણ ' થયું હોય તે વધારે સંભવિત છે.

**મિશ્રણ** : કેટલીક વાર બે શબ્દો સાહચર્યમાં ફરતા હોય તેમાથી એક નવો જ શબ્દ ઉત્પન્ન થાય છે. તે મિશ્રણ કહેવાય. તેને ' સંકર ' ના નામથી પણ ઓળખવામાં આવે છે.

મોટું કોઈ પરિવર્તન ન થયું હોય તેવો શબ્દ કોઈ પણ ભાષામાં ભાગ્યે જ મળશે. શબ્દના અર્થમાં જે ફેરફાર સધાય છે તે અર્થ—પરિવર્તન.

## અર્થ, સંદર્ભ, સંસ્કૃતિ

શબ્દકોશ અમુક શબ્દનો અમુક અર્થ આપે છે. શબ્દ અર્થમાં નથી પણ અર્થને શબ્દ સાથે પરંપરાથી બેસાડવામાં આવ્યો છે. આ નક્કી થયું છે રૂઢિથી, અને શબ્દ તે અર્થમાં પ્રયોજાતો હોય છે. શબ્દને વિશિષ્ટ અર્થ આપનાર છે સંદર્ભ. કોઈ પણ શબ્દનો પ્રયોગ અમુક સંદર્ભમાં જ થાય છે. સંદર્ભ વિના શબ્દનો ઉપયોગ થઈ શકે નહિ અને સંદર્ભ વિના તેનો અર્થ ઉકેલાય નહિ. વ્યક્તિની અનુભૂતિનો જેટલો વિસ્તાર હોઈ શકે તેટલા સંદર્ભો હોઈ શકે. વ્યક્તિની અનુભૂતિનો વિસ્તાર વધતાં સંદર્ભ વધે અને શબ્દની તેટલી અર્થ—ક્ષમતા વધે. અર્થ જો શબ્દની અંદર જ પડયો હોત તો નવા સંદર્ભ-માં વાપરવા માટે નવા શબ્દની જરૂર પડત. આ કારણથી ભાષામાં શબ્દોનો એટલો બધો બોજો વધી જાત કે બોલનારની સ્મરણશક્તિ જ કચડાઈ જાત.

હકીકતમાં ભાષા કરકસરની યોજના છે. લિપિમાં અમુક ધ્વનિ સંકેતો સ્વીકારી લઈ કામ ચલાવવામાં આવે છે તેમ ભાષામાં એક જ શબ્દને જુદા જુદા સંદર્ભોમાં પ્રયોજી કામ ચલાવવામાં આવે છે. આ શબ્દમાંથી સંદર્ભ પ્રમાણે નવી નવી અર્થચ્છાયાઓ ઊભી થઈ શકે છે.

પાછાં પગલાં ભરવાં.

'પગલાં'ની આવી એક સંદર્ભસૃષ્ટિ રચી શકાય. 'પગલાં'નો શબ્દકોશ-સંગત એક અર્થ હોય પણ તેનો જુદા જુદા સંદર્ભમાં પ્રયોગ જુદી જુદી અર્થચ્છાયાઓ આપે છે. 'ચિત્ર' શબ્દનો એક અર્થ છે પણ સિનેમાની શોધ પછી તેમાં એક નવી અર્થચ્છાયા ઉમેરાઈ. 'વીજળી' શબ્દનો અમુક અર્થ છે પણ સોળમી સદીનો ભાષક તેનો જે અર્થ કરતો હતો તે આજે ઈલેક્ટ્રિસીટીની શોધ પછી પલટાયો છે. સંસ્કૃતિમાં પરિવર્તન થાય છે તે સાથે સંદર્ભો બદલાય છે અને નવા સંદર્ભો ભાષામાં ઉમેરાય છે. પરંપરાગત શબ્દ-ભંડોળમાંથી મોટે ભાગે સમાન અર્થવાળો શબ્દ આ સંદર્ભને માટે પ્રયોજાય છે. ભાષામાં આ રીતે અર્થપરિવર્તન થાય છે. ધ્વનિની દૃષ્ટિએ શબ્દ એનો એ રહેવા છતાં અર્થની દૃષ્ટિએ તે બદલાઈ જાય તેવું પણ બને.

'पत्र' શબ્દમાં મૂળ તો पत् એટલે 'પડવું' તે ધાતુ છે. પાંદડું તે પત્ર કહેવાતું. પ્રાચીન સમયમાં પાંદડા પર લખાતું તેથી આવા લેખનકામ માટે 'પત્ર' શબ્દ ચાલુ રહ્યો. કાગળની શોધ પછી પણ પ્રયોગ એ જ ચાલુ રહ્યો. ટપાલવ્યવસ્થા યોજાતાં એ જ શબ્દ નવાં સંદર્ભમાં નવી અર્થચ્છાયા સાથે ચાલુ રહ્યો. એક જ શબ્દ તેના એના એ જ ધ્વનિઓ ટકાવી રાખી નવી નવી અર્થચ્છાયાઓ આપ્યા કરે છે.

શબ્દના અર્થમાં વિવિધ પલટાઓ આવ્યા કરે છે. અર્થનો સંબંધ સંદર્ભ સાથે છે અને સંદર્ભનો સંબંધ સંસ્કૃતિ સાથે છે. સંસ્કૃતિમાં નવાં વહેણો આવે તે સાથે કેટલાક નવા સંદર્ભો પણ આવે છે. આ નવા સંદર્ભોમાં શબ્દો પ્રયોજાય છે. એટલે અર્થ—પરિવર્તનને આ રીતે મૂકી શકાય.

સાંસ્કૃતિક પરિવર્તન > સંદર્ભ પરિવર્તન > અર્થ પરિવર્તન.

વ્યક્તિ જ્યારે દ્વૈભાષિક બને છે ત્યારે તે પોતાની ભાષાની ગુંજાયશ વધારે છે. દ્વૈભાષિકતાનું ખરું કામ નવા શબ્દો આપવાનું નથી પણ ભાષકની પોતાની ભાષાની સદ્રશ્ય બદલી નાખવાનું છે. દ્વૈભાષિકતાને કારણે ભાષામાં નવા સંદર્ભો આવે છે અને પરિણામે શબ્દના અર્થમાં સૂક્ષ્મ પરિવર્તન થાય છે. અરબી ફારસી અને અંગ્રેજી ભાષાના સંપર્કને પરિણામે ગુજરાતી ભાષામાં થયેલું અર્થ—પરિવર્તન એટલું મોટું છે કે બસોક વર્ષ પહેલાંના ભાષકને આજની ભાષા તદ્દન જુદી લાગે એમ છે. ભાષાના સંપર્કને પરિણામે થતાં પરિવર્તનો સાંસ્કૃતિક છે.

## શબ્દ અને સંસ્કૃતિ

શબ્દોનો હજારો વર્ષનો સાતત્યમય ઇતિહાસ મળે છે. શિલાલેખો, તામ્રપત્રો કે સિક્કાઓ કરતાં પણ ઇતિહાસની મહત્ત્વની કડી તે ઘણીવાર પૂરી પાડે છે. ઊલટું જ્યાં બીજાં સાધનોનો અભાવ હોય છે ત્યાં શબ્દો–ભાષા જ એક માત્ર ખોજનું સાધન બની રહે છે. આર્યોના આગમનનો ઇતિહાસ, આર્ય અને આર્યેતર સંસ્કૃતિનું મિશ્રણ વગેરે અનેક બાબતો, શબ્દોનો ઇતિહાસ તપાસતાં જાણવા મળે છે.

સંસ્કૃતિનાં પદચિહ્નો શબ્દમાં અંકિત થયેલાં છે. આ ચિહ્નો ક્યાંક અસ્પષ્ટ હશે પણ તેનો સગડ શોધવો એ રસમય બાબત છે. ભારત–યુરોપીય પરિવારની જ એક શાખા ઈરાનમાં આવીને વસેલી. તેમાંથી એક સમૂહ છૂટો પડીને ભારતમાં આવ્યો. વન અને પર્વતો ખૂંદતા, કુટુંબકબિલા સાથે તેમને શા માટે અણજાણ્યા પ્રદેશ તરફ જવાની ફરજ પડી? દર પગલે તેમનો સામનો થતો હતો છતાં આ બધી મુસીબતો ઊઠાવી તેઓ ઈરાનમાંથી શા માટે નીકળ્યા?

આ પ્રશ્નોના જવાબ શબ્દો આપે છે. ઈરાનમાં વસેલા આર્યોના જુથમાં ધર્મના કારણે બે ભાગ પડયા હશે. એક જુથ ‘દેવપૂજક’

છે અને બીજું જુથ ‘ અસુરપૂજક ’ છે. અસુરપૂજક જુથ ઈરાનમાં વસ્યું અને દેવપૂજકો ભારત તરફ આવ્યા. અસુરપૂજકોએ ‘દેવ ’નો અર્થ ‘ દૈત્ય ’ કે ‘ રાક્ષસ ’ કર્યો, અને દેવપૂજકોએ ‘ અસુર ’નો અર્થ દૈત્ય કે રાક્ષસ કર્યો. બન્ને વચ્ચે ધાર્મિક ઝગડાની પરાકાષ્ઠા છે. બે જુથ વચ્ચે વૈમનસ્ય થયું. મૂળમાં આવા કોઈ ધાર્મિક ઝગડાને પરિણામે જ એક સમૂહ ભારતમાં આવ્યો હશે. શબ્દો ઇતિહાસની લુપ્ત થતી અનેક કડીઓ સાચવીને બેઠા છે:

ભારત અને પ્રાચીન રોમ વચ્ચેનો સંબંધ; ભારત અને ચીન વચ્ચેનો સંપર્ક ભાષામાં કોઈ ને કોઈ અસર મૂકી ગયેલ છે. પશ્ચિમ ભારત પર રાજ્ય કરનાર ‘ક્ષત્રપ’ રાજાઓ સૂચવતો ‘ક્ષત્રપ’ શબ્દ અને અંગ્રેજી Satrap શબ્દ મૂળ રોમન હોઈ ક્ષત્રપ રાજકુળનો સંબંધ રોમ સાથે જોડવાની કોઈ સ્વાભાવિક વૃત્તિ થાય રેશમી કાપડને સંસ્કૃતમાં ચીનાશુક કહે છે તે બાબત પ્રાચીન સમયમાં ચીન સાથેનો સંબંધ પૂરવાર કરે છે.

શબ્દોની યાત્રા એ પણ એક એવું જ રસમય પ્રકરણ છે. ભારતીય આર્ય ભાષાના શબ્દો જ અનેક સ્થળાંતરો કરતા હજાર વર્ષ પછી ફરી નવા સ્વરૂપે દેશમાં પાછા આવે છે. દક્ષિણમાં થતું ચંદન વેપારી વહાણોમાં બેસી ઈરાન અરબસ્તાન ગયું અને ફારસીમાં તે ‘સંદલ’ બન્યું. આ ‘ સંદલ ’ ત્યાંથી Sandal બની બ્રિટન ગયું. ફરી સેંકડો વર્ષ પછી બ્રીટીશ પ્રજા સાથે તે શબ્દ Sandalના રૂપમાં ભારતમાં પાછો આવ્યો.

## પરિવર્તન

શબ્દ અને અર્થ વિશે પ્રાચીન સમયથી જુદા જુદા વિચારકો વિચાર કરતા આવ્યા છે. દંડીન્‌તો ત્યાં સુધી કહે છે કે શબ્દ નામનો જ્યોતિ ન હોત તો જગત અંધકારમય હોત. વાણી અને અર્થની કાલિદાસે

કરેલી સ્તુતિ પણ અહીં યાદ કરવા જેવી છે. 'નિરુક્ત'માં યાસ્ક અનેક શબ્દો લઈ ને તેના અર્થ–વ્યાપારને સમજાવવાનો પ્રયાસ કરે છે શબ્દ અને અર્થ વચ્ચે રહેલા સંબંધની સામાન્ય જનસમૂહમાં પણ કોઈ ને કોઈ રૂપે ચર્ચા થાય છે.

'અનેક રંગે રંગી તો યે લોક કહે નારંગી.'

શબ્દ અને અર્થ પરંપરાથી સંબંધ થયેલા છે. અર્થમાં પરિવર્તન થાય છે. પરિવર્તનનો આ વ્યાપાર બે રીતે સમજી શકાય છે.

(૧) અર્થસંકોચ

(૨) અર્થ વિસ્તાર.

અર્થસંકોચ

અર્થપરિવર્તનમાં અર્થસંકોચનું ક્ષેત્ર વધારે વ્યાપક છે. ઘણા ખરા શબ્દો કોઈને કોઈ પ્રકારના ધાતુ પરથી બનેલા છે એવી એક માન્યતા છે. ધાતુ ચોક્કસ ક્રિયાનું સૂચન કરે છે, એટલે દરેક નામ કોઈને કોઈ ક્રિયાના સૂચક તરીકે વપરાય છે એ માન્યતા તેના મૂળમાં કામ કરી રહી છે. ઘણીવાર એવું બને છે કે નામની પાછળ રહેલ ધાતુ શોધતાં કેટલીક વાર વિચિત્ર તર્ક કરવામાં આવે છે.

શબ્દનો વ્યુત્પત્તિમૂલક અર્થ લોપાઈ જાય તે પછી જ તેમાં નવી અર્થચ્છાયાઓ ઉમેરી શકાય. શબ્દની વ્યુત્પત્તિને જ માત્ર ધ્યાનમાં રાખવામાં આવે તો તેમાંથી નવી અર્થભંગિ સંભવી શકે નહિ.

ગો એટલે 'ગાય.' ગો શબ્દનું મૂળ ગમ્ ધાતુમાં છે. ગમ્ ધાતુનો સીધો–સાદો અર્થ થાય છે 'જવું.' હવે જવાની ક્રિયા કરનાર દરેકને આપણે ખરી રીતે ગો કહી શકીએ. પણ ગો શબ્દનું આ વ્યાપકક્ષેત્ર સંકોચીને તેને 'ગાય' શબ્દ પૂરતું જ મર્યાદિત કરવામાં આવ્યું છે. શબ્દ ધીરે ધીરે આ અર્થમાં જ રૂઢ થયેલો છે.

આવો જ એક શબ્દ છે 'परिग्रह.' તેનો અર્થ છે જેનો સ્વીકાર કરવામાં આવે છે તે. दारपरिग्रह એટલે લગ્ન ક્રમે ક્રમે પરિગ્રહ શબ્દનો અર્થ થયો પત્ની. જૈનોમા પ્રાર્શ્વનાથપૂર્વે થઈ ગયેલા તીર્થંકર ચાર મહાવ્રતોમાં અહિંસા, સત્ય અસ્તેય અને અપરિગ્રહની વાત કરે છે અપરિગ્રહમાં બ્રહ્મચર્યનો સમાવેશ થઈ જાય છે. મહાવીર અપરિગ્રહ–વ્રત કાયમ રાખી બ્રહ્મચર્યનું વ્રત નવું ઉમેરે છે. પરિગ્રહનો બદલાયેલો અર્થ તેમાં કારણભૂત છે.

અર્વાચીન ગુજરાતીનો 'સાવજ' શબ્દ પણ અર્થસંકોચનું સરસ ઉદાહરણ પૂરું પાડે છે. મૂળ શ્વાપદ ઉપરથી આ શબ્દ આવ્યો છે શ્વાપદનો અર્થ થાય છે હિંસ્ર પશુ. મધ્યકાળમાં 'સાવજ'નો અર્થ વનપશુ અને પંખી એમ બન્ને થાય છે. અને સાહિત્યમાં ઘણે સ્થળે તે આ રીતે વપરાયો છે. પછી ધીરે ધીરે તેમાંથી 'પંખી'નો અર્થ જતો રહ્યો અને હાલ માત્ર વાઘ કે દીપડાને માટે આ શબ્દ વપરાય છે.

અર્વાચીન યુગનું એક ઉદાહરણ જોઈએ. 'વિલાયત' શબ્દ મૂળે ફારસી છે. તેનો અર્થ થાય છે 'વતન.' અંગ્રેજો પોતાના વતનને 'વિલાયત' કહેતા, એટલે તેનો અર્થ થયો પરદેશ—અને ખાસ કરીને 'ઇગ્લેંડ.' આજે પણ વિલાયતની સંદર્ભસૃષ્ટિ આને મળતી જ છે.

શબ્દના સંક્ષેપ દ્વારા પણ ઘણી વાર અર્થસંકોચ થાય છે. બોલનાર બોલવાની સગવડ ખાતર 'ટેલીફોન'ના બદલે 'ફોન' કે 'એકઝામિનેશન'ને બદલે 'એકઝામ' બોલે છે. આ માત્ર ધ્વનિસંક્ષેપ છે અને તેમ કરતાં અર્થસંકોચ થયાનું પણ બને છે. 'મંત્રવાદી' પરથી 'વાદી' (મદારી), गोधन પરથી धन> ધણ વગેરે તેનાં ઉદાહરણો છે.

અર્થસંકોચનું ક્ષેત્ર વિસ્તૃત છે. વિચારનાં નવાં વહેણ સાથે કે

નવી પરિસ્થિતિ સાથે શબ્દો તો જૂના પ્રયોજાય છે પણ તેને કારણે શબ્દોના અર્થમાં જે વિશિષ્ટતા આવે છે તે ભાષાને માટે મહત્ત્વની છે. ભાષાની સમૃદ્ધિ આ રીતે વધે છે.

## અર્થવિસ્તાર

અર્થવિસ્તારની પ્રક્રિયા અર્થસંકોચથી ઊલટી રીતે ચાલે છે. શબ્દમાંથી નીકળતા અસંખ્ય અર્થમાંથી તેને એક અર્થમાં નિયત કરવામાં આવે એટલે ભાષા તેનો ધર્મ—વિચાર અન્ય સુધી પહોંચાડવાનું કાર્ય બજાવી શકે. શબ્દોના ઇતિહાસમાં નૈસર્ગિક રીતે બનતી આ ક્રિયા છે જ્યારે અર્થવિસ્તાર સધાય છે ત્યારે આ વિસ્તારની પાછળ કોઈને કોઈ આગંતુક કારણ હોય છે. કોઈ ઐતિહાસિક, કોઈ સામાજિક કે એવી વિશિષ્ટ પરિસ્થિતિ તે માટે કારણભૂત હોય છે.

કોઈ સમાજમાં અમુક સાંસ્કૃતિક પરિવર્તન થયું. આ પરિવર્તન તેની સાથે નવા શબ્દો લઈને આવતું નથી. ચાલુ શબ્દભંડોળથી જ લગભગ તે પોતાનું કામ નિભાવે છે. નવા અર્થથી બહુ ભિન્ન નહિ તેવા અર્થસૂચક શબ્દો લઇ તે નવી અર્થચ્છાયામાં પ્રયોજે છે. આ કારણથી શબ્દો અર્થવિસ્તાર પામે છે.

'સેટેલાઈટ'ની શોધ સાથે આ શબ્દ નવો નથી આવ્યો પણ જૂના શબ્દને નવા અર્થમાં પ્રયોજવામાં આવ્યો છે. ગુજરાતીમાં ઘણી વાર તે માટે 'બાલચંદ્ર' પ્રયોગ સાંભળીએ છીએ તે ચંદ્રના જ અર્થનો વિસ્તાર છે.

ભાષામાં આ પ્રવૃત્તિ બહુ પ્રાચીન સમયથી ચાલતી આવી છે. કુશલ શબ્દનો મૂળ અર્થ છે કુશ લઈ આવનાર. કુશ કાપવો તે વિશિષ્ટ નિપુણતા માગી લે છે, કારણકે તેને કાપવામાં ઇજા થવાનો પૂરતો ભય છે. ધીરે ધીરે આ શબ્દ 'નિપુણતા'ના અર્થમાં રૂઢ થયો. કુશળ (ક્ષેત્રના અર્થમાં) પણ એનો જ વિસ્તાર છે. પ્રવીણ શબ્દ

મૂળ તો વીણા વગાડવામા કુશળ એમ સૂચવે છે પણ પાછળથી તે વ્યાપક અર્થમાં રૂઢ થયેલ છે

યવન શબ્દનો અત્યારે એક અર્થ છે મૂળ આ શબ્દ આયોનિયન (ગ્રીક) માટેનો છે આયોનિયનમાંથી યવન બની તે ચાલુ રહ્યો જૂના સંસ્કૃત નાટકોમા 'યાવની' સ્ત્રીઓ રાજાના અંતપુરની ચોકી કરતી તેવા ઉલ્લેખો મળે છે સંભવ છે કે આ પરદેશી સ્ત્રીઓને લાગુ પડતો હોય મુસ્લિમ શાસનકાળમા મુસ્લિમોનો પરિચય થતા આ શબ્દ તેમને માટે વપરાવા લાગ્યો પાછળના સમયમાં અંગ્રેજ વગેરે પરદેશી પ્રજાનો પરિચય થતાં આ શબ્દ લગભગ બધા જ વિદેશીઓ કે પરધર્મીઓને માટે વપરાવા લાગ્યો

આવી જ કથા 'ભાત'ની છે ખેડૂત ખેતરમાં જાય છે તેને પાછળથી ખેતરમા જે ખાવાનુ પહોચાડવામા આવે છે તેને 'ભાત' કહેવામા આવે છે મુસાફરીમાં સાથે લઈ જવાનુ ભાતુ, ' 'ભતવારી' વગેરે આ શબ્દનો જ વિસ્તાર છે ભાત શબ્દ મૂળમા સંસ્કૃત છે અને भक्त>ભાત એ રીતે ઊતરી આવેલો છે ખેડૂતને જે 'ભાત' પહોચાડવામાં આવે છે તેમા ખરી રીતે તો ભાત કે ખાંડેલા ચોખા હોતા જ નથી છતા આ શબ્દ આ અર્થમા રૂઢ થઈ ગયેલો છે મૂળના અર્થ કરતાં તેનો જુદો જ અર્થવિસ્તાર છે સંભવ છે કે દક્ષિણની ભાત ખાનાર પ્રજાના સંપર્કને કારણે તે આ રીતે રૂઢ થયો હોય।

વ્યુત્પતિસૂચક મૂળ અર્થ કરતાં શબ્દ ક્રમેક્રમે અર્થવિસ્તારને કારણે જુદા જ અર્થમા પ્રયોજાતો હોય તેવાં ઘણા ઉદાહરણો મળી આવે છે સંસ્કૃત प्रतोलीમાંથી આજનો આપણો 'પોળ' (મહોલ્લો) શબ્દ વિકાસ પામેલો છે प्रतोलीનો અર્થ છે દરવાજો પણ 'પોળ'નો અર્થ થાય છે દરવાજાની અંદર રહેતી વસતી—મહોલ્લો આમ પોળ'નો અર્થ 'प्रतोली'ના મૂળ અર્થનો વિસ્તાર કરે છે

પરિવર્તનનાં કારણો : રૂપક.

અર્થ પરિવર્તનમાં કેટલાંક કારણોની વાત આપણે જોઈ ગયા. પરિવર્તન માટે નિમિત્ત બનનાર કેટલીક બાબતોમાં એક છે રૂપક.

અમુક વસ્તુ કે ક્રિયા સાથે અમુક પ્રકારે સામ્ય મળે તો એક વસ્તુને બીજી વસ્તુનું રૂપ આપી દેવાની મન પ્રવૃત્તિ કરે છે. આંશિક સામ્યને આધારે આવું રૂપ આપવાની પ્રવૃત્તિ ચાલે છે. આનું એક પરિણામ એ આવે છે કે શબ્દનો અમુક અર્થ થતો હોય છે તે સમય જતાં પલટાઈ જાય છે. કાવ્યની ભાષામાં રૂપકો વાપરવાથી નવી ચમક આવે છે. આલંકારો કાવ્યમાં આનંદનું એક કારણ છે.

किरात् શબ્દ મૂળ તો મોંગોલોઈડ પ્રજા માટે આર્યોએ પ્રયોજ્યો છે. આ જાતિ હિમાલય અને તેની આજુબાજુ વસી ગયેલી. સંભવ છે કે ચોરી અને છેતરપીંડી કરવા માટે તે કુખ્યાત બની હશે. આના પરથી છેતરપીંડી કરનાર વેપારીઓને किरात् કહેવાનો પ્રચાર થયો. ગુણમાં રહેલા સામ્યને કારણે આ રૂપક યોજાયું હશે તેમ માની શકાય.

પર્વનો મૂળ અર્થ ગાંઠા છે શેરડીની બે કાતળીને જોડનાર સખત ભાગ તે ગાંઠો કહેવાય છે. તહેવારો વર્ષના ચોક્કસ સમયે–આંગળીના વેઢા પેઠે ગણતરી સરળ બનાવે તેમ આવતા હોઈ તહેવારને પર્વ કહેવાનો રિવાજ પ્રચલિત બન્યો હશે

'લવણ' એટલે મીઠું. 'લાવણ્ય' જેનો અર્થ 'સૌંદર્ય' થાય છે તે લવણ પરથી બનેલો શબ્દ છે. લાવણ્યનો અર્થ થાય લવણતા–મીઠાવાળું. સલૂણી વગેરે શબ્દો મૂળમાં 'મીઠાવાળી' એવો અર્થ સૂચવે છે.

આવાં રૂપકોનો પ્રચાર વધતાં ધીરે ધીરે તેની તાઝગી ઓછી થઈ જાય છે. 'ઠંડો આવકાર', 'કડવાં વચન', 'મીઠી મહેમાનગતિ' વગેરે પ્રયોગો રૂપકનાં ઉદાહરણો છે એની વાપરનારને પણ

ભાગ્યે જ ખબર હોય છે. શબ્દોને બરાબર તપાસીએ તો એમાં રૂપકનો વ્યાપાર કેટલા વ્યાપક સ્વરૂપે વિસ્તરે છે તેનો ખ્યાલ આવે.

### સાદૃશ્ય

ભાષકના ચિત્તમાં રહેલી શબ્દોની ઉપસ્થિતિની ભાતને આધારે ભાષક એ પ્રકારના અન્ય પ્રયોગો કરવા લલચાય છે. તેમાંથી કેટલાક નભે પણ છે તો કેટલાક ઊડી જાય છે. એકના સાદૃશ્યથી બીજાને તેવું બનાવી દેવાનો વ્યાપાર ભાષકના ચિત્તમાં ચાલતો હોય છે.

આપ–આપશી.

કાપ–કાપશી

પરથી ' જાવ–જાવશી ' જેવા પ્રયોગો કરવાની ચિત્ત પ્રવૃત્તિ તો કરે છે–કોઈ વાર આ પ્રવૃત્તિ ભાષામાં નભી જાય છે. કોઈ શબ્દ–સામ્ય કે શબ્દના કોઈ ધ્વનિનું સામ્ય આ પ્રકારની પ્રવૃત્તિ માટે કારણભૂત છે.

સુધારો પરથી કુધારો

કુશાગ્ર પરથી મોભાગ્ર

જેવા પ્રયોગો શબ્દ–સાદૃશ્યનાં ઉદાહરણો છે. ' સર્વસ્વ 'ના સાદૃશ્યથી જ ' વર્ચસ્વ ' થયેલ છે. વાસ્તવમાં ત્યાં ' વર્ચસ ' શબ્દ હોવો જોઈએ. ' જોઈએ છીએ 'માં ' છીએ ' ખોટું છે પણ ' —ઈએ ' ના ધ્વનિ સામ્યને કારણે ' છીએ ' બનેલું છે. ત્યાં ' છે ' વધારે સગત છે.

### વ્યંગોક્તિ

વ્યંગ કે કટાક્ષ પણ, શબ્દમાં ન હોય તેવા જુદા અર્થના રંગ પૂરે છે પરંપરાથી નોખા પડવાની માણસમાં વૃત્તિ રહેલી છે. શબ્દોના ચોક્કસ અર્થને બદલે તેને ભળતી જ અર્થચ્છાયાઓમાં પ્રયોજવામાં આવે છે.

શબ્દના બે ભાગ એવી રીતે થઈ શકતા હોય કે તેથી શબ્દમાં ન હોય તેવો અર્થ પણ તેમાંથી કાઢવામાં આવે છે. 'વાનર' નર કે શું ? માણસ જેવો દેખાય છે માટે વાનર. 'દેવાનાં પ્રિય' એટલે મૂર્ખ એ અર્થ વ્યંગનું જ પરિણામ છે.

ઘણી એવી બાબતો છે જેનું જાહેરમાં ઉચ્ચારણ કરવું, અમુક મર્યાદાને કારણે, યોગ્ય ગણાતું નથી. પતિથી પત્નીનું કે પત્નીથી પતિનું નામ ન દેવાય. પરિણામે ગોળ ગોળ પ્રયોગો દ્વારા તે બતાવવામાં આવે છે. ઘણીવાર સગપણસૂચક નામો પર પરભાષાનું આવરણ મૂકી ઉચ્ચારણ કરવામાં આવે છે.

ભય ઉત્પન્ન કરનાર બાબત બને ત્યાં સુધી જુદી રીતે કહેવાનો રિવાજ છે. 'સ્વર્ગવાસી' કે 'ગોલોકવાસી' જેવા પ્રયોગો મૃત્યુની ભયંકરતા નિવારવા માટે કરવામાં આવી છે. 'દીવો ઠાર્યો' કહેવાને બદલે 'રામ કર્યો' કે 'રાણો કર્યો' કહેવાય છે. 'દુકાન બંધ કરી' કહેવાને બદલે 'દુકાન વધાવી' કહેવા પાછળ કોઈ અજ્ઞાત ભય કામ કરી રહેલ છે.

નિષિધ્ધ શબ્દોનું ઉચ્ચારણ કરવાને બદલે તેને શિષ્ટતાના વાઘા પહેરાવવા પાછળ પણ આ વ્યાપાર દેખાય છે. આ બધા વ્યંગોક્તિનાં ઉદાહરણો છે. વ્યંગોક્તિ એટલે કટાક્ષ જ નહિ પણ અન્ય શબ્દ દ્વારા અમુક વાત રજૂ કરવી તે રીતે સમજવાનું છે

## શબ્દોની ચડતી–પડતી

આમ તો શબ્દની નથી ચડતી થતી કે નથી પડતી થતી. ભાષા –શબ્દો તો વાપરનારના વિચારનું વાહન છે. ઘણીવાર એવું બને છે કે અમુક શબ્દ અમુક અર્થમાં પ્રયોજાતો હોય પછી તે તદ્દન હલકા અર્થમાં પ્રયોજાવા લાગે છે તેને કારણે શબ્દોની ચડતી કે પડતી થઈ તેમ ગણાય છે. જેમકે 'મહારાજ' શબ્દનો મૂળ અર્થ છે 'મહાન

રાજા', પણ ધીરે ધીરે તે રસોયાને માટે વપરાવા લાગ્યો. 'મહત્તર' એટલે તો વડીલ પણ 'મહેતર' શબ્દ તે પછી હલકું કામ કરનાર કોમનો પર્યાયવાચી બની ગયો.

આનાથી ઊલટું 'સાહસ' જેવા શબ્દનો સંસ્કૃતમાં મૂળ અર્થ છે. 'ગુનાહિત—ખોટું કાર્ય' પણ 'સાહસ' આજે સારા અર્થમાં વપરાય છે.

## લોપ અને આગમ

શબ્દ જે સંદર્ભમાં વપરાતો હોય તે સંદર્ભ જો લુપ્ત થઈ જાય તો ઘણે ભાગે શબ્દ પણ લુપ્ત થઈ જાય છે. ઘણીવાર સંદર્ભ એનો એ રહે પણ નવો શબ્દ પ્રચારમાં આવે તો, ધ્વનિની દૃષ્ટિએ સહેલો હોય કે તેની પાછળ કોઈ અન્ય કારણ સંકળાયેલું હોય તો જૂના શબ્દને સ્થાને તે વપરાતાં વપરાતાં છેવટે તેને હડસેલી દે છે. પછી પેલો જૂનો શબ્દ પ્રચારમાંથી લુપ્ત થઈ જાય છે.

'જે' અને 'કે'નો એવો જ ઇતિહાસ છે. પહેલાં 'કે'ના અર્થમાં બધે 'જે' વપરાતો. 'શિક્ષાપત્રી' માં સર્વત્ર 'જે' વપરાયેલો છે. ત્યાર પછી 'કે' પ્રચારમાં આવ્યો. દયારામ 'જે' અને 'કે' બન્નેનો પ્રયોગ કરે છે. પણ ત્યાર પછી 'જે' સદંતર લુપ્ત થઈ જાય છે અને 'કે' તેનું સ્થાન લે છે.

રુચિભેદ, સંસ્કારભેદ અને નવી અર્થવ્યંજના નવા શબ્દોના આગમનના મૂળમાં રહેલ છે.

# ૧૧. ઐતિહાસિક અને તુલનાત્મક પદ્ધતિ

કોઈ ભાષાના સ્વરૂપને બરાબર સમજવા માટે તેનો ઇતિહાસ જાણવો જરૂરી છે. ભાષાનું સાતત્ય, કાળક્રમે તેમાં થયેલાં પરિવર્તનો, શબ્દોનાં મૂળ અને તેનો વિકાસક્રમ ભાષાના ઇતિહાસને તપાસતાં તપાસતાં સમજી શકાય છે. ભાષાની સંપૂર્ણ પૃષ્ઠભૂમિ સમજવા માટે તે અતિશય જરૂરી છે.

H. Paul કહે છે કે ભાષામાં ઐતિહાસિક ભાષાવિજ્ઞાન વધારે શાસ્ત્રીય છે. બ્લૂમફિલ્ડ કહે છે કે અમુક ભાષામાં અમુક શબ્દનો અમુક અર્થ થાય છે તેનું કારણ એટલું જ કે આગળની પેઢી એમજ બોલતી હતી. ઉત્તર પેઢીએ પછી તેનું બોલવામાં અનુકરણ કર્યું. જો ભારતીય આર્યભાષાના ભાષકો "ભાઈ" કે 'ભાઉ' કહેતા તેનો અર્થ એટલો જ કે માધ્યમિક આર્યભૂમિકાના વક્તાઓ એ અર્થને માટે એજ શબ્દનો પ્રયોગ કરતા. એના પૂર્વજો 'भ्रातर' બોલતા અને શબ્દનો અર્થ એ હતો. ભાષાવિજ્ઞાનના તથ્યનો પાયો ઐતિહાસિક ક્રમમાં થયેલા વિકાસમાં શોધવાનો હતો. આ વિકાસક્રમનો અભ્યાસ તેનું નામ જ ઐતિહાસિક ભાષાવિજ્ઞાન.

ઐતિહાસિક ભાષાવિજ્ઞાનનું ક્ષેત્ર વિશાળ છે ધ્વનિઘટકોમાં થયેલા ફેરફાર, અર્થઘટકોમાં થયેલી હેરફેર, વ્યાકરણી પરિમાણ પર થયેલી તેની અસર, અને શબ્દના અર્થમાં કાળક્રમે થતો ફેરફાર—[illegible] હોય ત્યાં તેની ઉપપત્તિ—આ બધું ઐતિહાસિક ભાષાવિજ્ઞાનના

ક્ષેત્રમાં આવે. ધ્વનિનિયમો સાર્વત્રિક રીતે પ્રવર્તતા હોય છે; ધ્વનિઘટકોની હેરફેર સાથે વ્યાકરણની સૂઝ બદલાય છે. સાંસ્કૃતિક પરિવર્તન ભાષાના શબ્દ અને અર્થમાં પરિવર્તન લાવી મૂકે છે. આ બધું તપાસવું તે હકીકત ઘણી રસપ્રદ છે.

ઐતિહાસિક પદ્ધતિની કેટલીક પાયારૂપ બાબતોનો ઉદાહરણ લઈ પરિચય કરીએ.

કોઈ એક ભાષાની બે જુદી ભૂમિકા લઈ આ વાત તપાસી શકીએ. આ કસોટી માટે ભાષા એકજ છે પણ ઐતિહાસિક ક્રમમાં તેની ભૂમિકા જુદી છે. એક ભાષાની બે જુદી ભૂમિકાની સાથે તેની ઝીણવટથી તપાસ કરવી. ઐતિહાસિક ક્રમમાં તેમાં થયેલા ફેરફારની નોંધ કરી શકાય અને કોષ્ટક બનાવી શકાય. બારમાથી ચૌદમા શતકની ગુજરાતી ભાષા અને અર્વાચીન ગુજરાતી ભાષાનો નમૂનો લઈ આ બાબત જોઈએ.

मिलइ > મળે

लिखइ > લખે

छासि > છાશ

भईसि > ભેંશ

साचउं > સાચું

પ્રાચીન અને અર્વાચીન ગુજરાતી ભાષામાં થયેલું કેટલુંક પરિવર્તન જોઈ શકાય છે. આ પ્રકારે સંખ્યાબંધ દાખલાઓ મળે તો તેને આધારે આપણે નીચેનાં વિધાનો તારવી શકીએ.

એક કાળની એવી ભૂમિકા હતી જેમાં બધા હ્રસ્વ [ ઇ ] જતા રહે છે.

(૨) ઉક્તિના આદિસ્થાનમાં આવેલ 'લ' ટકી રહે છે પણ બે સ્વરની વચ્ચે આવે તો લ > ળ થઈ જાય છે.

(૩) [ ઈ ]ની હાજરીમાં સ > શ આવું પરિવર્તન થાય છે.

પરિવર્તન કયા ક્રમમાં થયું છે તેની અનુપૂર્વી પણ બનાવી શકાય. જેમકે પહેલાં સ > શ પરિવર્તન થયું હશે તે પછી જ [ ઇ ] જતા રહ્યા હશે. આનું કારણ એ કે ધ્વનિ નિયમો સાર્વત્રિક છે. ભાષામાં અમુક જ 'સ'નું 'શ'માં પરિવર્તન થાય તે શક્ય નથી. [ ઇ ]ની હાજરી તેમાં કારણભૂત હોઈ પહેલાં [ ઇ ]ની હાજરીમાં આ પરિવર્તન થઈ જાય ત્યાર પછી જ [ ઈ ]નું અસ્તિત્વ જોખમાયું હોય તેમ ધારી શકાય. પરિવર્તનનો ક્રમ આ પ્રમાણે રહ્યો હશે એમ કલ્પી શકાય.

भइंसि > भइंश > ભેંશ

વચ્ચેનું આવું રૂપ ક્યાંયે ન મળતું હોય તો પણ આપણે સહેલાઈથી કલ્પી શકીએ કે પરિવર્તન આ રીતે જ થયું હશે.

ઐતિહાસિક પદ્ધતિની એક સૌથી મોટી મર્યાદા એ છે કે આપણે સતંતર લેખિત સામગ્રી પર આધાર રાખવો પડે છે. ભૂતકાળનો કોઈ ભાષક હાજર હોવાની શક્યતા નથી. લેખિત સામગ્રીની પોતાની જ કેટલીક મર્યાદાઓ છે. બોલચાલની ભાષાનું લિપિ યથાતથ પ્રતિનિધિત્વ કરે છે એમ કહી શકાય નહિ. ભાષામાં જે ફેરફારો થાય છે તે બોલાતી ભાષાના છે. લિપિમાં આ ફેરફારો એટલી ઝડપથી આવતા નથી. લિપિ એટલી વિવર્તશીલ નથી. અમુક પરંપરા પ્રમાણે તેમાં અમુક રીતે લખાયા કરે છે. લેખિત સામગ્રીનો પૂરાવો ઘણીવાર છેતરામણો પણ નીવડે છે.

मइलउं > મેલું

मिलइ > મળે

लिखइ > લખે

'લ' અને 'ળ' એક જ ધ્વનિઘટકના બે ભિન્ન આવિષ્કારો

છે. લ > ળ આવું પરિવર્તન થઈ ગયું છે. હવે ઉપરના ઉદાહરણમાં જોઈએ છીએ કે અમુક જ લ > ળ થયા છે જ્યારે અમુક લ > લ રહે છે. ખરી વાત એ છે કે ધ્વનિનિયમોમાં આવી અરાજકતા હોય તે શક્ય નથી. કાં બધા જ 'લ' મળે કાં બધા જ 'ળ' મળે પણ આવો સંભ્રમ શક્ય નથી.

આમ હોવાનું એક કારણ કલ્પી શકાય. પહેલાં લ > ળ પરિવર્તન થઈ ગયું છે પછી ળ > લ આવું પરિવર્તન થયું હશે. પરંતુ આ ફેરફારો હજુ લિપિમાં આવ્યો નથી. લહિયાઓ એમની પરંપરા પ્રમાણે 'ળ'ના બદલે 'લ' લખ્યા કરે છે. ઐતિહાસિક પદ્ધતિની તપાસમાં આપણે લહિયાઓએ આપેલી સામગ્રી પર જ આધાર રાખવો પડે છે. પણ આ સામગ્રી હંમેશાં પ્રમાણભૂત નથી હોતી. તુલના માટે જે પ્રાચીન ભૂમિકા લેવામાં આવે તે સમયનાં ઉચ્ચારણો ખરેખર ક્યાં હશે તે બરાબર સમજી લેવું જોઈએ.

ઐતિહાસિક પદ્ધતિની આ એક મોટી મર્યાદા છે.

### તુલનાત્મક પદ્ધતિ

ઐતિહાસિક પદ્ધતિની કેટલીક ખામીઓ તુલનાત્મક પદ્ધતિ દ્વારા નિવારી શકાય છે.

એક જ સ્રોતમાંથી વિકસેલી ભિન્ન ભિન્ન ભાષાઓનો તુલનાત્મક પદ્ધતિ દ્વારા અભ્યાસ કરી શકાય. આવી ભિન્ન ભાષાઓનું તુલનાત્મક અભ્યાસથી વ્યવસ્થિત સામ્ય અને વ્યવસ્થિત વૈષમ્ય શોધી કાઢવામાં આવે છે. સંખ્યાબંધ ઉદાહરણો એકઠાં કરી મળતા આવતા ધ્વનિ-ઘટકોની યાદી બનાવવામાં આવે છે. આ અભ્યાસમાં અર્થઘટકો, વ્યાકરણી પરિમાણ અને અર્થની સમાનતા પણ ઉમેરવી જોઈએ.

તુલનાત્મક પદ્ધતિ પાછળનો વિચાર સાદો છે. ભાષાના સંકેતો યાદૃચ્છિક છે. તે પરંપરાથી રૂઢ થયેલા છે. હવે જે બાબત અમુક

ભાષાસમાજમાં પરંપરાથી અમુક રીતે થઈ હોય તે બીજા ભાષાસમાજમાં બીજી રીતે નિશ્ચિત થઈ હોવી જોઈએ. અને ભાષાસમાજમાં ભિન્ન ભિન્ન સંકેતો પ્રવર્તતા હોવા જોઈએ. કોઈ જમણી બાજુ ચાલવાની તો કોઈ ડાબી બાજુ ચાલવાની પરંપરા ઊભી કરી શકે. કોઈ 'એક,' 'બે,' 'ત્રણ' એવા સંકેતો યોજે તો કોઈ 'એક,' 'દો,' 'તીન' એવા સંકેતો પણ યોજે.

કોઈ બે ભાષાસમાજમાં સંકેત કાંઈક મળતા આવે તો? કેવળ અકસ્માતથી કોઈ સામ્ય મળતું હોય તો તુલના લાંબે જઈ શકે નહિ. ફારસી 'બદ' અને અંગ્રેજી 'bad' વચ્ચે અર્થ અને ધ્વનિનું ઘણું સામ્ય છે પણ આવા કોઈ એકાદ સામ્યને આધારે અનુમાન તારવી ન શકાય. થોડાં વધુ ઉદાહરણો લેતાં જ આ સામ્ય તૂટી પડે છે એટલે એકાદ સંકેત પૂરતી સમાનતા કેવળ અકસ્માત છે.

ભાષામાં વિશેષણ વાપરવાની બે પદ્ધતિ છે. વિશેષણ ક્યાં તો નામની આગળ મૂકી શકાય કે ક્યાં નામની પાછળ મૂકી શકાય. બે ભાષાઓ આમાંથી કોઈ એક પદ્ધતિને સમાન રીતે અનુસરતી હોય તો એટલા સામ્ય પરથી કોઈ અનુમાન દોરવું મુશ્કેલ છે. ભાષામાં કેટલીક સમાનતા આવવાનાં કારણો પણ છે. બે ભાષાઓનો સમાંતરે વિકાસ થયો હોય તો પણ આવી સમાનતા આવવાની શક્યતા છે. હિંદી ભાષામાં બે લિંગ છે અને ફ્રેંચ ભાષામાં પણ બે લિંગ છે; ગુજરાતી અને જર્મનમાં ત્રણ લિંગ છે. આ પરથી હિંદી અને ફ્રેંચ વચ્ચે કે ગુજરાતી અને જર્મન ભાષા વચ્ચે કોઈ અનુમાન બાંધી ન શકાય. ગુજરાતી અને જર્મન ભાષાની શબ્દોને જાતિ આપવાની રીત તદ્દન ભિન્ન છે અને તેથી આ અનુમાન તરત જ તૂટી પડે છે.

કેટલીક અર્વાચીન ભાષાઓમાં આ શબ્દો એક સરખા મળે છે.

| ગુજરાતી | હિંદી | રશિયન | જાપાની | ચીની |
|---|---|---|---|---|
| મોટર— | મોટર— | મોટર— | મોટર— | મોટર— |

| | | | | |
|---|---|---|---|---|
| ચેર— | — | — | — | — |
| ક્લાસ— | — | — | — | — |
| એરોપ્લેન— | — | — | — | — |

આ ઉપરથી કોઈ એવું અનુમાન દોરવા પ્રેરાય કે આધુનિક ગુજરાતી, હિંદી, તમિલ, જાપાની અને ચીની ભાષાઓ એક જ કુળની છે તો તે અનુમાન ખોટું છે આ બધી ભાષાઓમાં આ શબ્દો આગંતુક છે, તેથી સમાન રીતે પ્રયોજાય છે. તુલના કરતી વેળા ભાષામાંથી આગંતુક શબ્દોને દૂર રાખવા પડશે. અન્ય ભાષાનો સંપર્ક નજીકના સમયનો હોય તો આ કામ સહેલું છે પણ પરિચય ઘણા દૂરના સમયનો હોય તો આવા શબ્દોને શોધી કાઢવા એ અઘરું કામ છે.

તુલનાત્મક પદ્ધતિમાં થોડાક પૂરાવાઓથી કામ ચાલતું નથી.

ગુજરાતી—અંગ્રેજી

ચકલી – સ્પેરો

ચપ્પુ—નાઈફ્

ચાલવું—વૉક

ચંદ્ર—મૂન

ગુજરાતીમાં જ્યાં જ્યાં 'ચ' છે ત્યાં અંગ્રેજીમાં શું આવે છે? કોઈ સમાનતા દેખાય છે? સામ્ય શબ્દનું નહિ પણ ધ્વનિનું હોવું જોઈએ. જ્યાં આવાં વધારે ઉદાહરણ લઈએ કે સામ્ય અને વૈષમ્ય વચ્ચે વ્યવસ્થા હોય તેમ દેખાતું નથી. ધ્વનિ અને અર્થ બન્નેનું સામ્ય તપાસવામાં આવે તો અર્થના સામ્ય સાથે અર્થઘટકોની તુલના થઈ શકે.

હિંદી જાતા—ગુજ. જતો

,, ગયા — ,, ગયો

આ બન્ને વચ્ચે સમાનતા હોવાનું કલ્પવું બહુ મુશ્કેલ નથી. જેમ વધુ ઉદાહરણ લઈશું તેમ વધારે પુષ્ટિ મળતી જશે. તે પછીનું પગથિયું છે ભાષામાં જુદા જુદા ધ્વનિના સામ્ય અને વૈષમ્યની તુલના કરવાનું.

હિંદી—ગુજરાતી

कमल—કમળ

फल—ફળ

वालक—બાળક

कलाप—કલાપ

આનો અર્થ એ થયો કે હિંદીમાં 'ल' એક ધ્વનિઘટક છે જ્યારે ગુજરાતીમાં લ/ળ એવા બે ધ્વનિઘટકો છે. અમુક ચોક્કસ સ્થળે ગુજરાતીમાં 'લ' આવે છે જ્યારે ચોક્કસ ધ્વનિઓની હાજરીમાં લ>ળ એવું પરિવર્તન થયું છે.

આ વિધાનને બીજાં સંખ્યાબંધ ઉદાહરણો દ્વારા પુષ્ટિ આપી શકાય છે. વ્યવસ્થિત રીતે આ પરિવર્તન બતાવી શકાય છે. ટૂંકમાં સામ્ય અને વૈષમ્ય બન્ને વ્યવસ્થિત રીતે મળે છે. આ રીતે બાંધેલા નિર્ણયો અપરિહાર્ય હોય છે:

| ગુજ. | બંગાળી/ઉડિયા | હિંદી | આસામી | પંજાબી |
|---|---|---|---|---|
| ગાડી | ગાડી | ગાડ઼ી | ગારી | ગડ્ડી |
| પડ઼ | પોડ | પડ઼ | પર | પડ |
| ઊડ– | ઊડા– | ઊડ઼– | ઊરી | ઊડ્ડ |
| કડ(વું) | કડું | કડ઼ુ | કરુ | કડ્ડ |

આ બધી ભાષાઓને સરખાવતાં તેમાં સામ્ય અને વૈષમ્ય વ્યવસ્થિત મળે છે. તેવા પરથી કેટલાંક અનુમાન તારવી શકાય.

ગુજરાતી ભાષામાં પૂર્વસ્વરનું દીર્ઘત્વ મળે છે અને વ્યંજનો સરળ બન્યા છે. જ્યારે પંજાબી ભાષા વ્યંજનોનું દીર્ઘત્વ એમને એમ જાળવી રાખે છે.

જ્યાં ગુજરાતીમાં –ડ– મળે છે ત્યાં પંજાબીમાં –ડ્ડ– મળે છે ત્યાં પંજાબી –ડ્ડ– મળે છે પણ ગુજરાતીમાં જ્યાં –ડ– છે ત્યાં પંજાબીમાં –ડ– છે.

ગુજરાતી –ડ–> હિંદી –ડ઼– > આસામી –ર– આ પ્રકારનું એક પરિવર્તન મળે છે. આવાં બીજાં ઉદાહરણો લઈ આપણે એવું અનુમાન કરી શકીએ કે આ ભાષાઓનાં મૂળમાં કોઈ એક ભાષા છે. અર્વાચીન ભાષાઓ તેમાંથી પરિવર્તન પામી છે. તુલનાત્મક પદ્ધતિ દ્વારા આ ભાષા પાછી પણ મેળવી શકાય છે. ભારત-યુરોપ ભાષાને આ રીતે જ પુનર્ગઠિત કરવામાં આવી છે.

આ ઉપરથી એક એવું અનુમાન પણ કરી શકાય કે પહેલાં –ડ્ડ–(પંજાબી) પછી –ર– (આસામી) અને પછી –ડ– (હિંદી) ભાષા છૂટી પડી હશે.

## ૧૨. વર્ણપરિવર્તનના નિયમો

ઐતિહાસિક ક્રમમાં ભાષામાં પરિવર્તન થાય છે તે વાત નક્કી છે. પરિવર્તનનો આ ક્રમ ધીમો છે. એને સ્થિર રાખનારી આદતોની પકડ પણ જબરી છે છતાં કાળક્રમે ભાષામાં પરિવર્તન થાય છે.

પરિવર્તનમાં વિશિષ્ટ પરિસ્થિતિ કાર્ય કરે છે. વિશિષ્ટ પરિસ્થિતિનો અર્થ એ કે ઉક્તિના આદિ, મધ્ય કે અંતમાં ક્યા ધ્વનિઓ આવેલા છે તે બાબત પણ પરિવર્તનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. પાસે પાસે આવેલા ધ્વનિઓનો પ્રભાવ પણ અસંપ્રજ્ઞાતરીતે પરિવર્તનમાં વિશિષ્ટતા આણે છે. આ પ્રભાવની અસર એક યા બીજી રીતે વરતાયા વિના રહેતી નથી. તેથી પરિવર્તનની ચર્ચા કરતાં આ બાબતનું પણ ધ્યાન રાખવું જરૂરી છે.

પરિવર્તનનાં કેટલાંક પરિબળોને ધ્યાનમાં રાખીએ તો કહી શકાય કે ધ્વનિપરિવર્તન એક વૈજ્ઞાનિક રીતે થતું પરિવર્તન છે. ભાષાની પાછળની ભૂમિકાઓ લઈ તેની તુલના કરતાં પરિવર્તનની દિશા નિશ્ચિત રીતે કામ કરી શકાય છે. આ દિશાની વ્યાખ્યા કરનારા અને સમજાવનારા ધ્વનિ-નિયમો Phonetic laws કહેવાય છે.

કોઈ ભાષાનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરવામાં આવે તો પરિવર્તનને આધારે નિયમો બતાવી શકાય. ઈરાનની પ્રાચીન ભાષા અવેસ્તા.

અવેસ્તાના સમાન્તર ધ્વનિવાળા અને લગભગ એ જ અર્થછાયાને ભજતા શબ્દો સંસ્કૃતમાં મળે છે.

અવેસ્તા: अहु, अहुर, हप्त

સંસ્કૃત : असु, असुर, सप्त

વધારે ઉદાહરણો લઈ તપાસવાથી બીજી પણ કેટલીક સમાનતા જોવા મળે. તેમાંથી અમુક ધ્વનિઓમાં કોઈ વિશિષ્ટ અંતર મળે છે પણ આ વિષમતા પણ અમુક ધ્વનિ પૂરતી 'વ્યવસ્થિત' છે.

સંસ્કૃત स > અવેસ્તા ह

વ્યવસ્થિત સામ્ય અને વ્યવસ્થિત વૈષમ્યને આધારે આવું વિધાન કરી શકાય કે સંસ્કૃત અને અવેસ્તાના ધ્વનિઓમાં ઘણે અંશે સમાનતા છે. પરંતુ સંસ્કૃત स અવેસ્તામાં વ્યવસ્થિત રીતે ह બની જાય છે. આનો અર્થ એ થયો કે બન્ને ભાષા વચ્ચે ઘનિષ્ઠ સંબંધ છે.

ધ્વનિ-નિયમો સર્વકાળ કે સર્વભાષાઓ માટે એકસરખા ન હોઈ શકે. જગતની બધી ભાષાઓ માટે અમુક નિયમોની કલ્પના કરી શકાય નહિ. તેમ છતાં વિશિષ્ટ ભાષાજુથ સાથે સંકળાયેલ નિયમોમાં ગ્રિમના નિયમનું સ્થાન વિશિષ્ટ છે. ભાષાવિજ્ઞાનને શાસ્ત્રીય સ્વરૂપ આપવામાં આ નિયમનો મોટો ફાળો છે.

## ગ્રિમના નિયમની ભૂમિકા

યુરોપમાં જ્યારે ત્યાંની વિવિધ ભાષાઓનો અભ્યાસ થવા લાગ્યો ત્યારે આમાંની ઘણી ભાષાઓ વચ્ચે રહેલી સમાનતા અભ્યાસીઓના ધ્યાન બહાર રહે તેમ નહોતી. ગ્રીક અને લૅટિન ભાષાઓનો વ્યવસ્થિત અભ્યાસ શરૂ થતાં ભાષાઓના અભ્યાસીઓનું તરત જ ધ્યાન ખેંચાયું કે યુરોપની ઘણી ખરી અર્વાચીન ભાષાઓનાં મૂળ ગ્રીક અને લૅટિનમાં છે. આ બન્ને ભાષાઓ પ્રાચીન હતી. બોલચાલમાં તેનું સ્વરૂપ જળવાયું ન હતું. ભારતમાં જેવી સંસ્કૃત પ્રાચીન અને સાહિત્યની

ભાષા છે તેવી જ આ બે ભાષાઓ યુરોપમાં છે. અભ્યાસીઓનો રસ આ ભાષાઓ તરફ વધવા લાગ્યો.

પૂર્વના દેશોનો સંપર્ક વધતાં ખાસ કરી ભારતની અર્વાચીન ભાષાઓ અને પ્રાચીન સંસ્કૃત ભાષાનો પણ અભ્યાસ થવા લાગ્યો. આ અભ્યાસીઓમાં સર વિલિયમ જોન્સ સર્વ પ્રથમ હતા. સંસ્કૃત ભાષાના અભ્યાસથી તે ખૂબ પ્રભાવિત થયા.

"The Sanskrit language, whatever be its antiquity, is a language of most wondesful structure, more perfect than the Greek, more copious than the Latin and more exquisitely refined than either, yet bearing to both of them a strong affinity."

સંસ્કૃત, ગ્રીક અને લેટિન વચ્ચે રહેલી સમાનતા પર વિદ્વાનોનું ધ્યાન જવા લાગ્યું. સંસ્કૃતનું બંધારણ પ્રમાણમાં વધારે ચોક્કસ હતું અને તેથી અભ્યાસની દષ્ટિએ તેને વધારે મહત્ત્વ મળવા લાગ્યું. સંસ્કૃતનું પ્રાચીન સ્વરૂપ ઋગ્વેદમાં જળવાઈ રહ્યું હતું. ગ્રીક, લેટિન અને સંસ્કૃત આ ત્રણેની સરખામણી કરતાં તેમાં વધારે સમાનતા દેખાવા લાગી. આ ત્રણે ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ કરવાની દિશા ઊઘડી

તુલનાત્મક ભાષાશાસ્ત્રનો પાયો નાખનાર જર્મનીના પ્રસિદ્ધ વિદ્વાન હતા Franz Bopp. તેમણે આ ત્રણે ભાષાનો તુલનાત્મક અભ્યાસ કર્યો અને એવું પ્રતિપાદન કર્યું કે સંસ્કૃત, ગ્રીક અને લેટિન વચ્ચે કોઈ જનક-જન્યનો તો સંબંધ નથી; પણ આ ત્રણે ભાષાઓ તે એક મૂળની ત્રણ શાખાઓ છે. જેમાંથી આ ત્રણ શાખાઓ વિકસી છે તે મૂળ સ્રોત લુપ્ત થઈ ગયો છે.

## ગ્રિમનો નિયમ

મૂળની એક ભાષામાંથી પરિવર્તન થતાં ગ્રીક અને લેટિન ભાષાઓ વિકસી છે. આ મૂળ ભાષા તે ભારત–યુરોપીય ભાષા એ નામ પાછળથી પ્રચારમાં આવ્યું. ભારત–યુરોપીયથી વિકાસ પામતાં ગ્રીક અને લેટિનમાં કઈ રીતે પરિવર્તન થાય છે તે નિયમ બનાવી અને ગ્રિમે બતાવ્યું. આ નિયમને Grimm's Law કહેવામાં આવે છે. ગ્રિમના નામ પરથી જ તે ઓળખાય છે. ગ્રિમનો જીવનકાળ ૧૭૮૫ ઈ. થી ૧૮૬૩નો છે. ગ્રિમે આ નિયમ બનાવ્યા તે પહેલાં તેનો થોડો ખ્યાલ ડેનિશ વિદ્વાન Raskને આવ્યો હતો.

ગ્રિમનો નિયમ ૯ ધ્વનિઓના પરિવર્તનને લગતો છે.

સંસ્કૃત, ગ્રીક અને લેટિન ભાષાઓના આધારે ભારત–યુરોપીય ભાષાનું પુનર્ગઠન કરવામાં આવે છે. આ ત્રણે ભાષાના રૂપોની તુલના કરી એક સામાન્યરૂપ શોધી કાઢવામાં આવે છે. જર્મનીની પ્રાચીન ભાષા ગૉથિક. આ ભાષાનું કેટલુંક સ્વરૂપ લગભગ ચોથી સદીના બાઈબલના અનુવાદના કેટલાક ભાગમાં સચવાયેલું છે. મૂળ તો આ અનુવાદનો થોડો ભાગ જ ઉપલબ્ધ છે. ચોથી સદીમાં એક પાદરીએ તે કર્યો હતો. અંગ્રેજી ભાષાનો સંબંધ ગૉથિક સાથે છે. ગૉથિકનાં ઘણાં રૂપો અંગ્રેજીમાં સચવાયેલાં છે.

ગૉથિક પછી જર્મનીની ભાષાના બે વિભાગ ગણવામાં આવે છે. (૧) નિમ્ન જર્મન (૨) ઉચ્ચ જર્મન. આ નામ પણ સ્થળને કારણે—ભૌગોલિક રીતે જ પાડવામાં આવ્યાં છે. જર્મનીના ઉત્તર તરફના નીચાણના ભાગમાં જે ભાષા બોલાતી તે નિમ્ન જર્મન જ્યારે જર્મનીના દક્ષિણ ભાગમાં પર્વતીય સ્થળોએ જે ભાષા બોલાતી તે ઉચ્ચ જર્મન. ગ્રિમના નિયમનો સંબંધ આ ભાષાઓ સાથે છે.

એમ કહેવાય છે કે જર્મન ભાષાઓમાં બે પરિવર્તન થયાં. ધ્વનિપરિવર્તન અને દ્વિતીય ધ્વનિપરિવર્તન.

પહેલા પરિવર્તનમાં ગૉથિક ભાષા મૂળ આદિ ભાષાથી જુદી થઈ. આ પરિવર્તન ઈસુ પહેલાં પણ ઘણાં વર્ષે થયેલું. બીજા પરિવર્તનમાં ઉચ્ચ જર્મન ભાષા ગૉથિકથી જુદી પડી. આ બીજું પરિવર્તન લગભગ સાતમી સદીમાં થયું. આ બન્ને પરિવર્તનો છે. આમાં બીજા કરતાં પ્રથમ ધ્વનિપરિવર્તન વધારે અગત્યનું છે. ગ્રિમે બાંધેલો આ નિયમ વધારે સ્પષ્ટ અને વધારે ચોક્કસ છે.

આ પ્રથમ નિયમમાં કેટલીક ભાષાઓ સંસ્કૃત. ગ્રીક, લેટિન, અંગ્રેજી વગેરે—પરસ્પર સંબંધિત છે. તેમાં થતા ધ્વનિવિકાર પર કેટલાક પરિવર્તનની કલ્પના કરવામાં આવી છે. સંસ્કૃત અને અંગ્રેજીને આધારે કેટલાક ઉદાહરણોથી આ જોઈએ.

| સંસ્કૃત | અંગ્રેજી |
|---|---|
| (प्) | (f) |
| पितृ | father |
| पाद | foot |
| पुरु | fhll |
| प्लु | flow |
| સંસ્કૃત | અંગ્રેજી |
| (त्) | (th) |
| मातृ | mother |
| भ्रातृ | brother |
| त्रि | three |
| तनु | thin |

ગ્રીક, લેટિન વગેરે ભાષાઓમાં કેટલેક ઠેકાણે જ્યાં K દેખાય છે ત્યાં સંસ્કૃત 'श्' થઈ જાય છે. (આ બાબત 'કેન્ટુમ્' અને 'शतम्' એમ બે વર્ગમાં જગતની ભાષાઓનું વિભાજન કરવામાં

સીમાચિહ્ન રૂપ બને છે. ) સંસ્કૃતમાં જ્યાં શ્ મળે છે ત્યાં અંગ્રેજીમાં 'h' થઈ જાય છે.

| સંસ્કૃત | અંગ્રેજી |
|---|---|
| (K) | (h) |
| श्वन् | hound |
| शत | hundred |
| शिरस् | horn |

સંસ્કૃત વગેરે ભાષાઓમાં જ્યાં ઘોષ વ્યંજન છે ત્યાં અંગ્રેજી વગેરેમાં અઘોષ વ્યંજન મળે છે.

| સંસ્કૃત | અંગ્રેજી |
|---|---|
| गो | Cow |
| द्वि | two |
| दशन् | ten |
| दन्त | tooth |

સંસ્કૃત વગેરેના મહાપ્રાણ સ્પર્શ વ્યંજનોને બદલે અંગ્રેજી વગેરેમાં અલ્પપ્રાણ સ્પર્શ વ્યંજનો મળે છે.

| સંસ્કૃત | અંગ્રેજી |
|---|---|
| भ्रातृ | brother |
| भू | (to) be |
| धा | do |
| धिति | deed |

ગ્રિમના પ્રથમ વર્ણપરિવર્તનના આ સમગ્ર નિયમને બતાવવો હોય તો આ રીતે ટૂંકમાં બતાવી શકાય.

| | | | |
|---|---|---|---|
| સંસ્કૃત વગેરેમાં | K. T. P. | G. D. B. | Gh. Dh. Bh. |
| ˜ , | H. Th. F. | K. T. P. | G. D. B. |

ઈસુની લગભગ સાતમી આઠમી સદીમાં બીજું પરિવર્તન થયું. બીજા પરિવર્તન વિશે કરવામાં આવેલાં ગ્રિમનાં અનુમાનો બરાબર ઠર્યાં નથી. આ બે પરિવર્તન વચ્ચે હજારો વર્ષનો ગાળો છે. જ્યાં ભિન્ન ભિન્ન દશામાં અને સમયમાં થયેલાં આ પરિવર્તનો વચ્ચે પરસ્પર કોઈ સંબંધ સ્થાપિત કરવો મુશ્કેલ છે. બીજું પરિવર્તન એ જર્મન ભાષાની પોતાની જ વિશિષ્ટતા છે તેથી ગ્રિમના નિયમને બીજી ભાષાઓને લાગેવળગે છે ત્યાંસુધી આ પ્રથમ પરિવર્તન સુધી જ મર્યાદિત રાખવાનું વધારે ઉચિત છે.

નિયમને કોઈક અપવાદ હોય છે. હજારો વર્ષ પહેલાં જે પરિવર્તનો થયાં છે તેની કલ્પના કરતાં આવી બાબત બનવી સહજ છે. ગ્રિમે જે નિયમ બાંધ્યો તેમાં રહી જતા અપવાદની કોઈ ઉપપત્તિ નહોતી. ખુદ ગ્રિમે જ પોતાના નિયમના કેટલાક અપવાદ નોંધ્યા હતા.

| સંસ્કૃત | ગોથિક | |
|---|---|---|
| बोधति | – biudan | ( b $>$ b ) |
| दभ् | – daubs | ( d $>$ d ) |

ઉપરના જ શબ્દોમાં ગ્રિમના નિયમ પ્રમાણે સં. b $>$ p અને d $>$ t થવું જોઈએ પણ આ શબ્દોમાં b $>$ b અને d $>$ d આવું પરિવર્તન મળે છે જે નિયમથી તદ્દન વિરુદ્ધ ગણાય.

ગ્રિમની પાસે આ 'અનિયમિતતા'ની કોઈ ઉપપત્તિ નહોતી.

### ગ્રાસમાન

આ અપવાદની સમજુતી હર્મન ગ્રાસમાન ( ઈ. ૧૮૦૯–૧૮૭૭) આપે છે. ગ્રાસમાન સંસ્કૃત અને ગ્રીક ભાષાના પ્રકાંડ પંડિત હતા.

ગ્રાસમાનની કલ્પના એવી હતી કે મૂળ ભારત-યુરોપીય ભાષામાં બે મહાપ્રાણ ધ્વનિઓ એક સાથે આવી શકતા હતા. ભા–યુ મૂળ પરિવારમાંથી વિકસતી ભાષાઓમાં એવું પરિવર્તન થયું કે બે મહા-

પ્રાણ ધ્વનિઓ એક સાથે આવી શકે નહિ. સંસ્કૃત અને ગ્રીક ભાષાઓ જે ભા-યુ પરિવારમાંથી વિભક્ત થઈ તેમાં આ પરિવર્તનની અસર થઈ. બે પાસે પાસે આવતા મહાપ્રાણ ધ્વનિઓમાંથી પહેલો ધ્વનિ તે અલ્પપ્રાણ બની ગયો.

હવે પાછલે પગલે જઈ તાળો મેળવીએ તો આમ થાય. સંસ્કૃતના આદિસ્થાનમાં જ્યાં ग्, द्, व्, (G D. B.) જેવા અલ્પપ્રાણ ધ્વનિઓ દેખાય છે તે ભા-યુ ભાષામાં મૂળમાં घ्, ध्, म्, (Gh, Dh, Bh,) મહાપ્રાણ હશે. ગ્રીક ભાષામાં અઘોષ K. t. p. મૂળમાં-ભાયુમાં-Kh, th, ph, હશે. સંસ્કૃત ભાષાના આ શબ્દો જોઈએ તો ભા-યુ ભાષામાં જુદી રીતે ઉચ્ચારાતા હશે.

| | | |
|---|---|---|
| સંસ્કૃત – | ભા-યુ. | |
| बोधति – | भउध | (b>bh) |
| दाम – | धाम् | (d>dh) |

બે મહાપ્રાણ ધ્વનિઓની કલ્પના ગ્રાસમાનની છે. મૂળ ભા-યુ ભાષામાં જે bh અને dh ધ્વનિઓ છે તે ગ્રિમના નિયમ પ્રમાણે જ બરાબર bh>b અને dh>d થાય તે યોગ્ય છે. આ રીતે કેટલાક અપવાદોનું નિરસન થયું.

ગ્રાસમાનનું આ અનુમાન ચોક્કસ નિરીક્ષણ પછી થયેલું છે. અલ્પપ્રાણ ધ્વનિઓના મહાપ્રાણ થવાનું પ્રમાણ આ ભાષાઓમાં જ મોજુદ છે. સંસ્કૃતના 'बन्ध' ધાતુના ક્રિયાપદનું એક રૂપ 'भमान्तील्' છે. અહીં 'ब'ને ઠેકાણે 'म' જોવા મળે છે. સંસ્કૃતમાં મહાપ્રાણ ધ્વનિવાળા ધાતુઓમાં આ પરિવર્તન થાય છે.

બરાબર આ પરિસ્થિતિ ગ્રીક ભાષામાં છે.

दोसो હું દઈશ.
ददोमि હું આપું છું.

थेसो હું રાખીશ
तिथेमि હું રાખું છું

दधोमि પેઠે વ્યંજનની દ્વિરુક્તિ થતી નથી. કારણ કે 'थ' મહાપ્રાણ ધ્વનિ છે તેના બદલે 'त' અલ્પપ્રાણ વ્યંજન તેની પૂર્વે મૂકવામાં આવ્યો છે. બે મહાપ્રાણ ધ્વનિઓ પાસે આવે તો પ્રથમ ધ્વનિ અલ્પ પ્રાણ બની જાય છે.

વર્નરનો નિયમ

ગ્રિમના નિયમમાં રહેલા અપવાદોનું નિરસન ગ્રાસમાને કરી આપ્યું પણ પાછળના સમયમાં ફરી આ નિયમ વરુદ્ધના અપવાદો દેખાવા લાગ્યા. જેમકે ગ્રિમે બાંધી આપેલા નિયમ અનુસાર K. T. P. ધ્વનિઓ H. th. F. થવાને બદલે અનુક્રમે G. D. B. થતા હતા.

| સંસ્કૃત | | ગૌથિક | |
|---|---|---|---|
| सप्तन् | — | sibun | p > b |
| शतम् | — | hund–red | t > d |
| युवशस् | — | young | k > g |

આવાં અનિયમિત ઉદાહરણોનો પરિહાર કાર્લ વર્નર (ઈ. ૧૮૪૬–૧૮૯૦) કરી આપે છે.

વર્નરનું ધ્યાન સ્વરાઘાત ( accent ) પર ગયું. સંસ્કૃત અને ગ્રીક ભાષામાં ઘણા પ્રાચીન સમયમાં સ્વરાઘાતનું મહત્ત્વ હતું. તે ઉપરથી એવું અનુમાન થઈ શકે કે ભા–યુ મૂળ ભાષામાં સ્વરાઘાતનું મહત્ત્વ હશે. આ બાબતનો અભ્યાસ કરી વર્નરે તેનો નિયમ બનાવ્યો.

(૧) ભા–યુ ભાષામાં કોઈ સ્વર પર ઉદાત્ત સૂર હોય અને તે પછી તરતજ K, T, P આવે,

(૨) અથવા K, T, P, ધ્વનિઓ પછી કોઈ ઉદાત્ત સૂર ન આવે.

તો k, t, p ના સ્થાને H, th, F થઈ શકે જો ઉપર્યુક્ત શરત પૂરી થતી હોય તો ગ્રિમનો નિયમ લાગુ પડી શકે, એ સિવાય નહિ. હવે જો ઉપર પ્રમાણે ગ્રિમના નિયમમાં બતાવ્યા અનુસાર ધ્વનિઓમાં ફેરફાર ન થાય અને કોઈ ઉદાત્ત સ્વર આવી જાય તો વર્નરના નિયમ પ્રમાણે K, T. P. ને બદલે G. D. B થઈ જાય છે.

ગ્રિમના નિયમમાં રહેલ અપવાદની ગ્રાસમાન અને વર્નરે ત્રૂટીઓ સુધારી પણ આ નિયમ હજુ સંપૂર્ણ શુદ્ધ અને સાર્વત્રિક છે તેમ કહી શકાય નહિ. હજુ પણ એવા ઘણા અપવાદ દેખાય છે જેની સમજુતી આપી શકાતી નથી. જેમકે

| સંસ્કૃત | લેટિન | અંગ્રેજી | |
|---|---|---|---|
| दिवस | दिअेस | day | d>d |
| कोकिला | क्यूक्यूलुस् | cuckoo | k>k |

છતાં ભાષાવિજ્ઞાનમાં ગ્રિમના નિયમે શાસ્ત્રીયતા અને વૈજ્ઞાનિકતાની એક પરિપાટી સ્થાપી આપી

# ૧૩. ભારત–યુરોપથી ભારતીય આર્ય

**ભારતની** આર્યભાષાનો કાંઈ નહિ તો યે છેલ્લા પાંચેક હજાર વર્ષનો ઇતિહાસ મળી શકે છે. આ ઇતિહાસના કેટલાક અંકોડા વેરવિખેર છે તો કેટલાક લુપ્ત પણ થયા છે છતાં પ્રમાણભૂત લખાણોનો કેટલોક સાતત્યપૂર્ણ ઇતિહાસ આપણને મળી શકે છે. જગતમાં બીજા કોઈ ભાષાપરિવારનો આટલો સાતત્યપૂર્ણ અને આટલો પ્રમાણભૂત ઇતિહાસ મળી શકતો નથી.

આપણી ભાષા ગુજરાતી. ઉત્તરે લગભગ આબુથી દમણગંગા સુધીના ભારતના પશ્ચિમ કિનારે એક વિશાળ પ્રદેશ પર આ ભાષા બોલાય છે. ગુજરાતી ભાષાના હાલના સ્વરૂપનો ઉદ્‌ગમ પ્રાચીન ભારતીય આર્યભાષામાંથી થયો છે. ભારતીય આર્યનું પ્રાચીન સ્વરૂપ ઋગ્વેદમાં જળવાયું છે. પ્રાચીન ઇરાનિયન ભાષા, જેનું પ્રાચીનતમ સ્વરૂપ અવેસ્તાના ધર્મગ્રંથમાં સચવાયું છે, તે અને ભારતીય આર્યભાષા, વાસ્તવમાં બન્ને એક જ મૂળની બે શાખાઓ છે. કેટલાક ઉત્કીર્ણ લેખોમાં પણ પ્રાચીન ઇરાનીયન ભાષાનું સ્વરૂપ જોવા મળે છે. આ બન્ને ભાષાપરિવારના મૂળમાં આર્યભાષા છે. આર્યભાષામાં આ બે શાખાઓ ઉપરાંત મેસોપોટેમિયાની પ્રાચીન ભાષા, એશિયા માઈનોરની મિત્તાની ભાષા, મંદા અને કાસીત્સની ભાષાઓનો સમાવેશ થાય છે.

પ્રાગૈતિહાસિક કાળમાં આ એક જ કુળ છે. તેને ભારત-યુરોપીય (કેટલાક 'ભારોપીય' પ્રયોગ પણ કરે છે) કુળ ગણી શકાય. આ

અટપટા વિચારો અને વિવિધ અર્થછાયાંઓને વ્યક્ત કરવાની તેમની પાસે એક વિકસિત દૃષ્ટિ છે. કાળ વિશેનો તેમનો ખ્યાલ બરાબર ચોક્કસ નથી પણ ક્રિયાપદ દ્વારા ક્રિયાભેદની કેટલીક સૂક્ષ્મતાઓ તેઓ વ્યક્ત કરી શકતા અર્વાચીન ભાષાઓમાં જાતિવિષયક પ્રત્યય શબ્દમાં પેઠેલો છે. (જેમકે 'છોકરો'–ઓ, 'છોકરી'–ઈ, 'છોકરું'–ઉં) તેવી લિંગબોધની તેમની પાસે પદ્ધતિ નહોતી પણ લિંગબોધનો આધાર કુદરત પર હતો. ત્રણ જાતિની તેમને માહિતી છે. પુલ્લિંગ પુરુષ અથવા ન૨ પ્રાણીઓ માટે વપરાતું. ઉપરાંત મહત્તા, શૌર્ય વગેરે બતાવવા માટે તેનો ઉપયોગ થતો. નારીજાતિનો નારી ઉપરાંત નાજુકાઈ કે નાનાપણું બતાવવા માટે ઉપયોગ થતો આ બન્ને જાતિદ્વારા ન બતાવી શકાય તેવી બાબત ત્રીજા લિંગમાં મૂકવામાં આવતી.

ભા–યુ ભાષાના શબ્દો મુખ્ય બે જાતના હતા. નામ (જેમાં વિશેષણ, સર્વનામ વગેરે સમાઈ જાય છે) અને ક્રિયાપદ. (કૃદંત સાથે પ્રાથમિક અને દ્વૈતિયિક પ્રત્યયો ઉમેરી નામો બનાવવામાં આવતાં. બે અથવા ત્રણ નામો એક સાથે એકઠા કરવાની એક સરસ પદ્ધતિ તેમની પાસે છે જે ભાષામાં બળની સૂચક ગણાય છે.

તેમનુ શબ્દભંડોળ પણ ઠીક ઠીક સમૃદ્ધ હતું. શરીરના અવયવો, સગાઈ, કેટલાંક પ્રાણીઓ, વૃક્ષો, ધર્મ અને સંસ્કૃતિનાં તત્ત્વોનાં નામ તેમની ભાષામાં હતાં. રંગ, પરિમાણ અને આકારનાં વિશેષણો તથા ગણતરી માટેના હજાર સુધીના આંકડા આ ભાષામાં હતાં. ત્રણ પુરુષનું બનેલું સાર્વનામિક અને આઠ વિભક્તિનું બનેલું તંત્ર આ ભાષામાં મળે છે.

ભા–યુ કુળમાં વૈવિધ્યપૂર્ણ ધ્વનિઓ હોવાની પણ પ્રતીતિ થાય છે. ક, ખ્, ગ્, ઘ્ જેવા ધ્વનિઓનું તાળવાના અગ્ર અને પશ્ચાત્ એમ બન્ને ભાગથી વૈવિધ્યપૂર્ણ ઉચ્ચારણો થતાં. દંત્ય, ઓષ્ઠ્ય, વગેરે સ્થાન પરથી થતાં ઉચ્ચારણો હતાં. Sibiliant 'સ્' નું ફક્ત એક

જ ઉચ્ચારણ હતું અને અમુક મિશ્રણોમાં તેમાં ઘોષ 'જ' જેવો ધ્વનિ નીકળતો.

સ્વરોમાં અ, એ અને ઓ તેમજ યૂ, વ્ જેવાં ઉચ્ચારણો સાથે સંકળાયેલ ઈ, ઉ બે સ્વરો બીજા હતા. સ્વરો હ્રસ્વ અને દીર્ઘ બન્ને પ્રકારના હતા. એમાં નોંધપાત્ર હકીકત એ છે કે તેમાં અનુનાસિકત્વ આવી શકતું નહિ.

ભાષાની આંતરિક રચના સાથે જેને ગાઢ સંબંધ છે તે સ્વરોમાં ગુણવૃદ્ધિની પ્રક્રિયા. ધાતુ પર આ પ્રક્રિયા તેનાં જુદા જુદા કાળનાં રૂપો થતાં કે તેનાં 'ગણ'ના પ્રત્યય સહિતના રૂપોમાં દેખાય છે.

भेर् – ओस्
भार् – ओस्
भ॰र् – ओस्

આપ્રક્રિયાનું સાતત્ય ભારત–યુરોપીય પરિવારની લગભગ બધી જ ભાષાઓમાં જોઈ શકાય છે.

અ. ભા. मद्–माद्
અંગ્રેજી : Sing–Song
ઈટાલિયન : dar–dono

केन्तुम् અને शतम्

ભારત–યુરોપીય પરિવારમાં શરૂઆતમાં તો નહિ પણ પાછળથી બોલીઓ અસ્તિત્વમાં આવી હશે એમ ચોક્કસ રીતે કહી શકાય. બોલીભેદના અસ્તિત્વની જ્યાંથી પ્રતીતિ થાય છે ત્યાંથી ભા–યુ સમયના બે સ્પષ્ટ વિભાગ પાડી શકાય છે. બોલીઓના અસ્તિત્વ પહેલાંનો સમય તે આદિ–ભારતીય–યુરોપીય સમય અને બોલીઓના અસ્તિત્વ પછીનો સમય તે માત્ર ભારત–યુરોપીય સમય.

પોતાના આદિ નિવાસસ્થાનોમાંથી બહાર નીકળી આ પરિવારના લોકો જ્યારે અન્ય ભાષી પ્રજાના સંપર્કમાં આવ્યા (વધારે ચોકસાઈથી કહેવું હોય તો મેસોપોટેમિયાના લોકોના સંપર્કમાં આવ્યા) ત્યારે તેમનું ધ્વનિવિષયક માળખું બદલાવા લાગ્યું. સ્વરો સરળ બની એકલા અથવા સંયુક્ષર રૂપે આવતા હોય તો પણ અ, આ સ્વરૂપે ઉચ્ચારાવા લાગ્યા. વ્યંજનોની બાબતમાં થયેલો એક ફેરફાર બરાબર ધ્યાન ખેંચે છે. च्, छ्, ज्, झ् નું (કોમલ તાલુમાંથી અંતે ઉષ્મ મહાપ્રાણ રૂપે થયેલું પરિવર્તન) श्, श्ह्, श्, श्ह् પરિવર્તન થયું.

પૂર્વીય જૂથમાં આ પરિવર્તન થાય છે જ્યારે પશ્ચિમના જૂથમાં આ પ્રકારનું પરિવર્તન થતું નથી. આનું પરિણામ એ આવ્યું કે બે જૂથમાં કેટલાક જુદા ધ્વનિઓ વિકસ્યા. ભા. યુ. चन्ताम् શબ્દને પૂર્વીય જુથે (ભારત-ઈરાન, સ્લાવ, બાલ્ટિક, આર્મેનિયન અને આલ્બેનિયન ભાષાઓએ) તેને शतम्ના રૂપમાં અને પશ્ચિમ ભાષાકુળે (ગ્રીક, ઈટાલિક, કેલ્ટિક અને જર્મેનિક ભાષાએ) તેને केन्तम्ના રૂપમાં ફેરવ્યો. આ ફેરફાર પ્રખ્યાત થયેલા शतम्-केन्तुम् વર્ગના નામે જાણીતો થયેલો છે. ભાષાકુળોના વિભાજનમાં ભેદસૂચક રેખા રૂપે તે ગણાય છે.

ભારત-યુરોપીય સમયગાળા દરમ્યાન જ આ લોકો તેમનાથી વધારે સુધરેલા એવા સુમેરિયન લોકોના પરિચયમાં આવ્યા. ઈ. પૂ. ૨૭૦૦ ના ગાળામાં આ બન્યું. 'ગાય' માટેનો શબ્દ સુમેરિયન ભાષાનો છે.

## ભારત-યુરોપીય પરિવારનું વિભાજન

ભારત-યુરોપીય પરિવારમાંથી સૌથી પહેલાં છૂટા પડનાર હીટાઇટ્સના પૂર્વજો હતા. આ લોકો પોતાનું મૂળ સ્થાન છોડી દક્ષિણ

દિશામાં આગળ વધ્યા. એશિયા માઇનોરમાં આવી અને ત્યાં તેમણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ વખતે એશિયા માઈનોરમાં ભારત-યુરોપ પરિવાર સિવાયની કોઇક પ્રજાનું રાજ્ય હતું. ભા-યુ પરિવારમાંથી દક્ષિણમાં આવેલ લોકોએ સંઘર્ષને અંતે પોતાનું રાજ્ય તો સ્થાપ્યું પણ આ પ્રજા પર પોતાની ભાષા લાદી શકે તેટલી મોટી સંખ્યામાં નહિ હોવાથી અંતે આ આદિ ભા-યુ પરિવાર ત્યાંની મૂળ પ્રજામાં ભળી ગયો. પરદેશી પ્રજા વચ્ચે લાંબો સમય રહેવાથી તેમની ભાષામાં મોટા ફેરફારો થયા.

ઈ પૂ. ૨૦૦૦ આસપાસ આવી જ એક બીજી ટોળી ભા-યુ પરિવારમાંથી છૂટી પડી, તેમના પૂર્વજોને પગલેપગલે એશિયા માઈનોરમાં આવી. આ પાછળથી આવનાર બીજો સમૂહ તે જ ભારત-ઇરાનીઓનો સમૂહ. લગભગ આજ અરસામાં ભા-યુ પરિવારની બીજી શાખા, જે હેલેનિસને નામે ઓળખાય છે, તે બાલ્કન પ્રદેશો તેમજ હાલ જે યુગોસ્લેવિયા, રૂમાનિયા, બલ્ગેરિયા, આલ્બેનિયા નામે ઓળખાતા પ્રદેશો પર ફરી વળી ત્યાંથી ગ્રીસમાં આવી. ગ્રીસમાં એક સંસ્કૃત પ્રજા વસતી હતી પણ આ સમૂહે પોતાની ભાષા આ સમૂહ પર સ્થાપિત કરી. આ સંપર્કને પરિણામે જે સંસ્કૃતિ પેદા થઈ તે ઇ. પૂ. ૧૦૦૦માં આદિ ગ્રીક સંસ્કૃતિ તરીકે પ્રસિદ્ધ છે.

ભા-યુ પરિવારમાંથી દક્ષિણમાં પૂર્વજોને પગલે ચાલેલો પરિવાર, ઇતિહાસમાં જે પાછળથી ભારત-ઈરાનિયન પરિવાર કહેવાય છે તેને એશિયા માઇનોરમાં ભા-યુ પરિવારના જ આગળ વસી ગયેલા ભાઇઓ સાથે જબરદસ્ત સંઘર્ષ કરવો પડયો. ભા-ઇ પરિવારના લોકો સંખ્યાબળમાં ચઢિયાતા હતા તેથી અંતિમ જીત તેમની થઈ. તેમણે એશિયા માઈનોરમાં મીત્તાની, મંદા, હારી, કાસીત્સ વગેરે રાજ્યો સ્થાપ્યાં.

**બોગાઝ કોઈના સંધિપત્રો**

ઈ. પૂ. ૨૦૦૦ની આસપાસથી ભારત-ઈરાનિયન પરિવારનો

કાંઈક ઝાંખો ખ્યાલ મેળવી શકાય છે. આ પરિવારને હિટાઇટ લોકો સાથે સંઘર્ષ થયો અને સંઘર્ષને અંતે બન્ને પરિવાર વચ્ચે સમાધાન થયું. આ સમાધાન માટીની તકતીઓ પર પાકું કરી લેવામાં આવ્યું.

લેખનની આ તકતીઓ તે શકપ્રવર્તક બનાવ ગણાય ભારત-યુરોપીય પ્રજાના ઇતિહાસમાં તે એક મહત્ત્વનું સીમાચિહ્ન છે. લેખનનો જે પ્રાચીનતમ નમૂનો મળે છે તે આ તકતીઓ. હ્યુગો વિંકલર નામના વિદ્વાને તે એશિયા માઈનોરના ઇશાન ભાગમાં બોગાઝ કોઈ-માંથી શોધી કાઢી. બેબિલોનિયાની શૃત્યાત્મક લેખન પદ્ધતિમાં તે લખાયેલી છે. ઈ. પૂ. ૧૪૦૦ની આસપાસની તે હોવાનો સંભવ છે.

મિટાનીઓનો રાજકર્તાવર્ગ જે મર્યન્નિ ના નામે પોતાને ગૌરવપૂર્વક ઘોષિત કરે છે તેમાં मत्तिवज्ञ નામના રાજાના સંધિપત્રમાં પ્રાક્‌વૈદિક દેવોનાં કેટલાક નામો બેબિલોનિયન લિપિમાં લખાયેલાં મળે છે.

**मि-ईत्-र**=મિત્ર

**अ-रु-न**=અરુણ

**ईन्-द-र**=ઇંદ્ર

**न-स-अत्-ति-य** : નાસત્યો (અશ્વિન)

અવિભક્ત ભારત-યુરોપ લોકો લેખનકળા જાણતા નહોતા લેખનનો આ તેમનો પ્રથમ પૂરાવો છે. ભા-યુપરિવાર મૂળે અર્ધ-ભ્રમણશીલ પ્રજા હોઈ આટલા સુધરેલા પણ નહોતા. બાબીલોન અને સુમેરુમાં આવતાં પોતાના કરતાં વધુ સંસ્કૃત પ્રજાના પરિચયમાં આવવાનું બન્યું. તેમના જ પરિચયથી ભા-યુ પરિવારમાં લેખન—પદ્ધતિ પ્રચલિત બની,

એક સંસ્કૃત પ્રજાના સંપર્કની અસર તેમના પર પ્રગાઢ રીતે પડી. આર્યો ભારતમાં ઠરીઠામ થયા અને પુરાણો વગેરેની રચના કરી ત્યારે 'અસુરો'નું શૌર્ય અને તેમની ભૌતિક સમૃદ્ધિથી તે ચોક્કસ

અંજાયેલા હતા. 'અસુર' દ્વારા આર્યોએ અસિરિયાના વતનીઓની સ્મૃતિ જાળવી રાખી હોય તે સયુક્તિક લાગે છે. અસુરો બાંધકામની વિદ્યામાં નિપુણ હતા અને આર્યોએ પથ્થરની શિલ્પ અને સ્થાપત્યકળા અસુરો પાસેથી મેળવી હોવાનો સંભવ વધારે છે.

## ભારતઈરાનિયન પરિવાર

ભા-યુ પરિવારના લોકોમાંથી કેટલાક એશિયા માઈનોર અને મેસોપોટેમિયામાં રોકાયા હશે જ્યારે તેમની કેટલીક શાખા ઈરાનમાં પ્રવેશી. ઈરાનમાં તેમણે સંસ્કૃતિનો એક પાયો નાંખ્યો આ શાખા તે ભારત-ઈરાનિયનને નામે ઓળખાય છે. ભારતીય આર્યના આ લોકો પૂર્વજો છે. ભારતીય આર્યનો પાયો ઈરાનમાં જ નંખાયો. એનું કેટલુંક રૂપ ઋગ્વેદમાં જળવાઈ રહ્યું છે. ઈરાનમાં આવ્યા પછી આર્યોએ રચેલ સાહિત્ય 'અવેસ્તા' ગણાય છે.

વૈદિક દેવતાઓઓનાં નામ ભારત-ઈરાન ભૂમિકા પહેલાં મળે છે તે એક વાત તો નિતાન્ત સૂચવી જાય છે કે જે અરસામાં હિટાઈટ લોકો સાથે ભા-યુ પરિવારે સમાધાન કર્યું તે પહેલાંથી જ ધર્મ વિશેની કોઈ સામાન્ય માન્યતા તેમનામાં પ્રચલિત છે. સંભવ છે કે કોઈક પ્રકારનાં સૂક્તો તેમને જાણીતાં અને બંનેમાં સામાન્ય હોય. એનું સ્વરૂપ 'અવેસ્તા'ની ગાથાને મળતું કે ઋગ્વેદના સૂક્તોને મળતું હશે કે અન્ય પ્રકારનું તે કલ્પના કરવાનું કઠણ છે.

વાસ્તવમાં 'અવેસ્તા' કે 'ઋગ્વેદ'માં જે સંઘરાયેલું છે તે પ્રમાણમાં ઘણું પાછળના સમયનું સ્વરૂપ ગણાય. સંભવ છે કે ઘણુંક સાહિત્ય એશિયા માઈનોરમાં જ રચાયું હોય અને તેમાંનું જ ઘણું સંઘરાયું હોય ! જે સમયમાં તે રચાયું હશે તે સમયે બધું લિપિબદ્ધ બન્યું હોય તેમ માનવું પણ વધુ પડતું છે. અનેક વર્ષો સુધી પેઢી દર પેઢી તે મુખપાઠથી યાદ રાખવામાં આવતું હશે. તેમાંથી

ઘણું ભૂલાઈ ગયું હશે અને ઘણું અદ્યતન સ્વરૂપ પામતાં પામતાં લિપિબદ્ધ થયું હશે. ઋગ્વેદમાં આવતા કેટલાક પ્રાચીન જાતિના ઉલ્લેખો પણ આવી જ કોઈ બાબતનું સૂચન કરી જાય છે.

ભારત-યુરોપ અવિભક્ત પરિવારમાં જ્યારે આર્યો હતા ત્યારે તેમની ભાષાને આપણે આદિ કે પ્રથમ ભૂમિકાની ભાષા ગણીએ તો એશિયા માઈનોર, મેસોપોટેમિયા અને ઈરાનમાં આર્યોની ભાષાનું સ્વરૂપ લગભગ બીજી ભૂમિકાનું હતું. ભારત-ઈરાન ભાષા-ભૂમિકાની શરૂઆત એશિયા માઈનોરમાં થયેલી, પણ આ જૂની ભૂમિકા ભારત-ઈરાન ભૂમિકાથી બહુ દૂરની નહોતી. ઈ. પૂ. ૨૦૦૦ થી ૧૫૦૦ ભારત-ઈરાન ભૂમિકા ગણી શકાય. આર્યો ઈ. પૂ. ૧૫૦૦ આસપાસ જ્યારે ભારતમાં આવ્યા ત્યારે તેમની ભાષા લગભગ ત્રીજી ભૂમિકાની હતી. આ ત્રીજી ભૂમિકાને આપણે ભારતીય-આર્ય કહી શકીએ. આ ભારતીય આર્યમાં જ અર્વાચીન ઘણી ભાષાએનાં મૂળ જોઈ શકાય છે.

## ભારત-ઈરાનિયન ભાષાભૂમિકા

ભા-યુ પરિવારમાંથી વિભક્ત થતાં અને અન્ય ભાષા પ્રજાના સંપર્કમાં લાંબો સમય રહેતાં આર્યોની ભાષામાં કેટલાંક પરિવર્તનો થયાં. ભાષામાં જ્યારે આ રીતે પરિવર્તન થાય છે ત્યારે તેમાં કેટલીક પ્રક્રિયા થાય છે. આ પ્રક્રિયા બે પ્રકારની છે. ધ્વનિ અને રૂપોને લગતી પ્રક્રિયા કેટલાક ધ્વનિઓ બદલાય છે, કેટલાક એમને એમ ટકી રહે છે જ્યારે કેટલાક નવા ધ્વનિઓ ઉમેરાય છે. ભાષાનાં રૂપોમાં પણ આજ પ્રકારે ફેરફારો થાય છે. જૂનાં રૂપોનો મોટો ભાગ તે ફેરવે છે, તેમાંથી કેટલાંક તત્ત્વો દૂર કરે છે અને વિચારોની અભિવ્યક્તિ માટે નવાં રૂપોનો આવિષ્કાર કરે છે.

ભારત-ઈરાન ભૂમિકાએ ભા-યુ સમયનાં કેટલાંક તત્ત્વોને દૂર કર્યાં, એ સમયના કેટલાક દીર્ઘસ્વરો ટૂંકા અને સાદા બન્યા. આ

પરિવર્તનને કારણે સંયુક્ત સ્વરોની સંખ્યા ઘટી ગઈ. કેટલાક ધ્વનિઓમાં તાલુસ્થાનનો પ્રભાવ વધ્યો. પૂર્વ તાલુસ્થાનીય क़, ग़, ધ્વનિ સંધર્ષીમાં પરિણમ્યા અને તેમાંથી ઘોષ-અઘોષ ज़, ज़,નો વિકાસ થયો.

વૈદિક સાહિત્યનો પાયો આ અરસામાં જ નંખાયો. મિત્ર, વરુણ નાસત્યો વગેરે દેવોનાં નામમાં પણ કાંઈક પરિવર્તન થયું. આ ભારત -ઈરાનના ગાળા દરમ્યાન જ આર્યો અસુરના સંબંધમાં આવ્યા. અસુરો સાથે તેમનો મૈત્રી અને દુશ્મની એમ બન્ને પ્રકારનો સંબંધ હશે તેમ કેટલીક કથાઓ પરથી આપણે કહી શકીએ. આ અન-ભાન્યુ પ્રજા પાસેથી આર્યોની ભાષાની કેટલીક શબ્દ સમૃદ્ધિ ઘડાઈ છે.

## દેવપૂજક અને અસુરપૂજક

ઈરાન સુધી વસાહત સ્થાપનાર આર્યોનો સમૂહ ઠીક ઠીક સમય સુધી ઈરાનમાં રહ્યો હશે. આર્યો અમુક પ્રકારના સામાજિક સંગઠન વાળા જૂથમાં રહેતા. એક જૂથનો આંતરિક સંબંધ, ધાર્મિક માન્યતા વગેરે એકસરખા હશે પણ બીજા જૂથ સાથે તેમના સંબંધો અને માન્યતાઓમાં થોડો ફેર હોવાનો સંભવ છે.

ઈરાનમાં વસી ગયેલા આર્યોના સમૂહમાં કોઈ ધાર્મિક વૈમનસ્ય થયું હોવાની કલ્પના આપણે કરીએ છીએ. તેના મૂળમાં આર્યોના ભિન્નભિન્ન જૂથોની રચના મુખ્યત્વે કારણભૂત હશે એમ લાગે છે. ઈરાનમાં વસી ગયેલા આર્યોના સમૂહમાં ધાર્મિક માન્યતા અંગે કોઈ ચોક્કસ મતભેદો ઊભા થયા હશે. આ મતભેદોને કારણે જ આર્યોનો સમૂહ બે જૂથોમાં વિભક્ત થઈ જાય છે. એક જૂથ છે દેવ ( दइव ) પૂજકોનું અને બીજું જુથ અસુર ( अहुर ) પૂજકોનું. આ વિવાદને પરિણામે આર્યો બે વિભાગમાં વહેંચાઈ ગયા. દેવપૂજક આર્યોનો સમૂહ ભારત તરફ પ્રયાણ કરે છે અને અસુરપૂજકો ઈરાનમાં જ વસી જાય છે.

અવેસ્તાની ગાથાઓ અને વેદની (ઋગ્વેદની) ભાષા વચ્ચેનું અંતર બહુ લાંબા ગાળાનું નથી. જરથુસ્તનો સમય લગભગ ઈ. પૂ. ૭૦૦ નો ગણીએ તો તેમની રચેલી કહેવાતી કેટલીક જૂની ગાથાઓ, એકેમેનિયન રાજાની (જે. ઈ. પૂ ૬ ઠ્ઠી સદીમાં થયા ગણાય છે) જૂના ફારસી શિલાલેખોની ભાષા અને ઋગ્વેદના કેટલાક સૂક્તોની ભાષા વચ્ચે એટલું સામ્ય છે કે તેમને બહુ આગળ પાછળ ગોઠવી શકાય તેમ નથી. વેદના કેટલાક સૂક્તોનું બહુ ઓછા ફેરફાર સાથે અવેસ્તાની ભાષામાં રૂપાંતર થઈ શકે છે અને તેજ રીતે અવેસ્તાની ગાથાઓને વૈદિક ભાષામાં મૂકી શકાય છે.

કોઈ ધાર્મિક સંઘર્ષને કારણે દેવપૂજક આર્યોનો સમૂહ ઈરાનમાંથી સફર કરતો ભારત તરફ પ્રયાણ કરે છે. આ સમૂહ કોઈ નવા પ્રદેશમાં આવ્યો છે તેનો પણ તેમને ભાગ્યે જ ખ્યાલ હશે. વતનની શોધમાં કુટુંબકબિલા સાથે તેમણે પ્રસ્થાન કર્યું. કોઈ નવા પ્રદેશમાં તેઓ આવી રહ્યા છે તેનો તેમને ખ્યાલ નથી. આ કારણથી જ નવા પ્રદેશમાં તેમના આગમનનો સીધો ઉલ્લેખ ક્યાંય પણ મળતો નથી.

વાયવ્ય સરહદના પ્રાંત સુધી પહોંચતાં તેમને વારંવાર દસ્યુ લોકો સાથે યુદ્ધ કરતાં પડયાં છે. દ્રવિડ ભાષા બોલનારી દાસ કે દસ્યુ પ્રજા તેમના પહેલાં જ અહીં આવી અને વસી ગઈ હતી. તેમની પોતાની એક વિશિષ્ટ સંસ્કૃતિ હતી. આર્યોને આ પ્રજા સાથે વારંવાર સંઘર્ષમાં ઊતરવું પડયું છે.

આર્યો કુટુંબકબિલા અને ઢોરઢાંખર સાથે ગતિ કરે છે. માર્ગમાં વારંવાર તેમનો સામનો થાય છે અને તે કારણે તેમની ગતિ પ્રમાણમાં ગણી ધીમી હતી. છેવટે વાયવ્ય સરહદનો પ્રાંત અને પંજાબમાં તેઓ સ્થિર થાય છે. ઋગ્વેદનું હાલ જે સ્વરૂપ મળે છે તે અહીં જ નિશ્ચિત થાય છે.

ઋગ્વેદમાં બોલીઓનાં રૂપો મળે છે. તે પરથી એક હકીકત એ નિશ્ચિત થાય છે કે તેઓ ઘણા મોટા સમૂહમાં આવ્યા હશે અને સમયના ઠીક ઠાક ગાળા પછી તેમના જૂથોનું આગમન થતું રહ્યું હશે. આર્યોના આગમનનો આ સમય લગભગ ઈ. પૂ. ૧૫૦૦ સુધી મૂકી શકીએ. આ સમયને એથી વધારે પાછળ ખેંચી જઈ શકાય તેમ નથી. ઈ. પૂ. ૧૨૦૦ થી ઈ. સ. પૂ. ૧૫૦૦ વચ્ચે આર્યોનાં જૂથો ભારતમાં આવતાં રહ્યાં હશે.

## ૧૪. આર્યભાષાની પ્રાચીન અને માધ્યમિક ભૂમિકા

આર્યો ભારતમાં આવ્યા અને ભારતીય આર્ય સંસ્કૃતિનું નિર્માણ થયું. ભારતીય આર્ય ભાષા અને સંસ્કૃતિના નિર્માણમાં આર્યોનો જેટલો ફાળો છે તેટલો કે બલકે તેનાથી વિશેષ આર્યેતર જાતિઓનો છે. આર્યો ભારતમાં આવ્યા ત્યારે અહીં પણ કેટલીક 'સુધરેલી' પ્રજા રહેતી હતી. આર્યો કરતાં પણ તેમની સંસ્કૃતિ કેટલીક રીતે ઘણી ચઢિયાતી હતી. આર્યોના આગમન પહેલાં વસનારી જાતિઓનો ઉલ્લેખ મળે છે. પ્રાગૈતિહાસિક કાળમાં જે જે જાતિઓના ઉલ્લેખો મળે છે તે બધી જ જાતિઓ બહારથી આવી અને અહીં વસી ગયેલી છે. આર્યોની ભાષા પર અનેક અસરો થવા છતાં ભારતીય સંસ્કૃતિનો પાયો આર્ય ભાષાના આધારે જ નંખાયો છે.

ભારતમાં આવીને વસી જનાર સૌથી પ્રાચીન પ્રજા તે નેગ્રિટો. નીચી અને કાળી એવી આ પ્રજાનાં કેટલાંક લક્ષણો આંદામાનની પ્રજામાં દેખાય છે. અજંતાના ચિત્રોમાં જેમનાં કેટલાંક લક્ષણો પારખી શકાય છે. આંદામાનની ભાષા પર તેમની કોઈક અસર હોવાનો સંભવ કલ્પી શકાય. આર્યભાષા અને સંસ્કૃતિમાં તેમનો કોઈ ગણનાપાત્ર ફાળો હોય તે કલ્પવું મુશ્કેલ છે. સંભવ એવો છે કે તેમની ભાષા અને સંસ્કૃતિ ત્યાર પછી ભારતમાં આવનાર ઑસ્ટ્રિક અને દ્રાવિડોની ભાષા અને સંસ્કૃતિ નીચે દબાઈ ગયાં હશે. પાછળ આવનાર પ્રજાના પ્રમાણમાં આ પ્રજા ઓછી સુધરેલી છે. આર્યોની ભાષામાં નેગ્રિટો માટેનું કોઈ નામ નથી—એને લગતો કોઈ શબ્દ મળતો નથી તે

સૂચવે છે કે પંજાબમા વસાહત સ્થિર થઈ ત્યાંસુધી આર્યોને આ જાતિનો કશો સંપર્ક થયો નથી

તે પછી ભારતમા આવનાર બીજી પ્રજા તે ઑસ્ટ્રિક લોકો છે. તેમને 'નિષાદ' તરીકે આર્યો ઓળખતા. તેમનું જે વર્ણન મળે છે તેમા ખાસ ધ્યાન ખેચે તેવાં લક્ષણો કાળી ચામડી અને ચીબું નાક છે 'નિષાદ' પ્રજા ભ્રમણશીલ હશે. ભૂમધ્ય સમુદ્રની આસપાસથી તે નીકળી, ભારતમા વસી અને ત્યાંથી દૂર પૂર્વ અને ઑસ્ટ્રેલિયા સુધી સંભવતઃ ગઈ હોવાનું મનાય છે. આ પ્રજાની સંસ્કારિતાની કેટલીક લાક્ષણિકતા ભારતમાં જ પ્રાપ્ત થઈ હોય તેમ જણાય છે.

આ લોકો લગભગ નવ પાષાણ યુગની સંસ્કારિકતા ધરાવતા હોય તેમ લાગે છે ભારતમાં આવ્યા પછી જ કદાચ ત્રાંબા અને લોઢાનો ઉપયોગ શીખ્યા હશે ખેતી કરવાની તેમની રીત તદ્દન પ્રાથમિક છે. એમની ભાષાની કેટલીક અસર આસામની ખાસી અને દક્ષિણની કોલ અથવા મુંડા ભાષા પર દેખાય છે. વીસના એકમ (unit)થી ગણવાની રીત તેમજ ચંદ્રમાસ અને દિવસની ગણના તેમની હોય તેમ લાગે છે.

ઑસ્ટ્રિક કે 'નિષાદ' લોકોની કેટલીક માન્યતા અને આર્ય-ભાષામા તેમનુ પ્રદાન ગણતર કક્ષાનાં છે. ભારતીય આર્ય સસ્કૃતિના મૂળમાં તેમનો કેટલોક ફાળો ઉલ્લેખનીય છે. આર્યો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે તેમની સાથે હોમની વિધિ અને એવું જ એક યજ્ઞ-તંત્ર લઈને આવ્યા હતા. ભારતીય આમજનતાના જીવનમાં હોમ અને તેના વિધિવિધાનનુ જેટનું સ્થાન છે તે કરતા વધારે મહત્ત્વ ગ્રામ-ધર્મ અને લોકધર્મનું છે આર્ય અને આર્યેતર પ્રજાના મિશ્રણમા ઘણા આર્યેતર રીતરિવાજોનું આર્યીકરણ કરવામાં આવ્યુ આવા ઘણા રીતરિવાજો અને પ્રથાઓ હજુ પણ આપણા જીવનમાં સચવાઈ

રહ્યાં છે. આ બધાનાં મૂળ આર્યેતર પ્રજા અને તેમણે વિકસાવેલી જીવનપદ્ધતિમાં છે.

તરુસમાધિ, જેનો ઉલ્લેખ મહાભારતમાં મળે છે તે નિષાદ લોકોની એક મૌલિક માન્યતા છે. મૃત માણસનો જીવ તરુમાં પ્રવેશે છે તેવી એમની કલ્પના હતી. આ કલ્પનાને આધારે જ આર્યોનો પુનર્જન્મનો સિદ્ધાંત રચાયો છે.

આર્ય ભાષાનું શબ્દ ભંડોળ નિષાદ લોકોના કેટલાક શબ્દો સાચવી રાખે છે. नारिकेल, कदल, हरिद्रा, गुवाक ताम्बुल વગેરે તેમના શબ્દો છે. આર્યો આ બાબતથી અણજાણ હતા. નિષાદ લોકો તેનો ઉછેર કરી જાણે છે. ધીરે ધીરે આ બધી વસ્તુએ પવિત્ર ગણાઈ અને પૂજન-વિધિમાં તેનો ઉપયોગ શરૂ થયો તે હકીકત નિતાન્ત એક બાબત સૂચવી જાય છે કે તેમની ઘણી ધાર્મિક માન્યતાઓનું આર્યીકરણ થયું છે. गगा નામ પણ એમનું જ છે ચીનના ખોંગ અને કિઆગ શબ્દો તેનો જ વિસ્તાર છે. આર્ય ભાષાના ધ્વનિસમૂહ પર અને વાકયભંગિ પર તેની અસર થઈ હોય તે સંભવિત છે. આજની સાંતાલી અને મુંડારી ભાષામાં તેના અવશેષો મળે છે.

શબ્દોમાં પૂર્વગ, મધ્યગ અને અનુગો લગાવવાની તેમની પદ્ધતિ જ સમસ્ત આર્યકુળની ભાષા કરતાં વિશિષ્ટ ગણાય તેવી છે. કેટલીક ભાષાઓ એવી પણ છે જે આ ત્રણે બાબતોનો રૂપઘટનમાં પ્રયોગ કરે છે. પણ ભાષાનું આકૃતિમૂલક રૂપઘટન ભારતની કોલ ભાષા કરતાં તદ્દન જુદું પડી જાય છે. વાસ્તવમાં આજ પ્રકારની અન્ય ભાષાઓ કરતાં તેના વિકાસની દિશા તદ્દન નિરાળી દેખાય છે.

દસ્યુ-સંસ્કૃતિ

આર્યોના આગમન પહેલાં દસ્યુ કે દ્રવિડિયન સંસ્કૃતિ ભારતમાં પૂર્ણકળાએ ખીલી હશે તેમ લાગે છે. ભારતીય સંસ્કૃતિના ઘડતરમાં તેમનો ઘણો મોટો ફાળો હશે એ વાત નિઃશંક છે.

ભારતીય સંસ્કૃતિ પર પોતાની ચોક્કસ છાપ અંકિત કરનાર દ્રાવિડો પણ મૂળ ભારતના વતની નથી. સંભવ છે કે ઑસ્ટ્રિક લોકોની પહેલાં પણ તેઓ ભારતમાં આવ્યા હોય. કેટલાક હજાર વર્ષ પહેલાં આ બન્યું છે.

દ્રાવિડોનો આદિનિવાસ એશિયા માઈનોર અને ક્રિજિયન દ્વીપ ( ક્રિટ ) છે. તેનું પ્રાચીન નામ મળે છે દ્રમિષ અથવા દ્રમિલ. તમિલનું મૂળ આ નામમાં છે. એશિયા માઈનોરના પ્રાચીન લિશિયન લોકો પોતાને Jrammili તરીકે ઓળખાવે છે. પ્રખ્યાત ઇતિહાસકાર હિરોડોટસના કહેવા પ્રમાણે તેઓ ક્રીટમાંથી જે નામ લાવ્યા હતા તે વડે તેઓ Jermilai તરીકે ઓળખાતા હતા.

મોહેં-જો-દડો અને હરપ્પાના ખોદકામે ઘણા વખત સુધી પ્રચલિત રહેલી આર્ય સંસ્કૃતિ વિષેની માન્યતાની દિશા જ પલટાવી દીધી. એ સ્થાનોની સંસ્કૃતિ ઉચ્ચ કક્ષાની હતી અને તેનો સંબંધ આર્યેતર પ્રજા સાથે હતો. વિચારણાના આ પાયાએ કેટલીક બાબતો નવેસરથી ગોઠવવાની ફરજ પાડી. વૈદિક જગતમાં સંસ્કૃતિની પરાકાષ્ઠા સમજનારને તેનાથી વધારે પ્રાચીન અને સંસ્કારી બીજું કશું હોઈ શકે એ હકીકત આશ્ચર્યચકિત કરે તેવી હતી. મોહેં-જો-દડોની જીવન-પદ્ધતિ અને સંસ્કૃતિ વિશે ઘણું વિસ્તારથી લખાયું છે. આર્ય જગતમાં તેનું અવસ્ય ગણનાપાત્ર પ્રદાન હશે. મોહેં-જો-દડો અને હરપ્પાને પરસ્પર કોઈ સંબંધ હતો કે બન્ને પ્રદેશમાં થયેલું સંસ્કૃતિનું નિર્માણ પરસ્પરથી ભિન્ન અને સ્વતંત્ર છે તે વિશે કશું ચોક્કસ કહી શકાતું નથી પણ બન્ને વચ્ચે, મળી આવેલા નમૂનાઓમાં ઘણી સમાનતા છે. તોલ અને માપની સમાનતા, સોળના એકમથી ગણવાની પદ્ધતિ અને નગરરચનામાં રહેલા સમાનતાના અંશો બન્ને વચ્ચે કોઈક પ્રકારના સંબંધનું સૂચન કરે છે. આ બન્ને સંસ્કૃતિનો સંબંધ દ્રાવિડિયન સંસ્કૃતિ સાથે જોડવામાં આવે છે.

આ આર્યેતર સંસ્કૃતિના લોકો કોઈક પ્રકારની લેખનકળાથી પરિચિત હતા. આ બન્ને સ્થાનમાં ખોદકામ કરતાં માટીની હજારો તકતીઓ મળી આવી છે. તેની એક બાજુ આખલાનું કે એવું કોઈક ,ચિત્ર અને બીજી બાજુ લખાણ લખેલું છે. આ લખાણ ઉકેલવાના ઘણા પ્રયત્નો થયા છે. કોઈકે તેમાં સીધે સીધી જૂની દ્રવિડિયન લિપિ વાંચવાનો પણ પ્રયાસ કર્યો છે, પરંતુ તેને શાસ્ત્રીય રીતે વાંચવાનું—ઉકેલવાનું કામ બાકી છે. જ્યાં સુધી એ ન થાય ત્યાં સુધી આ સંસ્કૃતિ વિશે, લોકોની સામાજિક વ્યવસ્થા કે રાજ્ય પદ્ધતિ વગેરે વિશે કશું ચોક્કસ અનુમાન કરવું મુશ્કેલ છે. અત્યારે તો આ સંસ્કૃતિને દ્રાવિડોદ્ભવ માનીને ચાલવાનો તર્ક વધારે યુક્તિસંગત લાગે છે.

મોહેં–જો–દડોની લિપિ લગભગ ત્રણેક ભૂમિકા રજૂ કરતી હોય તેમ લાગે છે. એના કેટલાક અંશો ચિત્રાત્મક છે, કેટલાક સંજ્ઞાત્મક તો કેટલાક શ્રુત્યાત્મક છે. આ લિપિની ભારતીય આર્ય લિપિ પર કોઈ અસર થઈ હશે કે કેમ તે વિશે કશું ચોક્કસ કહી શકાય તેમ નથી. ભારત–યુરોપપરિવારના લોકો જ્યારે બાબિલોનમા આવ્યા ત્યારે તેઓ કોઈક પ્રકારની લેખનકળાના પરિચયમાં આવ્યા હતા. ઈરાન તરફ આગળ વધનાર જૂથ આ લેખનકળા જાણતું હતું. ભારતમાં આવ્યા પછી આર્યેતર પ્રજાના સંપર્કમાં આવી આર્યોએ પોતાની લિપિમાં કેટલુંક અપનાવ્યું અને પંજાબમા લિપિબધ્ધ થયેલા સાહિત્ય પર તેની અસર થઈ હશે તે વિશે કશું અનુમાન કરી શકાય તેમ નથી.

આર્યોના આગમન સમયે ભારતમાં કાંઈક આવી પરિસ્થિતિ હતી. વાયવ્ય સરહદનો એક મોટો પ્રદેશ દાસ કે દસ્યુ તરીકે ઓળખાતા દ્રાવિડોથી વસેલો હતો. ભારતના ઉત્તર વિભાગોમાં દ્રાવિડો અને ઑસ્ટ્રિક લોકોની વસતી હતી. દ્રાવિડોના પ્રમાણમાં ઑસ્ટ્રિક લોકો વધુ પ્રાથમિક અવસ્થામાં હતા. આર્યોએ પહેલાં ઑસ્ટ્રિકોને રંજાડયા અને તેમનું સંગઠન નબળું પડ્યું. દ્રાવિડો નગરો રચે છે અને કિલ્લા બાંધે છે પણ પ્રજા ઓછી

લડાયક હશે તેમ લાગે છે. આર્યો ગ્રામવાની છે. નગરની ભાવના હજુ તેમનામાં ઊતરી નથી. આર્યો અને દ્રાવિડોની સામાજિક રચનામાં પણ એક મોટો તફાવત હતો. આર્યોની કુટુંબવ્યવસ્થા પિતૃપ્રધાન હતી જ્યારે દ્રાવિડોની કુટુંબવ્યવસ્થા માતૃપ્રધાન હતી. આર્યોએ તેમની સાથે પણ સઘર્ષ કર્યો હશે અને ત્યાર પછી બન્ને જાતિ વચ્ચે એક સંસ્કૃતિની ગાઢ બંધાઈ હશે. દ્રાવિડોની પોતાની કેટલીક પૂજાવિધિ હતી. તેમના તત્ત્વજ્ઞાન અને યોગની કેટલીક અટપટી ક્રિયાઓ આર્યીકરણ પામી ભારતીય સંસ્કૃતિમાં સમાઈ ગયાં.

ઈ. પૂ. ૧૦૦૦ની આસપાસ આર્યોને એક બીજી જાતિના સંપર્કમાં આવવાનું બન્યું. આ હતી મોંગોલોઇડ પ્રજા. આર્યો તેમને किरात ના નામથી ઓળખે છે. किरात લોકોની સંસ્કારિતાની કોઈ અસર હોય તો તે હિમાલયની આજુબાજુ. આ અસર ભારતીય સંસ્કૃતિ પર થઈ હોવાનો સંભવ ઓછો છે.

ભારતમાં આ રીતે જુદી જુદી ભાષા બોલનાર અને જુદી જુદી સંસ્કારિતા અને સંસ્કૃતિ ધરાવનાર લોકો વસતા હતા. આર્યોને આ લોકો સાથે યુદ્ધો કરીને કે બીજી રીતે મુશ્કેલીમાંથી માર્ગ કાઢી અહીં સ્થિર થવાનું હતું. ઈરાનમાંથી નીકળી ભારતમાં આવતાં સુધીમાં તેમને વારંવાર दस्यु પ્રજાની સાથે યુદ્ધ કરવાં પડયાં છે. આર્યોનું જે સાહિત્ય તે પછી ભારતમાં રચાયું છે તેમાં આ યુદ્ધોની સ્મૃતિ કામ કરી રહી છે તેમ કલ્પી શકાય છે.

આર્યો ભારતમાં આવ્યા. પંજાબ તેમની સંસ્કૃતિનું કેન્દ્ર બન્યું. આર્યોની પાસે જે ભાષા છે તે તરતની જ ઈરાનિયન ભૂમિકાની ભાષા છે.

## પ્રાચીન ભારતીય આર્ય :

આર્યોનાં જુદાંજુદાં જૂથો ઠીક ઠીક સમયના ગાળા પછી ભારતમાં આવ્યાં હશે એમ લાગે છે. પ્રા૰ ભા. આ.માં દેખાતી બોલી-

એ જોતાં આ અનુમાન કરી શકાય છે. પ્રાચીન ભારતીય આર્યભાષા ઈરાનિયન ભૂમિકાથી કેટલીક બાબતમાં જુદી પડતી હતી.

ઐ અને ઔ અનુક્રમે એ અને ઓ થયા, જ્યારે āi અને āu નું ai અને au માં પરિવર્તન થયું. તાલુ સ્થાનીય ઉચ્ચારણોની એક નવી શ્રેણી ઉત્પન્ન થઈ. અને મૂર્ધન્ય ઉચ્ચારો અસ્તિત્વમાં આવ્યા. આ ગાળાના સ્વર અને વ્યંજનના ધ્વનિઘટકો કાંઈક વિગતથી તપાસી શકાય છે, अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ओ વગેરે સ્વરનાં ઘટકો છે. વ્યજનનાં ઘટકોને વિવિધ વિભાગમાં વહેંચી શકાય છે.

નવાં ઉચ્ચારણો વિકસતાં છતાં એક મહત્ત્વની બાબતની નોંધ લેવી જોઈએ. અવેસ્તાના ભાષાસ્વરૂપ સાથે તેનું એટલું સામ્ય છે કે વૈદિક પરિચ્છેદને ગાથામાં અને ગાથાને વૈદિક પરિચ્છેદમાં સરળતાથી ફેરવી શકાય છે. પ્રા. ભા. આ. નું વ્યાકરણ પણ ભા–ઈ ભૂમિકા સાથે ઘણી સમાનતા રાખે છે. એમાં શબ્દોના ત્રણ પ્રકાર છે: ત્રણ જાતિ છે પણ જાતિ તદ્દન અનિયમિત છે. વ્યંજનાંત નામો પરિવર્તશીલ છે. ક્રિયાપદના બે ભેદ પણ જાણીતા છે. વિશેષણોમાં ઇયસ્ અને ઇષ્ઠ છે. પાછળના સમયમાં तर અને तम પ્રત્યેયોનો વિકાસ થાય છે.

## પ્રા. ભા. આ.માં બોલીઓ

પ્રાચીન ભારતીય આર્ય ભાષામાં ઓછામાં ઓછી ત્રણેક બોલીઓ હતી તેવું અનુમાન કરી શકાય છે. નવી નવી પ્રજાનો સતત સંપર્ક વધતો જાય છે તે કારણે આ બોલીભેદો અસ્તિત્વમાં આવ્યા છે.

(૧) ભારત–યુરોપ કુળમાં र અને ल् ને र તરીકે જ ઉચ્ચારાતા હતા. બોલીનું આ સ્વરૂપ અવેસ્તાના ભાષાસ્વરૂપ સાથે મળતું આવે છે. ભારતના વાયવ્ય વિભાગની આ બોલી છે. ઋગ્વેદનો પ્રાચીન ભાગ આ બોલીમાં લખાયેલો છે.

(૨) ભારત–યુરોપ કુળના र અને ल् ને ल् તરીકે જ ઉચ્ચા-

રવામાં આવે છે. આર્યો પંજાબમાં વસી ગયા પછી કેટલાક જૂથે ધીરેધીરે ભારતના પૂર્વભાગમાં ખસવા માંડયું હતું. તેમની બોલી પર આ વિભાગના લોકોની અસર થયેલી છે અને તેને પરિણામે ર્, લ્ > લ્ બની જાય છે.

(૩) ભારત–યુરોપ કૂળના ર્ અને લ્ ને જુદા રાખવામાં આવતા હતા. આ બન્ને ધ્વનિઘટકો જુદા ગણાતા હતા. પંજાબમાં વસેલા આર્યોના જૂથની–કેન્દ્રની ભાષામાં આ પ્રમાણે બને છે. પાણિનીનું સંસ્કૃત તે આ ત્રીજા સ્વરૂપનું છે.

પ્રાચીન ભારતીય આર્ય ભૂમિકાને ઈ. પૂ. ૧૨૦૦ થી શરૂ થયેલી ગણીએ તો તેના બીજા છેડાને બુદ્ધના સમય સુધી એટલે ઈ. પૂ. ૬૦૦ આસપાસ સુધીનો ગણાવી શકીએ. આર્યોના સમૂહો જેમજેમ ભારતના પૂર્વ ભાગમાં ખસતા જાય છે તેમતેમ તેમની ભાષામાં પણ ફેર પડતો જાય છે. પંજાબ એ પ્રાચીન ભારતીય આર્યનું કેન્દ્ર છે પણ કેન્દ્ર સાથેનો તેમનો સંપર્ક ઓછો થતો જાય છે અને પરિણામે કેન્દ્રની ભાષા કરતાં તેમાં થયેલા ફેરફારો તરત જ ધ્યાન ખેંચે છે. હવે પછીના તબક્કાને માધ્યમિક ભારતીય આર્યના નામે ઓળખી શકાય.

## માધ્યમિક ભારતીય આર્ય

પૂર્વ અને દક્ષિણમાં આર્યો ક્રમેક્રમે આગળ વધતા જતા હતા. દર પગલે તેઓ પરદેશી ભાષાના સંપર્કમાં આવતા હતા. તેમનું સંખ્યાબળ પ્રમાણમાં ઓછું થતું જતું હતું અને અનેક મુશ્કેલીઓની વચ્ચે તેમણે તેમની ભાષાશુદ્ધિ જાળવી રાખવાની હતી. પૂર્વ કરતાં સૌરાષ્ટ્ર સાથેનું તેમનું જોડાણ ઝડપી ગણાય તેવું હતું. સૌરાષ્ટ્રમાં આર્યોની વસાહતો ઝડપથી સ્થિર થઈ હશે તેમ લાગે છે. પૂર્વમાં આનાથી બરાબર ઊલટું હતું અહીં આર્યોનો સામનો પણ વિરોધ હતો અને તે કારણે તેમ જ કેન્દ્રની સાથેનું અંતર પણ ઘણું વધી

જતાં આ સંપર્ક ઓછો થઈ ગયો હતો. પૂર્વભારત તરફ આગળ વધતાં આર્યોની ભાષામાં પરિણામે વધારે પરિવર્તન થતું હતું. આ સમય દરમ્યાન કેન્દ્રની ભાષા પણ કાંઈ સ્થિર કે સ્થગિત નહોતી. તેમાં પણ ફેરફારો તો થતા જ હતા. પાણિની અને પતંજલિ બન્ને ભાષાના 'ભ્રષ્ટ' રૂપની વાત કરે છે. પૂર્વમાં જુદી બોલી તરીકે જ ભાષાઓનો વિકાસ થવા લાગ્યો હતો. સંસ્કૃત વ્યાકરણકારો પૂર્વ અને પશ્ચિમના તફાવતની વારંવાર હકીકત કહે છે.

બોલી વિશેનો પહેલો લેખિત પૂરાવો અશોકના શિલાલેખોમાંથી મળે છે. આ લેખો સંભવતઃ ઈ. પૂ. ૨૫૬–૫૭માં કોતરાયા હશે. બુદ્ધ અને મહાવીરે (ઈ. પૂ. ૫૦૦)માં તેમનો ઉપદેશ સ્થાનિક બોલીઓમાં આપવાનું શરૂ કર્યું કારણ કે તેમનો ઉપદેશ સંસ્કૃતમાં સમજાતો નથી એવી ફરિયાદ શિષ્યો પણ કરતા હતા. બુદ્ધ પહેલાં ઈ. પૂ. ૭૦૦ માં લગભગ બોલીઓ અસ્તિત્વમાં આવી હશે. આ ભાષાસ્વરૂપ વિશે વધારે ચોક્કસ કશું કહી શકાય તેમ નથી. બૌદ્ધ સાધુઓ જુદા જુદા ભાગોમાં ફરતા અને લોકોને સ્થાનિક બોલીમાં ઉપદેશ આપતા. અશોકના શિલાલેખો 'પૂર્વની ભાષામાં' લખાયેલા અને લોકો સમજે તે અર્થે તેમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા હશે. બુદ્ધ અને મહાવીરનો ઉપદેશ, ઉપદેશ અપાયા પછી ઘણાં વર્ષે લિપિબદ્ધ થયેલો છે તે હકીકત સાથે આ બાબત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે આર્ય-ભારતમાં આ ઉપદેશ સમજી શકાય તે માટે પશ્ચિમના ભાષા સ્વરૂપમાં તે લિપિબદ્ધ કરવામાં આવ્યું હતું.

અશોકે કોતરાવેલ શાહબાઝગઢી અને મનસેરાના લેખોમાં જૂનાં રૂપો વધારે શુદ્ધ છે જ્યારે ધૌલી અને જોગડાના લેખોની ભાષા આટલી 'શુદ્ધ' નથી. આ લેખોમાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો તફાવત ધ્યાન ખેંચે તેવો છે.

પશ્ચિમનું ભાષાસ્વરૂપ ર્ જાળવે છે જ્યારે પૂર્વમાં તેનો લ્

થઈ જાય છે.

ગિરનાર राजा>ધૌલી लाजा

ऋ>પૂર્વમાં अ અને પશ્ચિમમાં इ બને છે.

मृगह>मगो ગિર૦/मृगह>मिगो

આવા કેટલાક અગત્યના ભેદ દેખાય છે,

## માધ્યમિક ભારતીય આર્યના ત્રણ તબક્કા

માધ્યમિક ભારતીય આર્યભાષાને ત્રણ તબક્કામાં ગોઠવી શકાય.

(૧) પ્રાચીન : ઈ. પૂ. ૭૦૦ થી ઈ. પૂ. ૨૦૦

પ્રાચીન માગધી, અર્ધમાગધી, અશોકના શિલાલેખોની બોલીઓ અને પાલી ભાષાનો પ્રાચીન ભાગ—આ સ્વરૂપ બુદ્ધની ગાથાઓમાં મળે છે. ત્રિપિટકનો થોડો ભાગ પણ આ ભૂમિકાનું ભાષાસ્વરૂપ જાળવી રાખે છે.

(૨) માધ્યમિક : ઈ. પૂ. ૨૦૦ થી ઈ. ૬૦૦

અશોકના લેખો પછીના ગાળાની પ્રાકૃત અને જૈનધર્મનાં ધાર્મિક પુસ્તકો લગભગ આ ભૂમિકા રજૂ કરે છે. આ ઉપરાંત સંસ્કૃત નાટકોમાં કેટલાક પાત્રો જે પ્રાકૃત ભાષાનો ઉલ્લેખ કરે છે તે આ બીજા તબક્કાનું ભાષાસ્વરૂપ છે.

(૩) અંતિમઃ ઈ. સ. ૬૦૦ થી ૧૦૦૦

આ ત્રીજો તબક્કો પ્રમાણમાં ટૂંકો છે. આ ભૂમિકા અપભ્રંશને નામે ઓળખાય છે. આ તબક્કાનો વિસ્તારથી પરિચય પાછળના પ્રકરણમાં આવશે. પ્રાકૃતના પ્રથમ બે તબક્કામાં થયેલા ફેરફારો હવે જોઈએ.

## પ્રાકૃતનાં પરિવર્તનો

સંયુક્ત વ્યંજનો પહેલાંના કેટલાક દીર્ઘ સ્વરો હ્રસ્વ બન્યા.

(जीर्ण>जिण्ण). अय>ए અને अव>ओ થયા. (जयति>जेति, अवरोध>ओरोध). આ ઉપરાંત વ્યંજનોમાં થયેલા ફેરફાર ધ્યાન ખેંચે તેવા છે. श>स, न>ळ य>ज તેમજ પ્રાકૃતોમાં શરૂ થયેલી assimilationની પ્રક્રિયા (સારૂપ્ય) ધ્યાન ખેંચે છે.

तक्र > तक्क

सप्त > सत्त

चक्र > चक्क

विद्युत > विज्ज

પ્રાકૃતમાં બેવડા વ્યંજન પહેલાંનો સ્વર હ્રસ્વ રહે છે. પૂર્વ-સ્વરનું દીર્ઘત્વ એ આધુનિક વલણ છે. પ્રાકૃતમાં બેવડા વ્યંજનનું મહત્ત્વ છે. અર્વાચીન ભાષાઓમાં સ્વરનું બેવડાપણું મહત્ત્વનું બને છે. પરંતુ આ બન્ને કક્ષાઓમાં માત્રામેળ બરાબર જળવાઈ રહે છે. માત્રાના મૂલ્ય-નિયમનની કોઈ નવી પ્રક્રિયા માધ્યમિક ભૂમિકામાં અમલમાં આવી હોય તે શક્ય લાગે તે. આનાં ઘણાં ઉદાહરણો પાલિ તથા ઉત્કિર્ણ પ્રાકૃત લેખોમાં પણ મળે છે.

આ માધ્યમિક ભૂમિકાનું એક વલણ અર્વાચીન પંજાબી ભાષામાં બરાબર જોવા મળે છે. તે છે માધ્યમિક આર્ય ભૂમિકાના બેવડા વ્યંજનોને એમને એમ જાળવી રાખવાનું. ગુજરાતી ભાષાનું તે પછીનું વલણ આ વ્યંજનોના સરલિકરણનું રહ્યું છે.

સંસ્કૃત કાળના ऐ, औ સંધ્યક્ષરો સાદા બન્યા. પ્રાકૃત કાળમાં આવતાં ऐ > ए અને औ > ओ બને છે.

ऐरावत > एरावत

कैलास > केलास

कौमुदी > कोमुद

गौरी > गोरी

પહેલી જ નજરે સીધા-સાદા દેખાતા આ પરિવર્તનની અસર ભાષાનું બંધારણ અને વ્યાકરણ પર જબરદસ્ત અસર કરી જાય છે. સંસ્કૃતમાં એકવચન દ્વિવચન અને બહુવચન એમ ત્રણ વચન હતાં. આમાં દ્વિવચન મોટે ભાગે 'औ' પર આધારિત હતું. હવે સમયના ક્રમમાં આ વચનોમાં સેળભેળ શરૂ થઈ. रामः એવ. रामो તરીકે વપરાતું; रामौ > પણ रामो બન્યું. દ્વિવચનને એક વચનથી જુદી રાખતી ભેદરેખા લુપ્ત થઈ અને તેનું પરિણામ એ આવ્યું કે ભાષામાંથી દ્વિવચનની હસ્તિ જ ભૂંસાઈ ગઈ.

આ ઉપરાંત વિભક્તિઓમાં પણ સેળભેળ શરૂ થઈ. અશોકના શિલાલેખોમાં વિભક્તિઓ વાપરવામાં દેખાતો સંભ્રમ પરખાઈ આવે છે. ચોથી અને છઠ્ઠી વિભક્તિ વચ્ચેનો ભેદ તેમાં લુપ્ત થઈ ગયેલો દેખાય છે.

પ્રાકૃતની બીજી ભૂમિકામાં સ્વરોમાં થયેલી ભેળસેળ તેની વિશિષ્ટતા-સૂચક છે.

अ > इ, ए

इ > ए

उ > ओ

આ પરિવર્તન થવા સાથે આદિ શ્રુતિના કેટલાક એકવડા સ્વરો પણ જતા રહે છે.

આ ભૂમિકાનું ધ્યાન ખેંચતું બીજું લક્ષણ એ છે કે બે સ્વરની વચ્ચે રહેલા અસંયુક્ત સ્પર્શવ્યંજનો લોપ થઈ જાય છે. તેને પરિણામે સ્વરયુગ્મો રચાયાં.

अति > अइ

नदी > नइ

शुक > सुअ

माता > माआ

पाप > पाअ.

સંસ્કૃત ભાષામાં બે સ્વરો નજીક ક્યાંયે આવતા નથી. જો પાસે આવે તો તેની સંધિ થઈ જાય છે.

પ્રાકૃત કાળમાં બનેલાં સ્વરયુગ્મો અપભ્રંશમાં પણ એમને એમ ટકી રહે છે અને લગભગ ચૌદમા શતકમાં તે અર્વાચીન ગુજરાતી ભાષામાં જુદી રીતે વિકસે છે. ચૌદમા–પંદરમા શતક લગભગ આ સ્વરયુગ્મો વિવૃત્ત ઉચ્ચાર રૂપે ભાષામાં વિકસે છે.

प्रविशति > पइसइ > પેસે

मृत् + इल्ल > मइल्ल > મેલું

मुकुट > मउड > મોડ

अहिरूप > अइरउ > એર

આમ अइ > એ અને अउ > ઓ બનીને અર્વાચીન ગુજરાતી ભાષામાં વિકસ્યા છે.

ભાષાના રૂપઘડન પર અસર કરનારી કેટલીક બાબતો પણ ધ્યાન ખેંચે તેવી છે. अस्ति વાળું ક્રિયાપદનું રૂપ મૂકી कृत अस्ति જેવા પ્રયોગો થવા લાગ્યા. ભાષાના વિકાસનું આ એક વિશિષ્ટ પગલું છે. ભાષાનું ધીરે ધીરે વ્યસ્તરૂપ તરફ પ્રયાણ થતું જાય છે તેમ તે સૂચવે છે.

સંસ્કૃતમાંથી પ્રાકૃત તરફ આવતાં કેટલાક અજ્ઞાત મૂળના શબ્દોની પણ ભાષામાં ભરતી થવા લાગી છે ઘણા પ્રાકૃત શબ્દોનું સંસ્કૃતકરણ થયું હશે. સાહિત્યિક સંસ્કૃત પર તેની નોંધપાત્ર અસર થયેલી છે. મ. ભા. આ. શબ્દોની ઠીક ઠીક મોટી સંખ્યા સંસ્કૃતે અપનાવી લીધી છે. અજ્ઞાત મૂળના આવા શબ્દોની ભરતી ભાષાની દરેક આગળની ભૂમિકાએ વધતી પણ જાય છે. અજ્ઞાત શબ્દોનાં મૂળ શોધવાનો પ્રયાસ ઘણો રસપ્રદ છે. વૈદિક બોલીઓથી માંડી દ્રાવિડ અને ઓસ્ટ્રિક ભાષા સુધી તેના વિશે વિવિધ તર્ક કરવામાં આવ્યા છે.

## ૧૫. અપભ્રંશ

ભારતીય આર્યભાષાની માધ્યમિક ભૂમિકાનો ઉત્તર તબક્કો તે અપભ્રંશ.

સાહિત્યની વિદ્વત્તાભરી રચનાઓ જ્યારે પ્રાકૃતમાં થતી હતી ત્યારે બોલચાલની ભાષાનું સ્વરૂપ આ ભાષાથી દૂર થતું જતું હતું પ્રાકૃતની પ્રતિષ્ઠા એક સાહિત્યની ભાષા તરીકે રહી ત્યાર પછી બોલચાલની ભાષામાં પણ રચનાઓ થવા લાગી. ધીરે ધીરે રચના પરત્વે તેણે પોતાની જ પ્રણાલિકાઓ ઊભી કરવા માંડી અને અપભ્રંશને સાહિત્યિક પ્રતિષ્ઠા મળી.

અપભ્રંશનું ઘણું ખરું શબ્દભંડોળ પ્રાકૃતનું જ છે, પણ કેટલાક ધ્વનિઓમાં થયેલો વિકાસ, વિભક્તિના તંત્રમાં ઊભી થયેલી અતંત્રતા અને ભાષાના રૂપવિઘટનની જોર પકડતી પ્રક્રિયા: આ બધાથી પ્રાકૃત કરતાં તે ગણતર રીતે જુદું પડે છે. પ્રાકૃત પછી ભાષાના વિકાસક્રમની આગળની એક અગત્યની કડી પૂરી પાડે છે.

ઈ. ના છટ્ઠા શતકથી તેને સાહિત્યિક પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ હોય તેમ સમજાય છે. અપભ્રંશમાં રચનાઓ થવા લાગી છે. રચના સંબંધી ઉલ્લેખો મળે છે પણ અપભ્રંશની જે કૃતિઓ મળે છે તે નવમા શતકથી આગળની નથી. તેનું તમામ ઉપલબ્ધ સાહિત્ય નવમા શતક પછીનું છે એટલે અપભ્રંશનું જે ભાષાસ્વરૂપ મળે છે તે આ સમયનું

જ. અપભ્રંશ વિશેના જે પ્રાચીન ઉલ્લેખો મળે છે તેમાં સૌથી પ્રાચીન ઉલ્લેખ વલભીના રાજા ધરસેનનો છે.

ધરસેન (ઈ. સ. ૫૫૨ થી ૫૬૨) તેના પિતા ગુહસેનની પ્રશસ્તિ કરતાં એક તામ્રપત્રમાં લખે છે કે "સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ એ ત્રણે ભાષાના પ્રબંધોની રચનાથી જેનું અંતઃકરણ વધારે નિપુણ થયું છે ( संस्कृत–प्राकृतापभ्रंश भाषात्रय प्रतिबद्ध प्रबन्ध रचनानिपुणतरान्तः करणः) એવો હતો. આ બાબત એક વાત નિશ્ચિત રીતે સૂચવે છે કે સંસ્કૃત અને પ્રાકૃત સાથે અપભ્રંશનો પણ એક સાહિત્યની ભાષા તરીકે માનપ્રદ ઉલ્લેખ થાય છે.

અપભ્રંશની જે રચનાઓ ઉપલબ્ધ છે તે પરથી એક અનુમાન એવું તારવી શકાય છે કે બોલચાલની ભાષાનું સ્વરૂપ તેના કરતાં વધારે દૂર થતું ગયું હશે. અપભ્રંશે પણ સાહિત્યરચનાની એક વિશિષ્ટ પ્રણાલી વિકસાવી છે અને પરંપરાથી તેમાં રચનાઓ થાય છે. તેના રચનારાઓ ઉત્તરથી માંડી આંધ્રના માન્યખેટ સુધીમાં રહેનારા હતા. આસામનો એક કવિ દોહાકોશનું સંકલન કરે છે. આ બધી હકીકત એક વસ્તુ સૂચવી જાય છે કે અપભ્રંશ શિષ્ટ સાહિત્યની ભાષા છે. સંસ્કૃત અને પ્રાકૃતની સાથે અપભ્રંશ પણ એક વિદ્વત્–માન્ય ભાષા છે.

ભિન્ન ભિન્ન પ્રાંતોમાં તેના પર કેટલીક પ્રાંતિક અસર હશે. આ કારણથી જ અપભ્રંશના જુદા જુદા વિભાગ પ્રમાણે નામો પણ મળે છે. જેટલા પ્રાકૃતના પ્રાંતિક ભેદો હતા તેટલા અપભ્રંશના પણ ભેદો દેખાય છે. આમ અનેક ભેદો હોવા છતાં તે બધાની વચ્ચે રહેલી સમાનતા, શબ્દભંડોળમાં રહેલી સામાન્યતા, ભાષાનું રૂપતંત્ર અને વ્યાકરણનું એકસરખું તત્ત્વ તેમને એક જ અપભ્રંશના પ્રાંતિક ભેદે થયેલા વિવિધ આવિષ્કારો ઠેરવે છે.

અપભ્રંશ નામ પહેલી નજરે ધ્યાન ખેંચે છે. પ્રાચીન તેટલું

ઉત્તમ અને બીજું બધું ભ્રષ્ટ એવો ધાર્મિક ખ્યાલ ભાષામાં પણ પ્રવર્તે છે. સંસ્કૃત તે ગિર્વાણ ગિરા અને બીજી ભાષા તે અપભ્રષ્ટ એ માન્યતા અપભ્રંશના નામકરણમાં કામ કરી રહી દેખાય છે. ભાષામાં નથી કશું ભ્રષ્ટ થતું કે નથી સુધરતું. ભાષામાં જે કાંઈ થાય છે તે પરિવર્તન થાય છે. કોઈ ભાષા તાત્ત્વિક રીતે સ્થિર રહી શકતી નથી. બોલાતી ભાષા એ જીવંત ભાષા છે તેમાં ક્રમે ક્રમે પરિવર્તન થાય જ છે. પણ તેથી કશું બગડે છે કે સુધરે છે એમ કહેવું ખોટું છે.

અત્યારે જે કંઈ સાહિત્ય અપભ્રંશ ભાષામાં મળી આવ્યું છે તે તેનું પદ્ય સ્વરૂપ છે. સાહિત્ય રચનાની પ્રણાલિકા સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અપભ્રંશને મળેલી છે છતાં આ બન્ને કરતાં ભિન્ન એવી બલિષ્ઠ રચનાની પરંપરા અપભ્રંશે ઊભી કરી છે. ગણી શકાય તેવી કોઈ ગદ્ય રચના મળતી નથી. જે કંઈ મળે છે તે તેના ઉલ્લેખો. સ્વયંભૂદેવ, પુષ્પદંત, દંતિભદ્ર વગેરે અપભ્રંશના પ્રસિદ્ધ કવિઓ છે.

અપભ્રંશે કાવ્યરચનાની જે પદ્ધતિ અપનાવી છે તેમાં સંધિબંધ મહાકાવ્યોની રચના મોખરે છે. પૌરાણિક કથાનકો પરની આ રચનાઓ તેના વિશિષ્ટ બંધને કારણે સંસ્કૃત અને પ્રાકૃત કરતાં જુદી પડે છે. અપભ્રંશના ઘણાખરા કવિઓ જૈન પરંપરાના છે અને તે પરંપરા અનુસાર રચાયેલ पउम चरिय (पद्म चरित), रिट्ठणेमिचरिय (अरिष्टनेमि चरित) વગેરે રચનાઓ પ્રખ્યાત છે.

અપભ્રંશ સાહિત્યે વિકસાવેલી સાહિત્યરચનાની બીજી પરંપરા તે રાસાબંધ કાવ્યો. સંસ્કૃત ખંડકાવ્યની યાદ આપતી આ રચનાઓ મહાકાવ્ય કરતાં વિસ્તારમાં નાની છે. ગુજરાતી ભાષાના આદિ કાળમાં આપણે ત્યાર પછી રાસા કાવ્યોની રચનાઓ જોઈએ છીએ. અપભ્રંશ સાહિત્ય–સર્જનની કેટલીક આગવી પ્રણાલિકાઓ વિકસાવી છે અને તેમાંની કેટલીક ગુજરાતીના ઊગમકાળે ચાલુ રહે છે.

**હેમચંદ્રનું અપભ્રંશ વ્યાકરણ**

આચાર્ય હેમચંદ્રે વિક્રમના લગભગ બારમા શતકમાં ‘ સિદ્ધહેમ ’ વ્યાકરણ રચ્યું.

‘ સિદ્ધહેમ ’ના અધ્યાય ૮, પાદ ૪માં સૂત્ર ૩૨૯ થી ૪૪૮ સુધીનાં સૂત્રોમાં તેમણે અપભ્રંશનું નિરૂપણ કર્યું છે. હેમચંદ્ર પૂર્વે થયેલા વ્યાકરણકારોએ અપભ્રંશ વિશે થોડી ઘણી માહિતી આપી છે પણ આચાર્ય હેમચંદ્રે તેનું વધારે વિસ્તૃત એવું નિરૂપણ કર્યું છે. તેમણે આપેલા નિયમોના અનુસંધાનમાં ટાંકેલાં સૂત્રો અપભ્રંશને જોવા —સમજવામાં વધારે કિંમતી થાય તેવાં છે. સૂત્રોને ઉદાહરણોનો ટેકો મળતાં નિરૂપણ વધારે ચોકસાઈવાળું બને છે.

હેમચંદ્રને અપભ્રંશના નામ નીચે જે અભિપ્રેત છે તે એક સાહિત્ય —ભાષા જ હોય તે વધારે સ્વાભાવિક લાગે છે. અપભ્રંશના વ્રાચડ, નાગર, ઉપનાગર જેવા અનેક ભેદ ગણાવવામાં આવે છે, પણ હેમચંદ્રે તેવા વિવિધ ભેદોને ધ્યાનમાં લીધા સિવાય અપભ્રંશ સમગ્રનું એક ભાષા તરીકે નિરૂપણ કરેલ છે. ઉદાહરણોનું પૃથક્કરણ કરતાં તેમાં સમય-ભૂમિકા એકત્ર કરવામાં આવ્યા હોય એમ જણાઈ આવે છે.

એક જ સમયે અને એકજ સ્થળે એક ભાષામાં એક વિભક્તિના અનેક પ્રત્યયો મળે, સંબંધક ભૂતકૃદંતના આઠેક પ્રત્યયો મળે તે અશક્ય છે. આનો અર્થ એક જ છે કે તેમાં વિવિધ સમયની ભૂમિકાઓ અને વિવિધ પ્રાંતની વિશિષ્ટતાઓ પણ એક ભાષા તળે હેમચંદ્રે આવરી લીધેલ છે.

જે ભાષાનું આચાર્ય નિરૂપણ કરે છે તે સાહિત્યની ભાષા છે. તે કાળધર્મ પામ્યા અને તે પછી દસ—બાર વર્ષે ઉપલબ્ધ થતી કૃતિ ‘ ભરતેશ્વર—બાહુબલિ રાસ ’ નિતાન્ત પ્રાચીન ગુજરાતીની છે. બહુ થોડા સમયમાં ભાષામાં આવું મોટું પરિવર્તન થઈ જાય તે વાત માની શકાય તેમ નથી. પરિવર્તનનાં મૂળ ધારીએ છીએ તેના કરતાં વધારે ઊંડાં છે. હેમચંદ્રે નોંધેલાં ઉદાહરણો તેમનાથી આગળના સમયની

કૃતિઓમાંથી તેમણે એકઠાં કરેલાં છે. આમાંનાં ઘણાં ઉદાહરણોમાં ભાષામાં શરૂ થતાં નવાં વલણોનો ઝોક પરખાઈ આવે છે. વ્યંજનોનું સરલિકરણ અર્વાચીન ભૂમિકાનું લક્ષણ છે. સરલિકરણની આ પ્રક્રિયા શરૂ થઈ ગયાનાં ચિહ્નો અપભ્રંશમા ક્યાંક ક્યાક દષ્ટિગોચર થાય છે. હિંદી અને ગુજરાતીને અલગ કરનારી પ્રક્રિયા પણ શરૂ થયાનાં ચિહ્નો મળે છે. હિંદી અને આ–કારાન્ત અને ગુજરાતી-ઉકારાન્ત રૂપોને સાચવે છે. (હિંદી लड़का, घोड़ा, ગુજરાતી છોકરો, ઘોડો ढोल्ल અને ढोल्ला જેવા એક જ શબ્દનાં એ જ વિભક્તિનાં રૂપો ગુજરાતી અને હિંદી ભાષાનું વલણ વ્યક્ત કરે છે.

અપભ્રંશ એક સાહિત્યક ભાષા ( Lingua franka ) તરીકે પ્રતિષ્ઠિત છે અને વિદગ્ધ લોકો તેમાં રચના કરવામાં ગૌરવ માને છે. ભાષાના વિકાસક્રમમાં આ હકીકત મહત્ત્વની બની રહે છે. સાહિત્યક પ્રતિષ્ઠા મળતાં ભાષા વિદ્દદ્ભોગ્ય રચનાઓનું વાહન બને છે. બોલચાલનું ભાષા સ્વરૂપ તેનાથી દૂર પડતું જાય છે. અંતે એવો સમય આવે છે કે બન્ને સ્વરૂપ વચ્ચે મોટું અંતર પડી જાય છે. ફરી બોલચાલની ભાષામાં સાહિત્ય રચના શરૂ થાય છે ત્યારે ખ્યાલ આવે છે કે બન્નેની ભૂમિકાઓ એકબીજાથી ભિન્ન છે.

અપભ્રંશનું જે વ્યાકરણ ઉપલબ્ધ છે તેમાં અપભ્રંશનું કોઈ સ્વતંત્ર ભાષા તરીકે કરેલું અશેષ નિરૂપણ નથી. હકીકતમાં તો પ્રાકૃતથી શરૂ કરી આજની ગુજરાતી સુધી રચાયેલાં વ્યાકરણો એક સ્વતંત્ર તરીકે તેને કેન્દ્રમાં રાખી રચાયાં નથી. દરેક ભાષાને એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે સ્વીકારીને અન્ય નિરપેક્ષ તેનું વ્યાકરણ રચાવું જોઈએ. હેમચંદ્ર પણ અપભ્રંશનું જે નિરૂપણ કરે છે તે કોઈ સ્વતંત્ર ભાષા તરીકેનું છે તેવું કહી શકશે નહિ. સંસ્કૃત કે પ્રાકૃતમાં રચના કરનાર વિદગ્ધ લોકો અપભ્રંશમાં પણ રચના કરતા. પરિણામે સંસ્કૃત કે પ્રાકૃત ભાષા જાણનાર વ્યક્તિ એવો કયો શાબ્દિક કે ધ્વનિ વિષયક ફેરફાર કરે જેથી

તે અપભ્રંશ જેવું ' લાગે, તેની કેટલીક ચાવીઓ પૂરી પાડવાને. એ, ઓ અપભ્રંશ વ્યાકરણ પાછળ ઉદ્દેશ હોય તેમ લાગે છે. ' શેષ શૌરસેનીવ જેવાં સૂચનો પણ આ હકીકતનું સમર્થન કરે છે. આ કારણથી અપભ્રંશ વ્યાકરણમાં આપણને જે મળે છે તે અપભ્રંશને પાયામાં રાખી તેના વ્યાકરણની કોઈ સંપૂર્ણ રૂપરેખા નથી પણ અહીં તહીં દેખાતા કેટલાક ધ્વનિ કે શબ્દના વિકારો છે.

એનું પહેલું જ સૂત્ર છે, ' અપભ્રંશમાં સાધારણ રીતે સ્વરને સ્થાને સ્વર આવે છે. ' (स्वराणां स्वराः प्रायोऽपभ्रंशे) આ સૂત્ર જ નિરૂપણની સ્થૂળતા છતી કરે છે. કોઈ ભાષામાં સ્વરને સ્થાને સ્વર આવે, સ્વરો ગમેતેમ બદલાવા લાગે તે હકીકત જ જબરદસ્ત અતંત્રતા સૂચવે છે. ભાષામાં આવી કોઈ અતંત્રતા હોય તેમ કલ્પવું મુશ્કેલ છે. હેમચંદ્ર જે ઉદાહરણો નોંધે છે તે કોઈક ચોક્કસ ધ્વનિવ્યાપારથી કાં સિદ્ધ થાય છે કાં ભાષાની કોઈ આગલી ભૂમિકાનું સૂચન કરે છે. હેમચંદ્ર તે બધાનું એક નિયમ તળે જે રીતે નિરૂપણ કરે છે તે રીતે જ વાંધાજનક છે.

અપભ્રંશને એક છેડે પ્રાકૃત સાથે સંબંધ છે તો બીજે છેડો અર્વાચીન ભાષા તરફનો તેનો ઝોક સૂચવે છે. ' ર 'કારની જાળવણી અર્વાચીનતા સૂચક વલણ છે. આ વલણ અશોકના ગિરનારના લેખમાંથી પણ જોઈ શકાય છે.

इयं धम्मलिपि देवानांप्रियो प्रियदसिनो

राआ लेखापिता...।

અપભ્રંશ અર્વાચીનતા તરફની આ પરંપરાનું સાતત્ય જાળવી રાખે છે. व्यास > व्रासु જેવા શબ્દમાં ' ર 'કારનો પ્રક્ષેપ પણ કરવામાં આવે છે. ढोल्लाउ–ढोल्ला જેવાં રૂપો હિંદી અને ગુજરાતીની વિભાજક રેખા સમાન દેખાવા શરૂ થયાં છે.

કૃતિએ ... ધ્યાન ખેંચે તેવો ફેરફાર શબ્દના અંતભાગમાં
ભાષ્ઠ ... ૧૦ ...ંજનાંતનામો અપભ્રંશમાંથી લગભગ અદૃશ્ય
આ નામો પર બે પ્રકારની પ્રક્રિયા થયેલી
आत्मन् > अप्प પેઠે અંત્ય વ્યંજન લીધી
નારે છેલ્લે अ ઉમેરી પછી તેમાં જાતિસૂચક
ઉપરાંત નારીજાતિ સૂચક ‘ इ ’ અથવા ‘ –आ ’ પ્રત્યય) ઉમેરવામાં આવતા. આનું એક પરિણામ એ આવ્યું કે શબ્દનું મૂળ સ્વરૂપ બદલાઈ ગયું અને તે સાથે તેનું વ્યાકરણી પરિમાણ પણ બદલાયું. ભાષાના અર્વાચીન વ્યક્ત સ્વરૂપનો પાયો આ કારણે નંખાયો.

‘ इ ’ જેવો નારીજાતિસૂચક પ્રત્યય ક્યાંક શબ્દમાં ઉમેરાતાં ‘ इ ’ અંત્યવાળા અન્ય શબ્દોની જાતિ વિશે પણ સંભ્રમ ઊભો થવા લાગ્યો. અપભ્રંશમાં લિંગની આવી ઊભી થતી અતંત્રતાની હેમચંદ્રે (૮.૪.૪૪૫) નોંધ પણ લીધી છે. अग्नि (સં.) મૂળ તો પુલ્લિંગ શબ્દ છે. अग्नि > अग्गि એ તેનો વ્યવસ્થિત ધ્વનિવિકાસ છે. પણ અંત્ય ‘ –इ ’ લિંગસૂચક ગણાઈ જતાં આ શબ્દ નારીજાતિમાં ગણાઈ ગયો. અર્વાચીન ભાષામાં ‘ આગ ’ શબ્દ નારીજાતિમાં છે તે અપભ્રંશની પરંપરા જાળવી રાખે છે.

ધ્વનિ અને વ્યાકરણ

શબ્દના અંત્ય ए, ओ અનુક્રમે इ, અને उ બન્યા. દૂરદર્શક ‘ એ ’ સર્વનામના સાદૃશ્યથી નજીકદર્શક ‘ આ ’ સર્વનામ અસ્તિત્વમાં આવ્યું.

સંસ્કૃતના આગંતુક શબ્દોમાં થયેલું કેટલુંક પરિવર્તન સૂચક છે. સૂત્ર ૩૯૬ ઘોષઆવતું સૂચન કરે છે. ‘ અનાદ્ય અને સ્વર પછી આવનારા અસંયુક્ત ’ એવા ધ્વનિઓમાં ( क > ग, ख > घ, त > द, थ > ध, प > ब, फ > भ) થયેલો ફેરફાર નોંધે છે:

અપભ્રંશ ભૂમિકામાં સ્વર અને વ્યંજનના ઘણા ધ્વનિઘટકો ગયા.

હવે માત્ર અ, ઇ, ઉ, ઍં, ઑં (હ્રસ્વ) અને આ, ઈ, ઊ, એ, ઓ (દીર્ઘ) સ્વરોનાં ઘટકો બાકી રહે છે.

વ્યંજનાંત નામોમાં થયેલો ફેરફાર આપણે જોયો છે પ્રાકૃતની બીજી ભૂમિકા પર આવતાં થયેલ ધ્વનિપરિવર્તનને કારણે અપભ્રંશમાં દ્વિવચન ઊડી ગયું છે, હવે વચન માત્ર બેજ રહે છે. એકવચન અને બહુવચન.

વિભક્તિના તંત્રમાં થયેલો હ્રાસ બહુ મોટો છે. પાલીમાં જ ચોથી અને છઠ્ઠી વિભક્તિ વચ્ચેનો ભેદ લગભગ નાબૂદ થઈ ગયો હતો. અપભ્રંશમાં આવતાં હવે અન્ય વિભક્તિઓ વચ્ચેનો સંભ્રમ પણ હવે ઊભો થવા લાગ્યો. ચોથી અને છઠ્ઠી, ત્રીજી અને સાતમી, પહેલી અને બીજી વિભક્તિ વચ્ચે હવે સભ્રમ શરૂ થઈ ગયો છે. સંસ્કૃત કાળનું વિભક્તિનું તંત્ર હવે બહુ ઉપયોગમાં આવે તેમ નથી તેથી ભાષામાં નામનો ક્રિયાપદ સાથેનો સંબંધ સ્થિર કરવા અનુગો (Postpositions)નો આશ્રય લેવાય છે. કોઈક સાદૃશ્યથી આ પ્રત્યયો ભાષામાં લાવવામાં આવ્યા.

સંસ્કૃતનું ક્રિયાપદનું તંત્ર ઘણું સમૃદ્ધ હતું. કાળ, ભેદ, કૃદંત વગેરેની બધી સમૃદ્ધિ અપભ્રંશ કાળમાં લુપ્ત થઈ ગઈ. હવે માત્ર વર્તમાન અને ભવિષ્ય એમ બે કાળ બાકી રહે છે. ભૂતકાળનું કામ ભૂતકૃદંતો પાસેથી લેવામાં આવે છે.

પ્રાકૃતથી પરિવર્તનની દિશામાં આગળ આવતાં ફરી અજ્ઞાત મૂળના અનેક શબ્દો પ્રચારમાં આવે છે. પ્રાકૃત કાળમાં પણ કેટલાક આવા શબ્દો પ્રચારમાં આવ્યા હતા. અપભ્રંશ ભૂમિકામાં આવા અજ્ઞાત મૂળના શબ્દોની ભરતી વધી ગઈ છે. આ ઉપરાંત રવાનુકારી શબ્દોનો પણ પ્રચાર વધવા લાગ્યો છે. સંભવતઃ બોલચાલની ભાષામાંથી જ આ ભરતી થયા કરે છે. પ્રાકૃત શિષ્ટ સાહિત્યની ભાષા બનતાં ઘણા ગ્રામિણ શબ્દો શિષ્ટ બની સાહિત્યમાં પ્રતિષ્ઠિત બન્યા.

અપભ્રંશના સમયમાં ફરી તેમાં નવી ભરતી શરૂ થયેલી છે.

અવહટ્ઠ

અપભ્રંશનું સાતત્ય આજની ગુજરાતી ભાષામાં બે પ્રકારે દેખાય છે. પરંપરામાં અપભ્રંશનો આદર્શ ઝીલાયેલો છે. સાહિત્ય-રચનાઓ અપભ્રંશના તંતુને જાળવી રાખે છે. તો બીજી બાજુથી ચારણી ભાષામાં અપભ્રંશના વિશિષ્ટ સ્વરૂપને ટકાવી રાખવામાં આવ્યું છે.

અપભ્રંશમાં વિકસેલ બલિષ્ઠ રચનાપરંપરાએ ચારણોને આકર્ષ્યા હશે એમ સમજાય છે. પરંતુ અપભ્રંશ જે સ્વરૂપમાં હતું તે સ્વરૂપમાં સમજાય તે ઘણું મુશ્કેલ કામ હતું, તેથી બીજા સમજી શકે તેવું એક વિકૃત સ્વરૂપ પ્રચારમાં આવવા લાગ્યું. અપભ્રંશનું આ સ્વરૂપ તે 'अवहट्ट' નામે ઓળખાય છે. (अपभ्रष्ट > अवहट्ट) વિદ્યાપતિએ તેમનું 'કીર્તિલતા' કાવ્ય અવહટ્ઠમાં રચેલું છે.

"પશ્ચિમદેશમાં" આવેલા 'મ્લેચ્છ' પ્રદેશનો વતની અદ્દહમાણ (અબ્દુલરહેમાન) નામે કોઈ કવિ 'सदेशक रासक'ની રચના પણ આ ભાષાસ્વરૂપમાં કરે છે. પ્રાચીન ગુજરાતીની બીજી કેટલીક રચનાઓ પણ આ સ્વરૂપમાં મળે છે. ઈડરના રાવ રણમલ્લની કીર્તિ-ગાથા જેમાં વર્ણાઈ છે તે કવિ શ્રીધર વ્યાસ રચિત 'રણમલ્લ છંદ'ની ભાષા અવહટ્ઠ છે.

અવહટ્ઠ ભાષા રાજદરબારમાં માનીતી બનાવી ચારણોએ. ઉત્તર-હિંદ, રાજસ્થાન અને ગુજરાતમાં તેની રચનાઓ થતી રહી. તેનું ઘણું સાહિત્ય કંઠસ્થ હોય તે શક્ય છે. ચારણી બોલીમાં રચાયેલાં ગીતો તેની કાંઈક ઝાંખી કરાવે છે.

## ૧૬. પ્રાચીન પશ્ચિમી રાજસ્થાની

માધ્યમિક ભારતીય આર્યની અંતિમ ભૂમિકા તે અપભ્રંશ. અપભ્રંશની સમય-મર્યાદા ઈસુના છઠ્ઠા શતકથી દસમા શતક સુધીની બાંધી શકાય. અપભ્રંશ પછી તેનું ઉત્તરકાલીન ભાષાસ્વરૂપ લગભગ બે શતક સુધી પ્રચારમાં હતું. આ ભાષાસ્વરૂપનું નિરૂપણ 'પ્રાકૃત પૈંગલ'માં કરવામાં આવેલું છે.

### પ્રાકૃત પૈંગલ

પ્રાકૃત પૈંગલમાં પિંગળનાં સૂત્રોનાં ઉદાહરણ આપવામાં આવેલાં છે. આ ઉદાહરણો હેમચંદ્રે અપભ્રંશનું જે સ્વરૂપ બાંધ્યું છે તેના પછીની તરતની ભૂમિકાનાં છે. સાથે એક બીજી પણ મહત્ત્વની બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. પ્રાકૃત પૈંગલની રચના થઈ ત્યારે બોલ-ચાલની ભાષાનું સ્વરૂપ તે હતું એમ માનવું મુશ્કેલ છે; કારણ કે તેમાં મૂકવામાં આવેલાં ઉદાહરણોમાંથી કેટલાંક તો લગભગ ચૌદમી સદીનાં જ છે. કેટલાંક વધારે પ્રાચીન છે. એમાંથી એક હકીકત એ ફલિત થાય છે કે 'પિંગલ'ની ભાષા બોલચાલની ભાષા નથી. વ્ય-વહારની ભાષા તેનાથી ઠીક ઠીક દૂર નીકળી ગયેલી હશે. સાહિત્ય-રચના તેમાં થાય છે તે દૃષ્ટિએ 'પિંગલ'ની ભાષા સાહિત્યિક છે.

અપભ્રંશનું આ ઉત્તરકાલીન સ્વરૂપ અપભ્રંશનો અર્વાચીનતા તરફનો ઝોક સ્પષ્ટ કરે છે. આ પ્રક્રિયા શરૂ થઈ ચૂકયાના એક સૂચક ચિહ્ન તરીકે વર્તમાનકાળ કર્મણિ રૂપનું એક ઉદાહરણ જોઈએ.

—ईज्जइ > ईजे

करिज्जइ > करीजे

વ્યંજનનું સરલિકરણ અને પૂર્વસ્વરનું દીર્ઘત્વ એ આધુનિક ગુજરાતી ભાષાનું વલણ છે. આ વલણનાં ચિહ્નો અપભ્રંશના ઉત્તરકાલીન સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે.

છતાં એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. તેસ્સિતોરી જેને પુરાણી પશ્ચિમી રાજસ્થાની કહે છે તેની સાથે આ પ્રાકૃત પૈંગલનું ભાષાસ્વરૂપ સંપૂર્ણપણે મેળ ખાય છે તેમ કહી શકાશે નહિ. એમાં ઘણાં તત્ત્વો સમાન હોવા છતાં પૈંગલનું ભાષાસ્વરૂપ પૂર્વીય રાજસ્થાની સાથે વધારે મેળ ખાય છે.

છઠ્ઠી વિભક્તિનો એક પ્રત્યય છે – कउ. પુરાણી પશ્ચિમી રાજસ્થાનીમાં આ પ્રત્યય ક્યાંયે વપરાતો નથી. એને માટે તે તદ્દન અજાણ્યો છે. ગુજરાતીમાં કે પશ્ચિમ રજપૂતાનાની બોલીઓમાં તે ક્યાંયે પ્રયોજાતો નથી. આ પ્રયોગ પૈંગલમાં છે. પૂર્વીય રાજસ્થાની અને હિંદીની પ્રાંતિક બોલીઓમાં તે વ્યાપક રીતે પ્રયોજાય છે. હિંદીની કેટલીક પ્રાંતિક બોલીઓ અને પૂર્વ રાજસ્થાનીની બોલીઓ (ઢૂંઢાડી, જયપુરી) વગેરે આ અરસામાં તેમાંથી છૂટી પડી હશે. તે પછી જે ભાષાસ્વરૂપ પ્રચલિત રહે છે તેને પુરાણી પશ્ચિમી રાજસ્થાની એવું નામ આપી શકાય.

૬ થી ૧૦ શતક સુધી અપભ્રંશ.

૧૧ થી ૧૨ શતક પ્રાકૃત પૈંગલ

૧૩ થી ૧૫ શતક પુરાણી પશ્ચિમી રાજસ્થાની -

તે પછી ગુજરાતી કે પ્રાચીન ગુજરાતી આ પ્રકારનો સમયક્રમ ગોઠવી શકાય.

## પુરાણી પશ્ચિમી રાજસ્થાની

ઈ ૧૮૯૩માં લંડનમાં આંતરરાષ્ટ્રિય પૌરસ્ત્ય પરિષદની એક

બેઠક મળી હતી. આ બેઠકમાં સ્વ. હરિલાલ ધ્રુવે "ચૌદમી-પંદરમી શતાબ્દિની ગુજરાતી ભાષા" એ વિષય પર એક નિબંધ વાંચ્યો હતો. આ નિબંધથી ગુજરાતી ભાષાના પ્રાચીન સ્વરૂપ વિષે સર્વપ્રથમ ધ્યાન ખેંચાયું. આ નિબંધની માંડણી "મુગ્ધાવબોધમ્ ઔક્તિકમ્" નામે સંસ્કૃત ભાષાના વ્યાકરણની સમજુતી આપતા એક ગ્રંથને આધારે થઈ હતી.

*The Linguistic survey of India* માં સર જ્યોર્જ ગ્રિયર્સન, ફરી આ પ્રશ્ન હાથમાં લઈ, ઉપર્યુક્ત ગ્રંથમાં પ્રયોજાયેલ ભાષા, તેનું વ્યાકરણ વગેરે લક્ષમાં લઈ 'અપભ્રંશ સાથે જોડનારી કડી' તરીકે તેને વર્ણવે છે. આ ભાષાને તે જૂની ગુજરાતી નામ આપે છે.

હકીકતમાં જે ભાષાસ્વરૂપની ચર્ચા કરવામાં આવે છે તે અપભ્રંશનું ઉત્તરકાલીન અને ગુજરાતીની આદિ ભૂમિકાનું છે. અપભ્રંશ અને ગુજરાતી વચ્ચેની તે એક ચોક્કસ ભૂમિકા પૂરી પાડે છે. બે ભાષાની વચ્ચેના તેના સ્થાન પરત્વે તો કશો મતભેદ નથી પણ જે મતભેદ દેખાય છે તે તેના નામકરણમાં અને જે સ્થાન પર તે બોલાતી હતી તેની ભૌગોલિક સીમા વિશેનો. ડૉ. તેસ્સિતોરીએ ભારતથી દૂર હોવા છતાં ઈટાલીમાં બેસી તે વિશે સ્પષ્ટતા કરી આપી.

> "પુરાણી રાજસ્થાની ઉચ્ચારણરીતિ, રૂપ-તત્ત્વ અને વાક્યરીતિના પૂરા વિચારની સાથે તેસ્સિતોરીની આલોચના એવી મહત્ત્વપૂર્ણ છે કે તેને રાજસ્થાની (મારવાડી) તથા ગુજરાતી ભાષાતત્ત્વની જો બુનિયાદ કહેવામાં આવે તો તેમાં અત્યુક્તિ નથી"
>
> —સુનીતિકુમાર ચેટર્જી

મારવાડી અને ગુજરાતી આ બન્ને અર્વાચીન ભાષાઓ મૂળમાં તો એક જ સ્રોતની બે શાખાઓ છે. આ બન્નેનું પ્રાચીન સ્વરૂપ જેમાં જળવાયેલું મળે છે તે ભાષાને ડૉ. તેસ્સિતોરી પુરાણી પશ્ચિમી

રાજસ્થાની (old western Rajsthani) એવું નામ સહેલાઈ આપે છે. આ ભાષા રાજસ્થાનથી માંડી પશ્ચિમ ભારતના એક મોટા પ્રદેશ પર બોલાતી હતી. શ્રી. ઉમાશંકર જોશી તે માટે "મારુ-ગુર્જર" એવું વધુ અર્થપોષક અને યુક્તિસંગત નામ સૂચવે છે.

મૂળ આ ભાષાસ્વરૂપ અપભ્રંશમાંથી ઊતરી આવ્યું છે. પ્રાકૃત પેઠે અપભ્રંશના પણ પ્રાંતભેદે અનેક ભેદ હતા. જુદા જુદા નામોથી ઓળખાય છે. વધારે ચોકસાઈથી કહેવું હોય તો એમ કહી શકાય કે આ ભાષા શૌરસેન અપભ્રંશની ઉત્તરકાલીન ભૂમિકા રજૂ કરે છે. સમયની દૃષ્ટિએ વિચાર કરીએ તો પ્રાકૃત પૈંગલ પછીનો અને તેરમી શતાબ્દિની આજુબાજુનો સમય તેને માટે ગણી શકાય.

તેની ઉત્તરકાલીન સીમા લગભગ પંદરમા શતકમાં મૂકી શકીએ. મારવાડી અને ગુજરાતી જુદા થવાનાં ચિહ્નો ભાષાસ્વરૂપમાં દેખાવાં શરૂ થઈ ગયાં છે. અર્વાચીન મારવાડી અને ગુજરાતીને જુદી પાડતી એક વિશિષ્ટ ભેદરેખા તેમાં સ્પષ્ટ થવા લાગી છે. વર્તમાનકાળ પ્રથમ પુરુષ બહુવચનનો પ્રત્યય–ઑં છે. આ પ્રત્યય ગુજરાતીનો વિશિષ્ટ પ્રત્યય છે અને તે મારવાડી નથી. જ્યારે મારવાડીનું એક વિશિષ્ટ વલણ છે ચોથી વિભક્તિના અનુગ તરીકે–રહઈનો છઠ્ઠી વિભક્તિમાં થતો પ્રયોગ. આ વિશિષ્ટતા મારવાડીની છે અને તે ગુજરાતીમાં નથી.

ધીરે ધીરે બન્નેના જુદાં પડતાં આ વલણો એટલાં સ્પષ્ટ તરી આવતાં કે અમુક પ્રત મારવાડી ઢબની છે કે ગુજરાતી ઢબની તે તરત જ કળી શકાતું.

## મારવાડી લાક્ષણિકતાઓ

મારવાડી ભાષાની જ ગણાય તેવી કેટલીક તેની લાક્ષણિકતાઓ ,પશ્ચિમ રાજસ્થાનીમાથી તારવી શકાય છે. તેમાંની કેટલીક આ પ્રમાણે છે.

૧. અ>ઇ

कमाड>किमाड

' अण>त्रिण

अ>इ વલણ મારવાડી ભાષાનું આગવું છે. આ રીતે ગુજરાતી ભાષામાં પરિવર્તન થતું નથી.

૨. ' જે ' અને ' તે ' ને સ્થાને ' जिको ' અને ' तिको ' નો પ્રયોગ.

૩. ત્રીજીને સ્થાને છઠ્ઠીના વિભક્તિ અંગનો અને છઠ્ઠીના સ્થાને તૃતીયાના વિભક્તિ-અંગનો પ્રયોગ.

૪. बे>दो

त्रिणि>तिन

## ગુજરાતીની લાક્ષણિકતાઓ

(૧) अइ અને अउનો સંકોચ થઈ અનુક્રમે ऐ અને औ બને છે.

(૨) आ, ई, ऊ જેવા દીર્ઘ સ્વરોને હ્રસ્વ કરવા તરફનો ઝોક ગુજરાતી ભાષાની વિશેષતા તરીકે ખાસ નોંધવો જોઈએ.

(૩) બહુવચન બનાવવા માટે ओ નો પ્રયોગ.

(૪) ' લ ' અને ' ળ ' એ ધ્વનિઘટકો જુદા થઈ ગયા છે. લ>ળ પરિવર્તન થયું હોવા છતાં હજુ તે લિપિમાં નથી આવ્યું.

(૫) વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં પ્રથમ પુરુષ બહુવચનમાં अउ પ્રત્યયનો લોપ અને તેને સ્થાને -ઈ એ નો થતો પ્રયોગ

આ ગુજરાતી ભાષાની કેટલીક લાક્ષણિકતાઓ છે અને તેનાં પશ્ચિમી રાજસ્થાનીમાં મૂળ જોઈ શકાય છે.

બન્ને ભાષાઓ અલગ પડવાનાં અન્ય કારણો સાથે એક મહત્ત્વનું કારણ એ પણ ગણવું જોઈએ કે રાજસત્તાનું કેન્દ્ર ખસીને ગુજરાતમાં આવ્યું. ગુજરાતમાં બાદશાહીની સ્થાપના એ ભાષાની દૃષ્ટિએ પણ

અગત્યનો બનાવ છે. રાજસત્તા અમદાવાદમાં આવતાં ગુજરાતનું કેન્દ્ર ગુજરાતની મધ્યમાં આવ્યું. ગુજરાતનું મુખ સાધારણતઃ દિલ્હી તરફ રહેતું હતું તે અમદાવાદ તરફ વળ્યું. આનું એક પરિણામ એ આવ્યું કે ગુજરાતી ભાષા સ્વતંત્ર વિકસતી રહી. જ્યારે રાજસ્થાનનું કેન્દ્ર દિલ્હીમાં રહ્યું અને દિલ્હી—અભિમુખ બનવાને કારણે રાજસ્થાની ભાષા હિંદી સાથે ભળી ગઈ કે હિંદીની એક ઉપભાષા બની.

## અપભ્રંશ અને પુરાણી રાજસ્થાની

સંયુક્ત વ્યંજનનું સરળ થવું અને પૂર્વ સ્વરનું દીર્ઘ થવું આ વલણ અર્વાચીન છે. આ અર્વાચીનતા તરફનો અપભ્રંશનો ઝોક દેખાવો શરૂ થઈ ગયો છે.

वद्दल>वादल

अज्ज>आज

चिब्भडी>चींभड

સંસ્કૃતમાંથી પ્રાકૃત કાળમાં આવતાં બે સ્વર વચ્ચે આવેલા સ્પર્શ વ્યંજનોનો લોપ થતાં સ્વરયુગ્મો અસ્તિત્વમાં આવ્યાં. अइ અને अउ જેવાં સ્વરયુગ્મો તેમનું સ્વતંત્ર અસ્તિત્વ અપભ્રંશમાં ટકાવી રાખે છે. આ બન્નેની ત્યારે જુદી શ્રુતિઓ હશે એમ ચોક્કસપણે કહી શકાય. અર્વાચીન ગુજરાતીમાં વિવૃત્ત ઉચ્ચારો તરીકે તે વિકસે છે.

અર્વાચીન ગુજરાતી : अइ>ऍ,
अउ>ऑ

અર્વાચીન મારવાડી : अइ>ऐ
अउ>औ

ગુજરાતી અને મારવાડીમાં તે લાક્ષણિક રીતે તેનો ધ્વનિવિકાસ સાધે છે

ધ્વનિ–લાક્ષણિકતાઓ

સામાન્ય રીતે અપભ્રંશનું ધ્વનિતંત્ર પશ્ચિમી રાજસ્થાનીમાં બહુ ઓછા ફેરફાર સાથે સચવાઈ રહેલું છે એમ કહી શકાય.

अ > इ

कपाट > कमाड > किवाड

गतः > गउ > गिउ

अ > उ

अभयकुमार > उभयकुमार

प्रहर > पहर > पुहर

આ ભાષાસ્વરૂપમાં 'એ'ના બે ધ્વનિઘટકો છે, પરંતુ બન્નેનું લિપિમાં પ્રતિનિધિત્વ જળવાયું નથી.

'એ'નો દીર્ઘ 'ઈ' થવાની પ્રક્રિયા અપભ્રંશમાં ચાલુ હતી અને આ સ્વરૂપમાં પણ તે જળવાયેલી છે.

लेखा > लीह

वेणी > वीण

સ્વરયુગ્મોમાંથી 'અઅ' જેવું સ્વરયુગ્મ હવે સંકોચ પામતું જાય છે. સ્વરસંકોચનની પ્રક્રિયા શરૂ થઈ હોવાનો તેમાંથી નિર્દેશ મળી રહે છે. કાં તો અઅ > ओ બની જાય છે અથવા વચ્ચે 'य' ઉમેરાય છે.

रत्न > रअण > रयण

वचन > वअण > वयण

ઘોષ ભાવ એ પ્રાચીન વલણ છે છતાં અઘોષ 'ग'નો 'घ' થવાનાં કેટલાંક ઉદાહરણો આમાં મળે છે.

सकलकः > सगलउ > सगलउ > सघलउ

सुकरिका > सूगरी > सूघरी

ધ્વનિવિષયક એક પરિવર્તન મહત્ત્વનું છે. આ પરિવર્તનને પરિણામે શબ્દના આરંભે -ण ક્યાંયે આવતો નથી. પ્રાકૃતમાં આ વસ્તુ સહજ હતી. અપભ્રંશમાં પણ તે પરંપરા ચાલુ રહે છે અને પશ્ચિમી રાજસ્થાનીમાં તેમાં પરિવર્તન આવે છે.

णण > न

ण- > न-

नापि > णवि > नवि

नष्टकः > णट्ठउ > नाठउ

छन्नकः > छण्णउ > छाँनउ

संज्ञा > सण्णा > सान

'र' કારનો પ્રક્ષેપ એ જાણીતી પ્રથા છે. કેટલાક તદ્‌ભવ શબ્દોમાં મૂળ સંસ્કૃતની શિષ્ટતાને કારણે હોય કે અન્ય કારણથી 'र'નો પ્રક્ષેપ કરવામાં આવે છે.

ग्रहति > गहइ > ग्रहइ

ताम्रकम् > तम्बउँ > त्रांबु

त्रोटति > तोड़इ > त्रोडइ

प्राघुणकः > पाउणउ > प्राहुण

शाणी > सराण

વ્યંજનો એકવડા બને છે અને પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે.

मत्कुण > मक्कुण > माँकुण

लक्ष्मी > लच्छि > लाछि

अद्य > अज्ज > आज

## જાતિ

સંસ્કૃત અને અપભ્રંશની ત્રણે જાતિ આ ભાષામાં રહે છે. પણ લિંગ વિશેની સૂઝ બદલાઈ ગઈ છે.

આચાર્ય હેમચંદ્ર પણ અપભ્રંશમાં 'लिंगमतंत्रम्'ની વાત કરી કેટલાંક ઉદાહરણો નોંધે છે. લિંગની અતંત્રતા પ્રકૃત કાળથી શરૂ થઈ. મારુ–ગુર્જરના કાળમાં આવતાં આ અતંત્રતાને વેગ મળે તેવી પણ બાબત બની. ત્રીજી અને સાતમી વિભક્તિનો નરજાતિમાં 'इ' પ્રત્યય બને છે. 'इ'ની હાજરીને કારણે સામાન્ય રીતે ૧૨ જાતિના ગણાતા શબ્દોમાં પણ લિંગ વિશે સંભ્રમ ઊભો થાય તેવી શક્યતા ઊભી થઈ. આ સિવાય અન્ય કારણોએ પણ તેમાં ભાગ ભજવ્યો હશે.

कलत्र (નાન્ય.) > कलत्र (તારી)

णक्को (પ્રા. નર.) > नाक (નાન્ય.)

## વિભક્તિ–તંત્ર

સંસ્કૃતમાં વિભક્તિ એક વિસ્તૃત તંત્ર હતું. ધ્વનિપરિવર્તન સાથે આ વિભક્તિતંત્રનો હ્રાસ શરૂ થયો. અશોકના શિલાલેખોમાં ચોથી અને છઠ્ઠી વચ્ચે સંભ્રમ ઊભો થયો છે તે કળી શકાય છે. અપભ્રંશ ભૂમિકા સુધી પહોંચતાં તેમાં વધુ સંભ્રમ ઊભો થયો. વિભક્તિના હ્રાસની પ્રક્રિયા પશ્ચિમી રાજસ્થાનીની ભૂમિકામાં વધુ જોર પકડે છે. પહેલી અને બીજી, ત્રીજી, અને સાતમી, પાંચમી અને સાતમી અને સાતમી વગેરે વિભક્તિઓ વચ્ચેની સ્વતંત્ર ભેદરેખા લગભગ લુપ્ત થવા લાગી છે. પાંચમી વિભક્તિ લગભગ પોતાનો અર્થ ગુમાવી બેસીને સાતમીના અર્થમાં વપરાવા લાગી છે. જે થોડા પ્રત્યયો બચી રહ્યા છે તે લગભગ આ પ્રકારના છે.

प्र०, द्वि० उ – आ

तृ० इं (इ)

इहं (इहि)- अे
पं० आं, ओ —
प० ह — हँ
स० हि — अे
(इ)

हिं, इँ જેવો ભેદ લિપિમાં જળવાયો છે પણ વાસ્તવમાં ઉચ્ચારણમાં તે કેટલે અંશે કારક બનતો હશે તે કળવું મુશ્કેલ છે.

સંસ્કૃતનું વિભક્તિ–તંત્ર ખોરવાઈ જતાં ભાષામાં વિચારો વ્યક્ત કરવામાં થતો સંભ્રમ ટાળવા એક બીજી બાબત અસ્તિત્વમાં આવતી જાય છે. આ છે નામયોગી અવ્યયો અથવા અનુગો. તેનાં મૂળ ગમે ત્યાં હોય પણ તેમને ક્યાંકથી 'લાવવામાં' આવ્યા છે.

द्वि० : नइँ, प्रति, रहइँ

तृ० : करी, नइँ, पाहि, साथि, सिउं

च० : कन्हइँ, नइँ, प्रति, भणी, माटइ, रहइँ रइँ

पं० : कन्हइँ, तउ, थउ, थकउ, थकी, थी, पासइ, पाहिं, लगइ, लगी, हुंतउ हुंती

प० : केइउ, तणउ, नउ, रउ, रहइँ

स० कन्हइँ तांई, पासइ, मझारि, माझि, माँ, माँहि

આમાંના ઘણા અનુગો આજે વિભક્તિના ચિહ્ન તરીકે અર્વાચીન ગુજરાતી ભાષામાં વપરાય છે. એમનાં મૂળ ગમે ત્યાં હોય પરંતુ ભાષામાં તેમનો વપરાશ વધતો રહ્યો છે. વસંતવિલાસ (સં. ૧૪૦૦)ની ભૂમિકામાં આ પ્રયોગો થયા છે પરંતુ ભાષામાં તે હજુ દઢતાથી સ્થિર નથી થયા. અનુગ નામની પાછળ જ વપરાય છે. જ્યારે વસતવિલાસમાં ક્યાંક આગળ પણ વપરાયેલ છે.

हव रितु तणीय वसंत

## સર્વનામ

સર્વનામમાં કેટલીક વિભક્તિઓ જળવાયેલી
પરથી તેનો વિકાસ જોઈ શકાય છે. વિકાસના આ ક્રમમા પુરુ...
સર્વનામ આ રીતે છે.

प्र० दि० : हउं – अम्हे/अम्हि
तृ० : मइँ
प० : मूह्र, मूं, – अम्ह
माहरउ अम्हारउं

ચતુર્થીના અર્થમાં મુહિ નો (પછી)નો પ્રયોગ પણ જોઈ શકાય છે. આ એક આર્ષ રૂપ પરથી तउ, तुम्हे–तुम्हि, तईं, तूझ– तू, ताहरउ વગેરે રૂપો ઊતરી આવ્યાં હશે. વાસ્તવમાં સાદૃશ્યના વ્યાપારથી જ આ રૂપોનો ક્રમ સમજી શકાય છે.

ભાષાનાં રૂપોમાં જ્યારે સંભ્રમ ઊભો થાય છે ત્યારે સાદૃશ્યનું સંચલન શરૂ થાય છે. સાર્વનામિકો વિશેષણો સાદૃશ્યના આ વ્યાપારને આધારે સમજી શકાય છે. જેમકે નીચેનાં જોડકાંઓ આ આધારે જ સમજાવી શકાય છે.

एतउ, जेतउ, तेतउ, केतउ
एतलउ, जेतलउ, तेतलउ, केतलउ
एवडउ, जेवडउ, तेवडउ, केवडउ
इसउ, जिसउ, तिसउ, किसउ
एहउ, जेहउ, तेहउ, केहउ
एथउ; जेथउ, तेथउ, केथउ

## આખ્યાત

સામાન્ય રીતે ભૂતકાળને માટે ભૂતકૃદંતોનો આધાર લેવામાં આવે

છે. गतः>गिउ, आगत>आविउ જેવા પ્રયોગો ભૂતકૃદંતો પરથી ઊતરી આવેલા છે. વર્તમાન અને ભવિષ્ય આ બે કાળ પ્રચલિત છે.

વર્તમાનકાળ

प्र० पु० : करउं—करउं/करां

द्वि० पु० : करइ (करसि—करउ

तृ० पु० : करइ—करइं

ભવિષ્કાળ

प्र० पु० : करिसु—करिसिउँ

द्वि० पु० : करिसि—करिसिउ

तृ० पु० : करिसि—सिइ करिसि—करिसिइं

અર્વાચીન ગુજરાતી ભાષામાં આખ્યાત પરત્વે વ્યસ્ત સ્વરૂપ દેખાય છે. ભાષાના રૂપવિઘટનની પ્રક્રિયા અપભ્રંશથી સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. પશ્ચિમી રાજસ્થાનીમાં આ પ્રક્રિયાને વધારે વેગ મળતો જોઇ શકાય છે. સામાન્ય રીતે ક્રિયાપદ એકલું વપરાવાને બદલે તેમાં સહાયકારક ક્રિયાપદનો ઉપયોગ શરૂ થવા લાગ્યો છે. 'હતો,' 'છે' જેવાં સહાયકારક ક્રિયાપદોનો પ્રચાર વધતો દેખાય છે.

जाउं छउं

कहइ छइ

नांखतउ गयउ

पूछति हवी

जातउ थउ

પુરાણી પશ્ચિમી રાજસ્થાની અપભ્રંશ અને અર્વાચીન ગુજરાતી—મારવાડી વચ્ચેની એક મહત્ત્વની કડી પૂરી પાડે છે.

## ૧૭. ગુજરાતીની પ્રાચીન ભૂમિકા

વિક્રમના સોળમા શતકની ભાષાનો નમૂનો 'બાલાવબોધ' માંથી મળે છે.

ડૉ. તેસ્સિતરીએ બાંધેલ પશ્ચિમી રાજસ્થાની પછીનું ભાષાસ્વરૂપ તેમાં જળવાયેલું છે. આ કૃતિ રચાઈ હતી ખંભાતમાં અને તેનો રચનાર નન્નસૂરિ નામે જૈન સાધુ છે.

'બાલાવબોધ'માં જે ભાષાસ્વરૂપ ઉપલબ્ધ છે તેની કેટલીક વિશેષતાઓ ખાસ ધ્યાન ખેંચે છે. અપભ્રંશ વગેરેનું જે સ્વરૂપ ઉપલબ્ધ છે તે બોલચાલની ભાષાનું કેટલે અંશે પ્રતિનિધિત્વ કરે છે તે કળવું મુશ્કેલ છે. જ્યારે 'બાલાવબોધ'ની ભાષા બોલચાલની ભાષાનું મહદ્અંશે પ્રતિનિધિત્વ ધરાવતી હશે તેમ અનુમાન કરવું બહુ મુશ્કેલ નથી. તત્કાલીન બોલાતી ભાષાનું તેમાં બરાબર પ્રતિબિંબ ઝીલાયું હોવાનું આપણે માની શકીએ.

અપભ્રંશના ઉપલબ્ધ સાહિત્ય કરતાં 'બાલાવબોધ' કેટલીક બાબતમાં તેની વિશેષતાને કારણે જુદું પડે છે. અપભ્રંશનું જે સાહિત્ય પ્રાપ્ય છે તેમાં તેનું પદ્યસ્વરૂપ મળે છે. ગણતરી કરવા યોગ્ય હોય તેવું તેનું કોઈ ગદ્યસ્વરૂપ પ્રાપ્ત નથી. જ્યારે 'બાલાવબોધ'માં ગુજરાતીનું ગદ્ય સ્વરૂપ મળે છે. ગદ્ય અને પદ્યની ભાષા વચ્ચે આમે યે કેટલુંક અંતર તો રહેતું જ આવ્યું છે. વળી પદ્યમાં સાહિત્યની

એક વિશિષ્ટ પરંપરા વિકસેલી હોઈ તેની ભાષામાં કેટલીક કૃત્રિમતા આવી જાય તે સહજ છે. ગદ્ય માટે પણ આ શકયતા નકારી શકાય નહિ પણ 'બાલાવબોધ' તેના વિષયને કારણે જુદું પડતું હોવાથી તેમાં આ શકયતા ઓછી છે.

'બાલાવબોધ' નામ સૂચક છે. તેનો ભાવક કે વાચક નાની ઉંમરનો હોઈ તેની ભાષામાં કૃત્રિમતા આવવાની શકયતા ઓછી છે. વળી પુસ્તકનો ઉદ્દેશ ધર્મની વિચારણા કરવાનો છે. ધર્મ જેવી અમૂર્ત બાબતની વિચારણામાં સંસ્કૃત શબ્દોનો વપરાશ ઠીક ઠીક પ્રમાણમાં થયેલો છે છતાં સામાન્ય વ્યવહારની ભાષા સાથે તેનું ઠીક ઠીક મળતાપણું છે.

રાજસ્થાની અને ગુજરાતી ભાષા જુદી વિકસવાનાં ચિહ્નો તો પુરાણી પશ્ચિમી રાજસ્થાનીની ભૂમિકાથી જ સૂક્ષ્મ રીતે દેખાતાં હતાં. બન્નેનું રાજકીય કેન્દ્ર જુદી દિશામાં વહેંચાઈ જતાં બન્નેની અલગતાનાં ચિહ્નો ઝપાટાબંધ વધતાં ચાલ્યાં. રાજસ્થાની હિંદીની એક ઉપભાષા બની અને ગુજરાતી સ્વતંત્ર રીતે વિકસતી ચાલી. આ ભૂમિકા તે ગુજરાતીની પ્રાચીન ભૂમિકા.

### ધ્વનિતંત્ર

તદ્ભવ શબ્દોમાંથી સંસ્કૃતના કેટલાક સ્વરો અદસ્ય થયા છે. અપભ્રંશ કાળમાં જ સ્વરના કેટલાક ધ્વનિઘટકો ગયા છે અને તેના બદલે બીજા ધ્વનિઘટકો આવ્યા નથી. સ્વરમાં શરૂ થયેલી હ્રાસની પ્રક્રિયા આ ભાષાસ્વરૂપમાં પણ ચાલુ રહે છે. માત્ર તત્સમ શબ્દોમાં ક્યાંક તેમનો ઉપયોગ ચાલુ રહ્યો છે.

ऋ, ऌ, ऐ, औ

ऋ, નાં કેટલાંક પરિવર્તનો આચાર્ય હેમચંદ્રે નોંધેલાં છે છતાં 'गृण्ह' જેવા શબ્દોમાં તે ક્યાંક ચાલુ રહેલ છે.

પ્રાકૃત કાળની બીજી ભૂમિકામાં સ્પર્શ વ્યંજનો જતાં સ્વરયુગ્મો રચાયાં. આ સ્વરયુગ્મો હજુ ભાષામાં ટકી રહ્યાં છે. ખાસ કરીને શબ્દના અંતભાગમાં તેમનું પ્રમાણ ઘણું વધારે છે. આ સ્વરયુગ્મોને જોડવાની પ્રક્રિયાનાં ચિહ્નો દેખાવાં લાગ્યાં છે. ઉક્તિના અંતભાગમાં આવેલ યુગ્મસ્વરોનાં ઉચ્ચારણ ખાસ નોંધ પાત્ર છે. ઈઆ, ઈઉ જેવા શબ્દોની બે પ્રકારની લેખનપદ્ધતિ પ્રચલિત છે.

आविया, आविउ

हूउ, हुतउ

आविआ, आवियु

સંભવતઃ અંત્ય 'य'નો ઉચ્ચાર 'अ'ની વધારે નજીકનો હશે.

अ, इ, उ, ऎ, ऒ સ્વરો હ્રસ્વ અને દીર્ઘ એમ બંને જળવાયાં છે. મધ્યકાલીન ગુજરાતીમાં સંધિવાળા સ્વરો કાં તો એમને એમ રહેતા અથવા કેટલીક વાર તેમાં આવું પરિવર્તન થતું.

सुतआरु > सूतार (સ્રજીના અર્થમાં)

दिठ्ठउ > दीठउ > दीठुं

अइ અને अउ જેવાં સ્વરયુગ્મો આ રીતે જ ટકે છે. તેમને જોડવાની પ્રક્રિયા વ્યાપક રીતે શરૂ નથી થઈ.

- पईसतउ, वइसउ

આ સમયની ભાષામાં અનુનાસિક વ્યંજનો ત્રણ છે. સંસ્કૃત કાળના બીજા બે અનુનાસિકો તો ઘણા સમય પૂર્વે ઘસાઈ ગયા છે. ण, न, म આ ત્રણ અનુનાસિક વ્યંજનો છે. 'ण'ની ઉપસ્થિતિ પર હવે એક નિયમન આવી ગયું છે. તે શબ્દના આદિ સ્થાનમાં આવી શકતો નથી.

दिवे दिवे गंगा-ण्हाणु

અપભ્રંશના સમયમાં તે 'ण्हाणु' જેવા પ્રયોગોમાં આદિસ્થાનમાં

આવેલ છે. આદિરથાનનો 'ण—' હવે સર્વત્ર 'न' બની ગયેલ છે. 'ખ'નું ઉચ્ચારણ અસ્તિત્વમાં છે અને ભાષામાં એક ધ્વનિઘટક તરીકેની તેની કામગીરી હોવા છતાં લિપિમાં તેનો સંકેત જુદો પડયો નથી. 'ખ'નું કામ 'ષ' સંકેત દ્વારા લેવામાં આવે છે. લિપિમાં સર્વત્ર 'ष' લખાય છે. આ જ રીતે 'ज' નું સ્વતંત્ર ઉચ્ચારણ હોવા છતાં તે લિપિમાં લખાય છે 'य.' ડૉ. તેસ્સિતરિએ તેની નોંધ લીધી છે.

શબ્દના અંતમાં વ્યંજનાંત ધ્વનિ કયાંયે નથી. અંત્ય ધ્વનિમાં 'अ' સ્વર ઉમેરી લેવામાં આવ્યો છે. સામાન્ય રીતે જોડાક્ષરો બહુ જ ઓછા આવે છે. ધ્વનિમાં મહાપ્રાણનું તત્ત્વ બતાવવા માટે 'ह' જેવા ધ્વનિને જોડવામાં આવે છે.

कन्हली, हूँ

એવડા વ્યંજનનો લોપ અને પૂર્વના સ્વરનું દીર્ઘીકરણ આ પ્રક્રિયા વ્યાપક રીતે શરૂ થઈ હોવાનું આ ભૂમિકામાં કલ્પી શકાય છે. काज हाथ, कान, लाज વગેરે શબ્દોનો બહોળો વપરાશ આ પ્રક્રિયાનું સૂચન કરી જાય છે.

સંસ્કૃતના વર્ગીય અનુનાસિક વ્યંજનો અનુસ્વાર બની ટકી રહે છે.

चञ्चु > चांच

सञ्झ > सांझ

## વિભક્તિ—તંત્ર

વિભક્તિમાં ઘણીખરી ભેદરેખાઓ લુપ્ત થવા લાગી છે. પ્રાકૃત કાળમાં જ ભાષામાંથી દ્વિવચન ઊડી ગયું. હવે એકવચન વચ્ચેનો ભેદ પણ લુપ્ત થવા લાગ્યો હતો. પહેલી, બીજી અને છઠ્ઠી વિભક્તિઓમાં એકવચન અને બહુવચન વચ્ચેનો ભેદ લુપ્ત થઈ ગયો છે.

ચોથી, પાંચમી અને છઠ્ઠી વિભક્તિ વપરાશમાંથી ક્રમે ક્રમે લુપ્ત

થઈ ગઈ. ચોથી અને છઠ્ઠી વિભક્તિ વચ્ચેનો ભેદ અશોકના કાળથી જ નાબૂદ થતો ચાલ્યો હતો.

ગુજરાતી ભાષાના હાલના વ્યાકરણનું માળખું મધ્ય–કાળમાંથી પસાર થઈ અને તે ફેરફારો વ્યાપક રૂપે ઝીલી આજના સ્વરૂપમાં મળ્યું છે. તેની કેટલીક ટૂંકી રૂપરેખા જોઈએ. વિભક્તિના પ્રત્યયો ઘસાતા ગયા. અને કેટલાંક પરિવર્તનોને અંતે નામનું રૂપાખ્યાન આ પ્રકારે રહ્યું.

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| प्र० द्वि० : | देवु | — देव |
| तृ० स० : | देवि | — देवे |
| | देव | |
| प्र० द्वि० : | घोडउ | — घोडा |
| तृ० स० : | घोडइ | — घोडे |
| | घोडा | |

મૂળ સંસ્કૃત કાળનું વિભક્તિનું તંત્ર તો આટલું જ શેષ રહે છે. શબ્દની પાછળ વપરાતા અનુગો ક્રિયાપદ સાથેનો સંબંધ જાળવી રાખવાનું કાર્ય કરે છે.

આ રૂપો ઊતરી આવવાનો ક્રમ જોઈએ.

प्र० એકવચન : देवः > देवो > देवु

घोटकः > घोडओ > घोडउ

વ્યાકરણના કેટલાક નિયમો પ્રમાણે સંસ્કૃતનો વિસર્ગ ओ તરીકે શબ્દના અંતભાગમાં પ્રવેશતો. પ્રાકૃતમાં શબ્દ એ રીતે જ વપરાય છે. ત્યાર પછી 'ओ'નો વ્યવસ્થિત 'उ' મળે છે.

प्र० : બહુવચન : देवाः > देवा > देव

घोटकाः > घोडआ > घोडा

ાનમાં બે સ્વર હોય તો એક દીર્ઘ—સ્વરમાં પરિણમે છે.

ા > आ

ा > ई

उ–आ > ऊ

द्वि० એકવચન : अम् > उ

देवम् > देवु
घोटकम् > घोडउ

द्वि० બહુવચન : અંત્ય —न् ઊડી જાય છે.

देवान् > देवा > देव
घोटकान् > घोडआ > घोडा

तृ० એક વચન : આ પરિવર્તન સાર્વત્રિક નથી. વિભક્તિના પ્રત્યયો પૂરતું જ મર્યાદિત છે.

देवेन > देवेण > देवें > देवि
घोटकेन > घोडएण > घोडएँ > घोडइँ > घोडइ

અંત્ય 'न'કાર સાનુનાસિક થાય છે, અપભ્રંશમાં તેનો इ થાય છે અને સાનુનાસિક જતો રહે છે.

तृ० બહુવચન : देवेभिः > देवेहि > देवे
घोटकेभिः > घोडएहि > घोडे

બહુવચનનું રૂપ સંસ્કૃતના પ્રચલિત देवैः જેવા રૂપ પરથી નહિ પરંતુ વૈદિક—भिः જેવા રૂપ પરથી આવ્યું હશે એમ મનાય છે.

स० એકવચન : देवे > देवे > देवि
घोटके > घोडए > घोडइ

स० બહુવચન : देवेषु > देवेसु > देवेह > देवे
घोटकेषु > घोडएहु > घोडेहु > घोडे

હવે ત્યાર પછી થયેલ પરિવર્તનને કારણે મધ્યકાળનાં આ વિભક્તિરૂપોમાં કેટલાક ફેરફાર થયા.

ઇ > અ, ઉ > અ
देवि > देव, देवु > देव

તૃ૦, સ૦ બહુવચનનો પ્રત્યય 'એ' કોઈક રીતે એકવચનમાં આવી ગયો. પરિણામે અર્વાચીન ગુજરાતીમાં આ સંસ્કૃત-કાળના સમગ્ર વિભક્તિ-તંત્રમાંથી એકાદ પ્રત્યય બચે છે.

૧/૨ : દેવ — દેવ
૩/૭ : દેવે —
દેવ

## પુરુષવાચક સર્વનામ

अस्मद् અને युष्मद् નાં પુરુષવાચક સર્વનામો જે ક્રમમાંથી પસાર થઈ અર્વાચીન ગુજરાતીમાં મળે છે તે જોઈએ. જૂની ગુજરાતીમાં તે નીચેના સ્વરૂપમાં શેષ રહે છે.

### પહેલો પુરુષ

प्र० : हउं – अम्हे
तृ० : मइं
स० : मूझ, मू

### બીજો પુરુષ

प्र० : तउं – तुम्हे
तृ० : तइं
स० : तूझ, तू

હવે આ રૂપોનો ઊતરી આવવાનો ક્રમ જોઈએ.

प्र० :–अहम् > अहकम् > हउं

આદિસ્થાનનો 'અ' ઊડી જાય છે. સંભવતઃ આદિસ્થાનમાં અસ્વરિત રહેતી શ્રુતિ ઊડી જાય છે. 'अस्वरित प्रथम श्रुतिलोप' એવો એક નિયમ પણ છે. એના અપવાદો પણ પુષ્કળ છે. એટલે નિયમ તરીકે તે ખોખરો છે છતાં શ્રુતિલોપ માટે વિચારણાની એક દિશા તે ઊઘાડી આપે છે.

अरण्य > रण्ण > रान

अपत्यकं > अवच्चउं > वच्चुं

अरघट्टः > अरहट्ट > रहेंट

अन्यपक्षकं > अण्णवक्खउं > अनोखुं

तृ० એકવચન : मया > मअे > मइ/मइं

'इं'માં આવેલ અનુસ્વારનો ખુલાસો મળવો મુશ્કેલ છે. કાંતો તે પ્રથમાના સાદશ્યમાંથી આવ્યો હોય અથવા देवेण વગેરેમાં તૃતીયામાં અનુસ્વાર છે તેની અસર પડી હોય!

त्वम्‌માંથી तउं ફલિત થઈ શકે નહિ. પણ हउंના સાદશ્યમાંથી જ આ રૂપ આવ્યું છે.

मज्झ, म્ ને પણ સાદશ્યના આધારે જ સમજાવી શકાય તેમ છે.

मह्यम् > मज्झ

तुभ्यम् > तुब्भ

मज्झ અને तुज्झ બન્ને એક બીજાની અસરથી मूझ અને तूझ બન્યા હોય તે સંભવિત છે.

'अम्हे' ને પણ વ્યુત્પન્ન કરવું મુશ્કેલ છે. अस्मान्>अम्हा એવું પ્રાકૃત રૂપ થાય પણ अम्हे થવા માટે તેના પર કોઈ અન્ય અસરનો વિચાર કરવો જોઈએ.

यः यौ ये

सः तौ ते

कः कौ के

આ બધામાં બહુવચનમાં 'એ' આવે છે અને તેની અસરને કારણે अम्हे થાય તે એક ઉપપત્તિ છે. પ્રાકૃતમાં अम्हे હોય તો જૂની ગુજરાતીમાં अम्हि થવું જોઈએ પરંતુ કર્મણિરચનાના પ્રાધાન્યથી તેને 'हि' પ્રત્યય લાગી થાય છે. 'अम्हे हि' હવે સંક્ષેપથી अम्हि થયું. આ રૂપ જે રીતે સિદ્ધ થાય છે તેજ રીતે तुम्हे સિદ્ધ થાય છેઃ

કાળ

ભૂતકાળ સામાન્યતઃ ભૂતકૃદંત પરથી બને છે. અર્વાચીન ગુજરાતીમાં ભૂતકાળમાં જાતિસૂચક પ્રત્યય સંલગ્ન થયો છે તે કૃદંતને કારણે. ગયો, ગઈ, ગયું વગેરેમાં અંત્ય –ઓ, –ઈ અને –ઉ જાતિસૂચક છે.

વર્તમાન અને ભવિષ્યકાળનાં રૂપોનો ક્રમ જોઈએ.

कर्

प्र० पु० करउं – करउं/करां

द्वि० पु० करइ/–ई – करउ

तृ० पु० करइ – करइं

સંસ્કૃતના વર્તમાનકાળના મૂળ પ્રત્યયમાંથી તેમનો વિકાસ જોઈએ.

प्र० पु० એકવચન –मि > म > वँ > उ

'–म' ક્યાંયે વપરાયો હોય તેવા દાખલા મળતા નથી. નામના રૂપાખ્યાનમાં જે રીતે વચનભેદ ચાલ્યો ગયો તેજ રીતે કાળના રૂપાખ્યાનમાં બન્યું હોય તે સંભવિત છે. બહુવચનનો પ્રત્યય એકવચનમાં આવ્યો હોવાની સંભાવના હોઈ શકે

બ વ –मः > –मो > –मु > –वुँ > –उं

द्वि० पु० -सि > -हि > -इ/इं

-इ નો અનુનાસિક પણ કાં સાદૃશ્યના કારણે આવ્યો હોય અથવા અનુનાસિક બહુ ઓછો મળે છે. તેમાં કદાચ લહિયાની જ ભૂલ હોય.

द्वि० पु० બહુવચન करथ > करह > करहु > करउ

तृ० पु० એકવચન करत्ति > करइ

બહુવચનમાંથી (-अन्तिमांથी) -इं ફલિત થઈ શકે નહિ. એકવચનના રૂપ પરથી જ તે આવ્યું હશે બ. વ. સૂચક અનુસ્વાર તેમાં ઉમેરી લેવામાં આવ્યો હોય તેમ લાગે છે.

ભવિષ્યકાળ

प्र० पु० करिसु – करिसिउं

द्वि० पु० करिसि – करिसिउं

तृ० पु० करिसिइ – करिसिइं

સોળમી સદીમાં આવતાં આ રૂપોનો વિકાસ 'स्य'માં મળે છે.

प्र० पु० એકવચન : करिस्यामि > करिस्सं > करिसु

બહુવચન : करिस्यामः > करिस्सामो > करिस्सामु > करिसिउं

द्वि० पु० એકવચન : करिस्यसि > करिस्सि > करिसि

બીજા પુરુષ બહુવચનમાં આવેલો -उं સાદૃશ્યથી જ આવેલ છે.

तृ० पु० એકવચન : करिस्यति > करिस्सिइ > करिसिइ

બહુવચન : करिस्यन्ति > करिसिइ

કૃદંત :

સંબંધક અને હેત્વર્થ બન્ને કૃદંતો ઐતિહાસિક-ક્રમમાં એક થઈ ગયાં છે.

· સંબંધક : અર્વાચીન ગુજરાતીમાં ઈ/નિ છે

કામ કરી આવ્યો.

કામ કરીને આવ્યો.

હેત્વર્થ : કરવા–કરવાને વ/આ

સંબંધકનો સંબંધ વૈદિક –इय પ્રત્યય સાથે છે. જૂની ગુજરાતીમાં –नइ પ્રત્યય પણ લગાડવામાં આવતો. હેત્વર્થનો સંબંધ Classical Sanskrit ના तुम्, इतुम् સાથે છે.

–इतुम् > इउं > ईं ( વ: અ. ગુ.)

–इय > इं > ईं

પૂછી શકતો નથી.

કરી શકતો નથી.

'ઈ' તે હેત્વર્થ છે. 'શક' ધાતુ આગળ તે આવે છે. વર્તમાન કૃદંતનો અ. ગુજરાતીમાં –ત પ્રત્યય છે.

–न्त > त

આમાંથી અનુસ્વાર જતો રહે છે તે એની એક વિશિષ્ટતા છે.

ક્રિયાતિપત્તિ

કૃદંત સાધારણ રીતે નામનાં રૂપાખ્યાનો લે છે અને તે પ્રમાણે તેનું રૂપ બદલાય છે. જ્યારે તેને નામનાં રૂપાખ્યાન લાગતાં નથી ત્યારે તે ક્રિયાતિપત્તિ બને છે.

જો આમ કરત તો...(Conditional)

નામના રૂપાખ્યાન પ્રવેશે નહિ ત્યારે ક્રિયાતિપત્તિ બને તે એક જ શબ્દનો વિશિષ્ટ પ્રયોગ સૂચવે છે.

જો આમ કરતે તો આમ થતે.

छि

સમજાય છે કે નામનાં રૂપાખ્યાન તેમાં
ગુજરાતીમાં તે પ્રયોગ શિષ્ટ ગણાતો નથી.
ભેદ ગણાય છે.

ત્યાર એક વિશિષ્ટ રચનામાં પ્રવેશે છે.

વર્તમાન કૃદંતનો આ વિશિષ્ટ ઉપયોગ છે. તેનો એક ત્રીજો પણ ઉપયોગ છે. તુલનાત્મક રૂપમાં તે પ્રયોજાય છે.

શહેર કરતાં ગામડું સારું છે.

આ રીતે Comparative degreeમાં તેનો પ્રયોગ થાય છે.

लब्ध > लध्ध

दग्ध > दध्ध

ખાધું, પીધું, લીધું, કીધું, દીધું, બીધું વગેરે શબ્દોમાં 'ધ' સાદૃશ્યથી આવ્યો છે. આ શબ્દો આ રીતે ફલિત થાય નહિ. ક્યાંક વિકાસ પામેલા શબ્દમાં પ્રત્યય ફરી પ્રવેશે છે.

लग्न > लग्ग > लाग + इउ > લાગ્યું.

'ધ' વિભાગવાળા ભૂતકૃદંતોનો વિકાસ થઈ જવા છતાં '–इउ' પ્રત્યય ખૂબ વ્યાપક હોવાથી ફરીથી લાગે છે.

लागउ, थाकउ, भागउ

## ૧૮. અર્વાચીન ભૂમિકા

ગુજરાતી ભાષાની અર્વાચીન ભૂમિકા પર પહોંચતાં તેના ધ્વનિ માળખામાં થયેલા ફેરફારો ધ્યાન ખેંચે છે. અર્વાચીન રાજસ્થાની અને અર્વાચીન ગુજરાતી પોતાની વિશિષ્ટ રીતે વિકાસ પામી છે. ગુજરાતીની આ ભૂમિકા રાજસ્થાની કરતાં સ્વતંત્ર છે.

ભાષાના આ સમસ્ત ગાળા દરમ્યાન જે પરિવર્તનો થયાં છે તેની નરસિંહરાવ દિવેટિયાએ વિસ્તૃત ચર્ચા કરી છે. ભાષામાં થતાં પરિવર્તનોને નરસિંહરાવ ઉત્સર્ગ કહે છે. ઉત્સર્ગોને ત્રણ વિભાગમાં વહેંચી નાખી તેમણે દરેક વિભાગની, પુષ્કળ ઉદાહરણો સાથે ચર્ચા કરી છે.

નરસિંહરાવે બાંધેલા નિયમો સંપૂર્ણ છે એમ કહી શકાય નહિ. ક્યાંક તેમણે અમુક નિયમો બાંધી જેટલાં ઉદાહરણો નોંધ્યાં છે તેનાથી પણ વધારે આ નિયમના અપવાદો નોંધે છે. ક્યાંક નિયમ બાંધી તે માટે લીધેલાં ઉદાહરણો લગભગ બધા જ શંકાસ્પદ કરે તેવાં હોય છે. જેમકે 'વ્યંજનનાશ' જેવા ઉત્સર્ગનાં લગભગ બધાં જ ઉદાહરણો ચર્ચાસ્પદ છે. ડૉ. ભાયાણીએ તેની વિસ્તૃત ચર્ચા કરી છે.

પરિવર્તનના નિયમો સાર્વત્રિક છે તેનો અર્થ એવો નથી કે બધા સમયને માટે બધી ભૂમિકામાં તે અબાધિત રીતે પ્રવર્તે. પરિવર્તન અમુક સમયે અમુક ભૂમિકામાં પ્રવર્તતું હોય છે. ધ્વનિનિયમો આ અર્થમાં જ સાર્વત્રિક છે.

ગુજરાતી ભાષાની અર્વાચીન ભૂમિકાનો વિચાર કરીએ છીએ ત્યારે ઉચ્ચારણમા જે જળવાયેલ છે પરંતુ લિપિમાં જેમનું પ્રતિનિધિત્વ મળેલ નથી તેવા વિવૃત્ત ઉચ્ચારો પહેલું ધ્યાન ખેંચે છે. વિવૃત્ત ઉચ્ચારો બે છે. 'ઍ' અને ઑ'

ઉચ્ચારણમાં સંવૃત્ત અને વિવૃત્ત એવી બે કોટિઓ છે. પરંતુ ઉચ્ચારણોની ત્રણેક કોટિ સાંભળવા મળે છે. તેને સંવૃત્ત અર્ધવિવૃત્ત અને વિવૃત્ત એમ ત્રણ વિભાગમાં વહેંચી શકીએ.

વેશ – મોર : સંવૃત્ત

પૂછે – દડો : અર્ધવિવૃત્ત

વેણુ – ચોક : વિવૃત્ત

આદિસ્થાનમાં શ્રુતિનો વિવૃત્ત અંશ જેટલો કળી શકાય છે તેટલો 'ઘોડો' વગેરેમાં સંભળાય છે તેટલો અંતભાગમાં કળી શકાતો નથી.

પ્રાકૃત કાળમાં રચાયેલાં સ્વરયુગ્મો પૈકી अइ અને अउના સંકોચને પરિણામે વિવૃત્ત ઉચ્ચારો અસ્તિત્વમાં આવ્યા છે. સંભવ છે કે ફારસી ભાષાના સંપર્કે પણ તેમાં ભાગ ભજવ્યો હોય ! કારણકે ફારસીમાં આવા વિવૃત્ત ઉચ્ચારો છે. નરસિંહરાવ એવી કલ્પના રજૂ કરે છે કે પ્રાકૃત શબ્દોમાંનાં મધ્યવર્તી अइ અને अय નો વિવૃત્ત ઍ બને છે અને તેજ પ્રમાણે મધ્યવતી अउ અને अव નો ઑ બને છે.

प्रविशति > पइसइ > પૅસે

नयनं > नयणु > નૅણુ

प्रविष्टकः > पइट्ठउ > પૅઠો

रजनी > रयणी > રૅણુ

मुकुटं > मउड > મૉડ

चतुष्कं > चउक्कु > ચોક

गवाक्षः > गवक्खु > ગોખ

कपर्दिका > कवड्डिआ > કોડી

ધ્વનિઘટકો પરત્વે થયેલા કેટલાક ફેરફાર કયા ક્રમમાંથી પસાર થતા અર્વાચીન ભાષા સુધી પહોંચે છે તે જોવું રસપ્રદ થઈ પડશે.

'લ' અને 'ળ' અર્વાચીન ગુજરાતી ભાષાના બે ભિન્ન ધ્વનિઘટકો છે. એજ રીતે 'ન' અને 'ણ' બન્ને ભિન્ન ધ્વનિઘટકો છે. મૂળમાં તો લ>ળ અને ન>ણ આવું પરિવર્તન થયું છે. પરંતુ પરિવર્તનના નિયમો સાર્વત્રિક હોય છે. એક ધ્વનિમાં અમુક પરિવર્તન થાય અને તેજ ધ્વનિમાં બીજી વાર કશું પરિવર્તન ન થાય તેમ માનવું મુશ્કેલ છે. ન>ણ પરિવર્તન થયા પછી ભાષામાં આ બન્ને ધ્વનિઘટકો દેખાય તો તેમાં કાંઈક કારણ બીજું હોવું જોઈએ. સંસ્કૃત ભાષામાંથી તેમના વિકાસનો ક્રમ આ રીતે મૂકી શકાય.

| સં૦ | પ્રા૦ | ગુ૦ |
|---|---|---|
| ન- | -ન/ણ- | ન- |
| -ન+વ્યંજન | -ન્ન- | -ન- |
| -ન- | -ણ- | -ણ- |
| -ણ+વ્યંજન | -ણ્ણ- | -ન- |

नयनं > नयणु >નેન

नापि > णवि > નવ

मन्यते > मन्नइ > માને

प्रस्नवकः > पन्नउ > પાનો

खान > खाणि > ખાણ

तानयति > ताणअइ > તાણે

कर्णः > कण्णु > કાન

वर्णः > वण्णु > વાન

'લ' અને 'ળ'ના ધ્વનિઘટકોની પણ આજ રીતે વિકાસક્રમ સમજુતી આપી શકીએ.

| સં૦ | પ્રા૦ | ગુ૦ |
|---|---|---|
| ल– | ल– | લ– |
| –ल्ल– | –ल्ल– | –લ– |
| –લ+વ્યંજન | –ल्ल– | –લ– |
| –ल– | –ल– | –ળ– |

लज्जा > लज्जा > લાજ

शल्य > सल्ल > સાલ

उल्लंघयति > उल्लंघइ > ઉલંધે

श्यालकः > सालउ > સાળો

कदली > केली > કેળ

ગુજરાતીમાં 'ડ' ઘટક તરીકે એકજ ધ્વનિઘટક છે પરંતુ તેન બે ઉપઘટકો છે.

ડોલ – દડો

ડબો – ઘોડો

'ડ' ઉક્તિના આદિસ્થાનમાં આવી શકે છે જ્યારે 'ડ઼' ઉક્તિના આદિમાં આવતો નથી.

| સં૦ | પ્રા૦ | ગુ૦ |
|---|---|---|
| ट– | ट– | ટ– |
| –ट– > | –ड– | –ડ઼– |

-ટ્ર- -ટ્ર- -ટ-
ડ- ડ- ડ-
-ડ્ર- -ડ્ર- -ડ/ડ઼-
-ડ- -ડ- -ડ઼/ર-

त्रोटयति > तोडइ > તોડે
फाटयति > फाडइ > ફાડે
विराडयति > विराडइ > બરાડે
कोटि > કરોડ
कृत > कट > કડું
मृत > मट > મડું
वाटिका > વાડી
कटि > કેડ
छेट्ट+उ > છેટે
मुह+ट्ट+उं > મોડું
लिह+ट्टि+आ > લીટી
खड्ड > ખાડો
गड्ड > ગાડું

ધાતુનાં અંગો

ગુજરાતી ભાષાના શબ્દભંડોળ ઉપર આપણે વિચાર કરી ગયા છીએ. અહીં ક્રિયાપદનાં મૂળ અંગો કઈ કઈ રીતે બન્યાં છે તે જોઈએ.

વિકરણ પ્રત્યયો પરથી સંસ્કૃતમાં દસ ગણ પડયા છે. આ પ્રત્યયો ધાતુ સાથે જોડાઈને ક્રિયારૂપ બનાવે છે. તે સાથે ધાતુની આગળ

दह्यते > દાઝવું

સંસ્કૃતમાં મૂળ નામિક અંગમાંથી ગુજરાતી ભાષાના ધાતુ ઘડાયા હોય તેવું પણ બન્યું છે. ગુજરાતીમાં પણ કેટલાંક નામોનો ક્રિયાપદ તરીકે થતો ઉપયોગ નવો નથી.

शल्य > साल+इ > સાલે

व्याख्यान > वखाण+इ > વખાણે

આનંદ–આનંદવું.

અભ્યાસ–અભ્યાસવું.

આ પ્રયોગો ગુજરાતીમાં થાય છે.

આ ઉપરાંત ભવિષ્યના જૂના આખ્યાતિક અંગ પરથી પણ કેટલાંક ધાતુઅંગો બનેલ છે.

नंक्ष्यसे > નાંખીએ

આ સાથે દેશ્ય ધાતુઓ પણ અહીં યાદ કરી લેવા ઘટે. અર્થાત્ મૂળના ઘણા શબ્દો ગુજરાતી ભાષાના શબ્દભંડોળમાં મળી ગયેલ છે તેમાં ખાસ કરીને રવાનુકારી શબ્દો અને તે ધાતુઓ પણ ગણવા જોઈએ.

## દ્વિરુક્ત પ્રયોગો

ગુજરાતી ભાષામાં થતા દ્વિરુક્ત પ્રયોગોના વિભાગ પાડીએ તો તે ત્રણેક રીતે ગણાવી શકાય.

૧: પહેલું પદ સાર્થ હોય પણ બીજું પદ અર્થરહિત હોય છે. આગળના શબ્દને ભાર દેવા માટે ભાગે આ પ્રયોગ થાય છે. બીજા પદમાં કશો અર્થ નથી હોતો માત્ર આગળના પદના અમુક ધ્વનિઓ મેળવી ઉચ્ચારણ કરવામાં આવે છે.

વાસણ–કુસણ, ઢોર–ઢાંખર, ડોસા–ડગરા, દાણો–દુણી દારૂ–મારૂ, વાંકું–ચૂંકું વગેરે.

આખું આખ્યાતિક અંગ પણ દ્વિર્ભાવ પામીને વપરાતું હોય છે.

બડબડવું, ફડફડવું.

આ આખું પદ આ રીતે જ વપરાય છે. તેનો કોઈ ભાગ છૂટો વપરાતો નથી. માત્ર પહેલા વ્યંજનનો દ્વિર્ભાવ પણ થાય છે.

બબડવું, ખખડવું, થથરવું.

સગાંઓના નામમાં પણ દ્વિર્ભાવ છે. મામા, કાકા, દાદા વગેરેમાં આ દ્વિર્ભાવની પ્રક્રિયા કામ કરે છે.

## લિપિ અને ભાષા

ભાષાનો એકમ ધ્વનિ છે. ધ્વનિ એ ભાષાનું શ્રાવ્ય સ્વરૂપ છે. લિપિ તેનું દશ્ય સ્વરૂપ છે. વિચારોને સંઘરવા માટે લિપિ મહત્ત્વનું સાધન છે ભૂતકાળનો વારસો આપણને લિપિ દ્વારા મળે છે.

ભાષા અને લિપિનો સંબંધ જોગાનુજોગ છે. ભાષાના ઇતિહાસ સાથે લિપિનો પણ આગવો ઇતિહાસ છે. ભાષા નિત્ય પરિવર્તનશીલ છે. દરેક ધ્વનિના ઉચ્ચારણ વખતે ભાષક પરિવર્તનના કિનારા પર ઊભેલો છે. ભાષામાં પરિવર્તનની પ્રક્રિયા સતત ચાલી રહેલી છે.

બોલચાલની ભાષામાં થતું પરિવર્તન ક્રમેક્રમે ધ્વનિઘટકોની હેરફેરમાં પરિણમે છે ત્યારે આ પરિવર્તન લિપિ–સંકેતોની હેરફેરમાં ઊતર્યા સિવાય રહી શકે નહિ. ધ્વનિઘટકોની આ હેરફેર ખાળી રાખી શકાય નહિ. લિપિ પ્રમાણમાં ઓછી પરિવર્તશીલ છે તેથી બોલચાલની ભાષામાં થતું પરિવર્તન એટલી ઝડપથી લિપિમાં આવી શકતું નથી. ભાષાના દશ્ય સ્વરૂપ અને શ્રાવ્ય સ્વરૂપ વચ્ચે ઠીકઠીક અંતર રહે છે.

કેટલાક ફેરફારો આવશ્યક બન્યા પછી તેને લિપિસંકેતોમાંથી ક્યાંસુધી બાકાત રાખી શકાય ?

ગુજરાતી ભાષામાં હ્રસ્વ [ઈ] અને [ઉ]ના ધ્વનિઘટકો ઘણા વર્ષોથી ભાષામાંથી લુપ્ત થઈ ગયા છે. છતાં લિપિમાં આ ભેદ

સચવાયો છે અને પરંપરાથી હજુ પણ તે લખાયા કરે છે.

દિન – દીન
રતિ – રતી
પાણિ – પાણી
પુર – પૂર
સુર – સૂર

આ શબ્દોના ઉચ્ચારણમાં હ્રસ્વ અને દીર્ઘ [ ઈ ], [ ઉ ] વચ્ચે કોઈ ભેદ જળવાયો નથી. છતાં લિપિમાં આ ભેદને મહત્ત્વનો ગણી ટકાવી રાખવામાં આવે છે. ભાષા શીખનારની તેથી ગૂંચવણો વધે છે.

આ ભેદ નાબૂદ કરવાથી લિપિની કૃત્રિમતા ઓછી થાય છે. વ્યવહારની સરળતા વધે છે એ તેની વાસ્તવિક બાજુ પણ લક્ષમાં લેવા જેવી છે. ગુજરાતી ભાષામાં કૃત્રિમ રીતે લખાતી આવી જોડણીને 'સાચી' કરી જાણવી એ વિદ્વતાની પણ એક નિશાની ગણાય છે. લિપિની ફેશન જાણનાર વિદ્વાનમાં ખપે એ પરિસ્થિતિનું નિર્માણ લિપિની કેટલીક કૃત્રિમતાને કારણે થયું છે.

કેટલાક પ્રમાણિકપણે માને છે કે હ્રસ્વ-દીર્ઘનો આ ભેદ નાબૂદ થતાં ભાષામાં અતંત્રતા આવવાનો સંભવ છે. દીન-દિન વચ્ચે રહેલ અર્થનો તફાવત સમજવામાં સંભ્રમ ઊભો થાય.

ભાષાનાં તત્ત્વો પર સહેજ વિચાર કરતાં જણાશે કે અર્થભેદ ઉત્પન્ન કરવા માટે લિપિની આ ચાવી કેવળ લેખન પૂરતી જ ઉપકારક નીવડે પણ વ્યવહારમાં આવી કોઈ ચાવીનો ઉપયોગ કર્યા સિવાય પણ તે સરળતાથી કેમ ચલાવી શકાય છે? ભાષાનું મહત્ત્વનું કાર્ય તો એ છે. લિપિમાં જે સચવાય છે તે તો તેનો બહુ જ નાનો અંશ છે.

એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવી જોઈએ. અર્થ, શબ્દમાં નથી પણ શબ્દ જે સંદર્ભમાં વપરાય છે તેમાં છે. કોઈપણ ઉક્તિ સંદર્ભ વિના પ્રયોજી શકાય નહિ અને સંદર્ભ વિના તે ઉકેલી

શકાય નહિ કોઈપણ પ્રયોગ સંદર્ભથી જ થઈ શકે અને સંદર્ભ દ્વારા જ તેને ઉકેલી શકાય. એકજ શબ્દ આ કારણથી જ ઘણા અર્થમાં વાપરી શકાય છે. કારણકે તેમાં 'અર્થ' આપનાર સંદર્ભ છે. 'ખાતર' શબ્દ ધ્વનિ કે રૂપની દષ્ટિએ એક જ છે પણ તેના જુદા જુદા અર્થ થઈ શકે છે. આ અર્થ વચ્ચે કેમ સંભ્રમ ઊભો થતો નથી?

વિવૃત્ત એ, ઓ

ઘણાં વર્ષોથી આ બે સ્વતંત્ર ધ્વનિઘટકો બન્યા છે. ભાષામાં phoneme ના સિદ્ધાંત દ્વારા તપાસતા ભાષામા તે કારક અને ભેદક ગણાય છે છતાં તેનુ લિપિમાં પ્રતિનિધિત્વ જળવાયુ નથી.

ભાષાનુ મૂળ સ્વરૂપ શ્રાવ્ય છે. લિપિ આ શ્રાવ્ય–સ્વરૂપનો અનુવાદ છે. જે કાંઈ સંભળાય છે તે બધું જ લિપિમાં મૂકી શકાતું નથી પણ શ્રાવ્ય સ્વરૂપના ચોક્કસ ધ્વનિઘટકો પાડી તેનો લિપિમાં સંકેત નક્કી થાય છે. ભાષામાં જેટલા ધ્વનિઘટકો તેટલા લિપિના સંકેતો હોય તો તે આદર્શ લિપિ ગણાય. આ વાતને બીજી રીતે મૂકીએ તો એમ કહી શકાય કે લિપિમાં જેટલા સંકેતો છે તેટલા ધ્વનિઘટકો ભાષમાં છે?

જો આમ ન હોય તો ધ્વનિઘટકોનું લિપિ બરાબર પ્રતિનિધિત્વ કરી શકતી નથી. તેટલે અંશે ભાષાના મૂળસ્વરૂપને આ અનુવાદ બરાબર વફાદાર રહી શકતો નથી. લિપિમા આવી અતંત્રતા હોય તો તેને સમજપૂર્વક દૂર કરવી જોઈએ.

ગુજરાતી લિપિમાં જે કેટલાક સુધારાને અવકાશ છે તેમાં આ મુદ્દાઓ વિચારવા જોઈએ.

ગુજરાતી ભાષાનું વ્યાકરણ

ભાષા એ પરંપરાપ્રાપ્ત વસ્તુ છે અને તેનું વ્યાકરણ પણ એ જ રીતે પરંપરાથી મળતુ આવે છે. ભાષા એ જીવંત પ્રક્રિયા છે તેમાં પરિવર્તન થયા કરે છે વ્યાકરણની પરંપરામાં પણ સમયે સમયે ઉચિત

પરિવર્તન થયા કરવું જોઈએ. ભાષમાં જે છે તેના નિયમોનું વ્યાકર એ માળખું છે. ભાષા પર તે કોઈ સુધારો લાદી શકતું નથી પર ભાષામાં જે કોઈ છે તે માટેના નિયમો બાંધી આપે છે.

આનો અર્થ એ થયો કે કોઈ પણ વ્યાકરણ હોય—તેનો પાં તે ભાષામાં જ હોવો જોઈએ. આમાં પરંપરાનો અનાદર નથી પ ભાષાના બદલાતા પ્રવાહ સાથે વ્યાકરણે તેની સૂઝ બદલવી જોઈ તેવો આગ્રહ છે. જીવંત ભાષાને વ્યાકરણ બાંધી રાખી શક્તું નથ સમયે સમયે વ્યાકરણે તેની સૂઝ બદલતા રહેવું પડે છે.

સંસ્કૃત પ્રવિશતિ ગુજરાતી પેસે.

એક શબ્દ તેના આજના રૂપમાં તેની જનની ભાષાને ગમે તેટ ઋણી હોય પરંતુ બન્ને ધાતુ વિશેની મૂળભૂત સૂઝ બદલાઈ ગઈ વ્યાકરણ આવી બદલાતી સૂઝ સાથે બદલાયા ન કરે તો તેના નિય થીજીને જડ થઈ જાય અને ભાષા તેનાથી દૂર નીકળી જાય.

ગુજરાતી ભાષાના વ્યાકરણનો વિચાર કરીએ તો જેનો ગુજરાતી જ પાયો હોય તેવું વ્યાકરણ રચાયું છે ખરું?

પ્રાકૃત અને અપભ્રંશ ભૂમિકાથી આજ સુધી તે ભાષાને પાયા રાખી કોઈ વ્યાકરણ રચાયું નથી. સંસ્કૃત વ્યાકરણના નિયમોનું માળ અહીં તહીં થોડા ઉપલક ફેરફારો સાથે બધાને લાગુ કરવામાં આવે

એક વિભક્તિનું જ ઉદાહરણ લઈએ તો સંસ્કૃત ભૂમિકા વિભક્તિનું એતું એ માળખું ચાલુ છે. જ્યારે વિભક્તિનો એક પ્રત્યય માત્ર બચી રહ્યો છે અને બીજું સમયના ક્રમમાં લુપ્ત થ ગયું છે. આજે નામ વગેરે પાછળ વાપરીએ છીએ તે બધા અનુગો

આ સૂઝ હવે બદલાય તે જરૂરતું છે.

પૂર્વગ અને ઉપસર્ગનો ભેદ પરંપરાથી વ્યાકરણોમાં બતાવાય વાસ્તવિક રીતે આ ભેદ કેટલે અંશે શાસ્ત્રીય છે?

વ્યાકરણના ઘણા મુદ્દાઓ નવેસરથી તપાસ માગે છે.